# અમનામાહુત

તે

એક હજાર વર્ષ પછી

## એક પારસી તરીકે પાછો જન્મેલો

## બેબીલોનનો મહાન બાદશાહ

અને તેની

**દિલકુશ કાંહાંણી.**

હજારો વર્ષપરના સાચા જાદુઇ એલમને લગતી

## એક ઓરિજીનલ વાર્તા


લખનાર

**ડોસાભાઇ એદલજી ભરૂચા**

તે

'ગુલમા' 'એપોલોથી અમેરિકા'

વગેરેના લખનાર


વખત ચાલ્યો અને ચાલ્યો જાયછ, પેલી ઘડી આવવી રહેવાની નથી;
જે કરવું હોય તે બસ હયાં કરી લે, તન મન રોકી ખુબ મથી.

:o:


મુંબઈ:—ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત્ ૧૯૬૩ સન ૧૯૦૭

કીંમત રૂ. ૨.

# બે બોલ.



ને દહાડે મારૂં મગજ બહુ ઘુમતું હતું. અયામ પ્રકાશવાળી બપોરનો હતો, અને હું મારી ટેબલ આગળ ખ્યાલાતના વમળમાં વિંટલાઇ, શોકાતુર જેવો, આંગપર ફરફર વા ખાતો, મજલુમ જેવો, કંઇક ગમગીન, કંઇક ગંભીર, કંઇક વમાસણમાં, એક ચીતે જોતો, મારા હાથની કોણીપર મારૂં માથું ટેકવી, ભેજાંના ઉંડાણમાં ગર્ક જઇ, આંખના ભવાં ચઢાવી, હાથનાં આંગળાંનાં કડકા ફોડી, વાહેલ, જાહેલ, અને કાહેલ, માયુસ થઇ બેઠેલો હતો.

'આજે એ મને શું થતું હતું?' આ સવાલ હું મારાં મનસે બારબાર કરતો હતો. આજે મારૂં દેમાગ એટલું બધું ઘુમતું કેમ હતું? ને હાથના આંગલાં બી જાણે કડાકડ ભાંગી જતાં હોય તેમ કડાકડ કડકા સાએ એટલા બધા ફુટતા હતા? અરે! અરે! મારો હાથ બી એટલો બધો ધ્રુજી કેમ રહ્યો હતો? ઓ! ને એ શું? માંરાં માથાંમાં ઘુમરી કેમ આવતી હતી?

મેં હેબતથી આસપાસ જોયું! મારા ઓરડામાં કોઇ નહિ હતું. મારી ટેબલપરની કેતાબો તેમ જ બીજું બધું જેમનું તેમ હતું. ટેબલના એક ખુણામાં મારૂં ઘડિયાલ પોતાનો રાબેતાનો ઘસડબોરો કર્યું જતું હતું, અને તેના કટકટ કટકટના એકસરખી રીતે ચાલ, ચાલ, અને ચાલ કર્યાથી મને ઝટ બધો ખ્યાલ આવી ગયો; વળી, જાણે ઘડિયાલબી આ મારા ખ્યાલને મળતું થતું હોય તેમ, તેણે પોતાનું લોખંડી મ્હોં ખોલી બે નો અમલ જાહેર કીધો, અને હું બી મારાં મનસે, 'બે!' કરી અચરતીમાં બોલ્યો.

ઉપરાંત વળી, આ 'બે' કરીને બોલવા સાથે જ મારાથી 'બે વર્ષ!' કરી પોતાની મેળે બોલાઇ જવાયું, અને એ મારાથી શું બોલાયું તે હું સમજી શકયો

નહિ. આજ વખતે ટેબલના એક ખુણામાં પડેલી મારી કલમ કંઇક ફડફડી—કદાચ પવનથી હોય—અને મેં આંખ ફાડી તેણી તરફ જોયું. વળી પાછો મને 'બે વર્ષ' કરી ખ્યાલ આવ્યો, અને પાછી કલમ ધ્રુજી.

'તેણી શું કહેવા માંગતી હતી?' આ સવાલ હું મારાં મનસે કરતો હતો, અને તેણીને એકી ટગરે જોવાથી તેણીની લોખંડી જીભલીપર કાટ ચહડી ગયેલો દેખી, મને સઘળો ખ્યાલ ઝટ આવી ગયો. 'હા!' હું ટેબલપર એક મુક્કી મારી ઉભો થઈ પોકારી ઉઠયો, "બરાબર! બે વર્ષ થઈ ગયાં મેં તેણીને હાથમાં લીધી ન હતી,' અને ખરેખર! મારી 'ઝુલમાં' પછીના બરાબર બે વર્ષ પસાર થઈ ગયાં હતાં!

જાણે આ મારા ખ્યાલપર મારી ટકોર કરતું હોય તેમ ઘડિયાલે બી ખંખાંર મારી અડધા કલાકનો એક ટકોરો કીધો, અને પોતાની આગળ અને આગળ વધતી બે રેહેમ ચાલની પૂરતી સાબીતી આપી. જાણે તે આવી મસ્કરીથી મને કહેતું હોય કે, 'હા બા, બે વર્ષ પસાર થઈ ગયાં,' તેવું લાગતું હતું, અને વળી આ તેની ટકોરના ટેકામાં જાણે કલમ બી એકમત થઈ હોય તેમ તેણી બી પાછી જરા હીલી—પાછી કદાચ પવનથી હોય!

મેં ઝટ તેણીને ઉચકી લીધી, અને તેણીને એક ચાતે જોઈ હું મનથી બડબડયો, 'શું તું પાછી ચાલવા માંગે છ?' જાણે તેણી મને હા કહેતી હોય તેમ તેણી મારાં આંગળાંમાં વરી પાછી જરા હીલી—કદાચિત મારાં આંગળાંના હીલવાથી જ હોય.

મેં તેણીને બારીકીથી જોઇ, યા ખુદા! તેણીની લોખંડી જીભ તમામ કાટથી ભરાઈ ગઈ હતી. હું હેરતમાં હેબતી ગયો, ને મનસે વમાસ્યું કે આવું લોખંડનું હથિયાર વપરાયા વગર પડયું પડયું કટાઈ જાય, તો આપણાં માંસની બનાવટના ભેજાંના પડી રહ્યાથી શા હાલ થતા હશે? હજી તો હું આ વિચાર કરૂંછ એટલામાં વરી પાછો પેલા આપણુને આખીર તરફ ઘસડતા લોખંડી પાસબાને પોતાનું કાંસાંનું મોઢું ખોલી પીતલની જીભમાંથી ત્રણનો ટકોરો કીધો ને હું

ગુસ્સાની ઘેનમાં ગભરાઈ, ચ્પફાડ ઝીક કરી મોટા ધડાકામાં ખુરસી ખસેડી છલંગ મારી ઉભો થયો.

'એનું ખાનું ખરાબ થાય એનું? જરા તો ઉભું રહે? બસ ચાલ, ચાલ, અને ચાલ મારા બાપજ કે?' પેલા કંગાળ વખતના પાસબાનને ડોળા કકડાવી જોઈ હું ગુસ્સાના આવેશમાં બોલ્યો; પરંતુ તુરત મને ભાન આવ્યું અને હું પાછો થંડો પડી જઈ મારી ખુરશીપર બેઠો.

અહા! ત્યારે બે વર્ષ સપાટામાં પસાર થઈ ગયાં! મારી કલમપર ચઢી ગયેલા કાટથીજ મને આજે થતા માથાંના સખ્ત દુખારાનું કારણ હું ઝટ પામી ગયો. હા, તે બી પડયું પડયું કટાતું હતું.

કલમને મેં જરા તેલ લગાડી સાફ કરી નાંખી, અને માંથે સુંઠ ભરી ખુબ મસળ્યું. એ પછી પાછો હું મારી ટેબલપર બેઠો. પેલું કાલ માપક યંત્ર કહો, યાતો કાળ તરફ ધસડી જનારો ચોકીદાર કહો–તે જરા બી આશાયેશ વગર ચાલુજ હતું, અને જાણે હજુ મને તે સતાવતું હોય તેમ વળી પાછો તેણે ઠોકા મારી સાડાત્રણ જાહેર કીધા.

રે! રે! વખત કેવો ચાલી જતો હતો! મારાથી હવે થોભાયું નહિ. ઝટ ખાણું ખોલી માંહેથી કાગળ ખેંચી કહાડી કલમ પકડી હું બસ લખવાજ પડી ગયો, પરંતુ શું લખવું તેનું મને કશું ધ્યાન કે ભાન ન હતું.

મેં ખુબ ભેજું કસ્યું, લેકીન કાંઈ એ વળ્યું નહિ. માંથે તડાપો મારી દેમાગને પાછું ઠેકાણે લાવવા માંગ્યું, પરંતુ કોઈ ચીજ નહિ; માંહે કશો ખ્યાલ પેદાજ નહિ. આથી હું બહુ ચીડમાં આવી ગયો. મેં હવે કલમ પકડી તે ચલાવી જોઈ, વ્હા! મેં અચરતીની આંચકી ખાધી! તેણી તો બસ ચાલવાજ મંડી ગઈ! મેં ખોદાનુ નામ લઈ ચલાવ્યા જ કીધી, અને રોજ બે ત્રણ કલાક ચલાવી તેણી પાસે આ કિસ્સો લખાવી કાઢયો. તેણીએ ત્રીસએક દિવસમાં આ કામ આટોપ્યું, અને હું તેણીપર ફીદા થઈ ગયો.

જ્યારે આ કિસ્સો લખવા મેં તેણીને હાથમાં લીધો હતો ત્યારે એ કથાના પ્લોટ બાબે મને સ્વપને બી ખ્યાલ ન હતો, બસ જેમ કલમ ચાલી તેમ ચલાવી, અને તેણીએ જ્યાં જ્યાં વલાણ લીધી, જ્યાં જ્યાં આડી ફાટી, જ્યાં જ્યાં અટકી, અને જ્યાં જ્યાં થંભ થઇને ઉભી, ટુંકમાં જેમ તેણીએ કાધું તેમ કરવા દીધું.

ત્યારે પ્રિય વાંચનાર! એ મુજબ આ કિસ્સો લખાયેલો છે. એ કેવો લખાયો છે, તે હું કહી શકતો નથી, સબબકે એ જોવાનું કામ તારૂં જ છે. એમાંથી ગર માલમ પડે તે ખાજે ને કુચો નાંખી દેજે.

પુઠાંપરનો દિઝાઇન મારા પેન્ટીંગના અનુભવથી કરાવેલો છે કે જે આશા છે જે તને પસંદ પડશે.

**ડોસાભાઈ એદલજી ભરૂચા.**
ચંદનવાડી—ગીરગામ રોડ.

માંરા મુરબ્બી પિતા

## શેઠ એદલજી ડોસાભાઈ ભરૂચા

એમને

એમના મારા પર્યંતના અથાગ ચાહ

અને મને

કેળવણીમાં આગળ વધારવાના ભારે ઉત્સાહની એક

અદના સેવામાં આ નાનો ગ્રંથ એના કર્તાએ

નમ્રપૂર્વક અર્પણ કર્યો છે.

રાતે તે કેવો દેખાવો જોઇએ? અલબત દોજખમાં ઢગ થઇને પડેલા અરેબિયન નાઇટસમાંના કોઇ દેવ જેવો જ; અને ખરેખર તે તેવો જ દેખાતો હતો!

અહા! તે ડુંગર કે જે પર પારસીઓના લાખો રવાનો સદાની, હમેશની, જાથુકથી અને કાયમની મીઠી નીંદમાં સૂતાં છે, અરે! અરે! ત્યાં કેવાં આપણાં સગાં વ્હાલાં, દોસ્ત આસનાઓએ, આ દુનિયાની જૂઠી મોજમજાહ, ધન દોલત સઘળું તજી, ખાલી હાથે નગન હાલતમાં એકજ જગાએ આરામ કીધોછ! હા, એક જ જગા! ઓ, અશો પયગમબર માહાન ઝરથોસ્ત, તારો મોતેબર ધરમ આ ઉપરથી શું શિખવેછ? એજ કે ગરીબ અને તવંગર બેઉ સરખાં જ છે. તવંગરીમાં પૈસાથી તંગ થઇ તુમાખીનો તોર કરી લો, પરંતુ મુવા બાદ તમારી હાલત એક ગરીબના જેટલી જ કંગાળ છે.

અહા! આવી એક જગ્યા, આવી ઘોર જેવી ચુપકીદીવાળી જગ્યા, કે જ્યાં ફક્ત દીસનાજ ફર્યાથી આપણે તમામ આ દુનિયાની જૂઠી માયા ભૂલી જઇ તે બારેહકતાલાને યાદ કરવા પડી જઇએ! આવો ગંભીર દેખાવ કે જે જોવાથી આપણી તમામ બુરી ખાસ્યતો દફે થઇ, આપણા દીલમાં જેટલી ભલી લાગણી હોય તેટલી ખીલી નીકળે અને એક પળ આપણાં બૂરાં કામો આપણે હૈયે ચહડી આવી આપણી આંખમાંથી બે ત્રણ આંસુ ખેરવે! ત્યારે એવી એક જગ્યાપર રાતે ફરવાની કોણ હીમ્મત કરે? અને ખરેખર! આપણે લખીગેછ તે રાતે એક કાળો આકાર ત્યાંના ઝાડોમાં ભરાતો છૂપાતો ભટકતો જણાતો હતો.

હા, તેની હીલચાલ અને તેના કદપરથી તે એક માણસનોજ આકાર માલમ પડતો હતો. પહેલાં તે વાલકેશ્વરના બુંગાખાના તરફના કોઇ બંગલા-માંથી ઘણી જ સંભાળથી આજુબાજુ જોતો બહાર આવ્યો, અને બીહતો બીહતો નરમ પગલે ભરાતો ભરાતો આગલ ચાલ્યો. બુંગાખાનાની સામે આવી લાગતાં તેણે ઘણી જ સંભાળથી પાછું આજુબાજુ જોયું, ને પછી ડુંગરની હેઠે જવાના રસ્તાપરથી તે નીચે ઉતર્યો. તે બહુ સંભાળથી ચાલતો હતો, તેણે પોતાના

હાથ અદબ વાળેલી ઢબે રાખેલા હતા. તેનો પહેરવેસ, કાળો ઓવર કોટ, કાલું પાટલુન અને માથે કાળી શાલ લપેટેલી હતી. એક બોલમાં કહીએ તો તે માથાંથી તે પગ સુધી કાળો કાળો હતો; પણ તે કોણ જાતનો હતો તે આપણે કહી શકતા નથી, સબબ કે અંધારૂ ભારે હતું, અને આપણને તેના કાળા આકાર શિવાય બીજું કશું દિસતું નહતું.

હવે તે જરા ઉતાવળેથી અને નભરવસ આગળ વધતો હતો, કેમકે તે ડુંગરની હેઠ આવેલો હોવાથી, આવા વખતે ત્યાં કાંઇબી હરકત થવાની ધાસ્તી નહતી. ત્યાંના ઉતરાણ ને વાંકા તીકા રસ્તાઓપરથી તે જોરમાં ઉતરી ગયો, પછી એક બાંબુના ઝાડોથી ગીચોગીચ ભરાએલી ઝાડી આગળ થોભ્યો; તેણે ફરીથી આજુબાજુ જોયું, હજી તેના હાથ અદબ વાળેલી ઢબે જ હતા, કે જેમાં કાંઇ પકડેલું હોય એમ આપણને લાગતું હતું.

ધુરરરરર! હા! આસમાનપર ગર્જના શરૂ થઇ. ગોયા કુદ્રતજ આજે રૂઠી હતી. જાણે અંગરેમેનયુસ આસમાનપર તોફાન મચાવી રહ્યો હતો, જેને સપેનતોમેનયુસ વીજલીના ચમકારાઓ કરી ડરાવતો હતો. પહેલાં ગર્જના અને વીજલી ધીમે ધીમે થવા લાગી, પરંતુ થોડા જ વખતમાં વીજલી એટલી તો જોરમાં પડવા લાગી કે જાણે આસમાનપર મોટા ચીરા પડતા જણાયા. પેલો શખસ આથી જરા ધ્રુજતો જણાયો. વીજલીના ઉજાસથી તે હવે આપણને પરગરો દેખાતો હતો. તે ઉંચા કદ અને સારી કાઠીનો માણસ માલમ પડતો હતો. તેનો ચેહેરો સોહામનો અને સફેદીપર હતો. તેની ઉમ્મર પચાસેક વર્ષની આપણે કહી શકીએ.

તે હવે જરા ઉસ્કેરાયેલો દીસ્યો, અને જાણે પોતાનું કામ જલદીથી આટોપી નાખવા માંગતો હોય, તેમ તેણે એક ઝડપી નજર આજુબાજુ કરી લીધી, ને પછી અકડૂ બેસવા ગયો; પણ આજ પળે એક સાંપ તેની બાજુમાંથી સરરર કરી ચાલી ગયો. તેના મોહોડેથી એક ધીમી ચીસ નીકલી ગઇ, તેના હાથ પહોલા થઇ ગયા ને તેમાંની વસ્તુ જમીનપર પડી. જેવી આ

વસ્તુ જમીનપર પડી કે તેમાંથી કાંઇ ઝીણો અવાજ નીકલ્યો કે જે એક નાના બચાંના રડવાના અવાજને મળતો હતો.

પેલો શખસ હરણફાર થઇ ગયો હતો, એક પળ તે ફગલાઇને જ્યાં હતો ત્યાંજ સ્તબ્ધ થઇને ઉભો, પણ પછી તે પાછો હિમ્મત કરી પેલી વસ્તુ લેવા વાંકો વળ્યો, મગર આ વખતે તેણે એક એવો દેખાવ જોયો, કે જેથી તેની છાતીજ બેસી ગઇ.

તે જ્યાં ઉભો હતો ત્યાં એક બાજુએ બાંખુના ઝાડોથી ગીચ ભરાએલી ઝાડી ને બીજી બાજુએ ઉતરાણ આવેલુ હતું. આ ઉતરાણ આગળથી વળી એક બીજો રસ્તો શુરૂ થતો હતો અને એમ વાંકા ટીકા સંખ્યાબંધ રસ્તા ત્યાં કરેલા હતા.

ત્યારે જેવો પેલો અજાણ્યો શખસ વાંકો વળ્યો તેવુંજ તેણે તેની હેઠે આવેલા રસ્તાપર શું જોયું? એક ઘણોજ ગંભીર દેખાવ! કે જે જોવાથી ઇનસાનને તેની તમામ બુરાઇ યાદ આવી તે પોતે દીવાનો બની જાય! અને તે શું હતું? તેની હેઠેના રસ્તાપર એક ગોસાંઇ, વીજલીના ચમકારા, આસમાનની ગર્જના અને પવનના સુસવાટાની કાંઇ પણ દરકાર કર્યા વગર આ દુનિયાની તમામ મોહ માયા તજી દઇ, ગુઠણમંડી પડી બે હાથ ઉંચા કરી આંખ મીચી ઇશ્વર ભક્તીમાં એક ચીતે સમાધીમાં પડેલો હતો! આ વખતનો તેનો દેખાવ બહુજ દમામદાર દીસતો હતો! તેના સુવાલા ચહેરા સાથે એક શુદ્ધ સફેદ દાહડી હતી, કે જે વીજલીના ચમકારાથી સોનેરી બાલ માફક ચમકતી હતી.

પેલો ફગલાએલો શખસ આ બાવાને ડોળા ફાડી એકી ટગરે દાચું વકાસી જોવા લાગ્યો. તે ખાસી પા મીનીટ એમ સ્તબ્ધ થઇને ઉભો. તેના ડોળા તે સાધુપરજ તાંકેલા હતા. એકાએક તેને લાગ્યું કે તે સાધુએ હવે પોતાની આંખ ખોલી હતી અને તે એકચિત્તે તેની તરફ જોતો હતો. તેણે ખુબ ડોળા ફાડી બરાબર તેને જોયું; હા, તે તેની પરજ તીકતો હતો!

આથી તેના મુખમાંથી એક એવી તો ચીસ નીકળી ગઇ કે, જેના તે

ડુંગરના ખોમાં સંખ્યાબંધ પડઘા થયા, ને તે જીવ લઇને ત્યાંથી નાઠો. ત્યાંના વાંકા ટીકા ચઢાણુવાળા રસ્તાઓપરથી તે ધસારાબંધ દોડયો; આવી નાશભાગથી તેનો ઓવર કોટ ખુલી ગયો ને અંદર પેહેરેલું સફેદ પેહેરણુ આપણને દેખાવા લાગ્યું, કે જે એક સદરો હોય એમ આપણે માની શકીએ.

તેના ગયા પછી પેલો સાધુ ધીમેથી ઉભો થતો દીસ્યો. તે નરમ પગલે પેલી બાંબુની ઝાડી આગળ ચાલી આવ્યો, ને ત્યાં પડેલી શાલમાં લપેટેલી પેલી ચીજ વાંકો વળી તપાસવા લાગ્યો. તેણે તે બોચકું પોતાના હાથોમાં ઉપાડી લીધું, ઉપરની શાલ ખસેડી નાખી તો એક ચંદ્ર મુખનું તુરતનું જન્મેલું બાળક તેની નજરે પડયું, કે જે એક છોકરો હતો.

* * * * * * * *

બુરાં કામો કરવાને ઉશ્કેરતો અંધકાર દૂરે કરનારી રોશની પડવા માંડી હતી, યાને પરોઢિયું થવા આવ્યું હતું. પૂર્વ તરફ સૂર્ય નારાયણની સ્વારીનો ડંકો વાજવો શરૂ થયો હતો. જાણે તે બારેહકતાલાના આ પ્રધાનને આવકાર દેવા તમામ વાદળાં બાજુ થઇ જઇ સફસમારી સર નમાવી ગંભીરાઇથી સ્થીર ઉભાં હતાં. એ ઉપરાંત વળી આ ફીયા, આછું મીઠુંનો શણગાર કુંકાનો બી ત્યાં વર્ષાદ વર્પી રહ્યો હતો, યાને આસમાન લાલ થવા માંડયું હતું. જો કે હજુ સૂર્યને બહાર નીકળ્યાને વિલંબ હતો તો પણ આજુ બાજુ પંથરાયેલી રોશની સાફ વસ્તુઓ દેખાવાને પૂરતી હતી; ત્યારે આપણે મહાલક્ષ્મી તરફના દરિયા કાંઠા બાજુ નજર કરીએ, કે જ્યાં આવે સમયે સઘળું ચુપચાપ અને શાંત હતું; અને ફકત એકજ શખસના દેખાવા શિવાય ત્યાં કોઇ દિસતું ન હતું.

આ શખસના પહેરવેસ ઉપરથી તે એક સાધુ જેવો લાગતો હતો. તેણે પીલું ધોતીયું અને પીલો અંગરખો પેહેરેલાં હતાં, તેના પગમાં પાવડી હતી. તેના ચેહેરાપર એક કસબી સુફેદ દાહાડી હતી. તેનો દેખાવ ઘણોજ ગંભીર અને માયાલુ હતો, કોઇબી શખસ સહવારના પહોરમાં તેનું મોઢું જોઇ આનંદ પામે એવો તેનો દબદબા ભર્યો પેશાનીદાર ચેહેરો હતો. તેના હાથ અદબવાળેલી

ઢપે હતા, કે જેમાં એક કપડાનું બોચકું હતું; આ બોચકાંના એક નાના બાકાંમાંથી કાંઇ સુફેદ દડા જેવું દીસ્તું હતું કે જે એક નાના બાળકનું મોઢું લાગતું હતું.

પેલો બાવો આવી રીતે નરમ પગલે નીચું જોતો ને પોતાના મુખે વખ્તો વખ્ત કાંઇ કલામો બોલતો પરેલ તરફ જતો હતો.



## પ્રકરણ ૧ લું.

## ભવિષ્યની ભાર્યા.

પહેલાં પ્રકરણમાં બનેલા બનાવોની બીજી સહવારે વાલકેશ્વરના ડુંગરની પશ્ચીમ તરફ આવેલા એક બંગલાના એકાંત ઓરડામાં એક પારસી જવાન પૂર ગંભીરાઇથી તે ઓરડામાંની એક ઇઝીચેરપર લેટી, વિચારોમાં લીન થયેલો દીસ્તો હતો. તેના હાથમાં કાગળોનું એક બંડલ હતું, અને તે ઉપર વારંવાર જોઇ તે બે ધ્યાનપણે કાંઇ બડબડતો હતો. તેની આંખમાંથી હવે દડા જેવાં આંસુ નીકળવા લાગ્યાં ને તેના સોહામણા ગાલપરથી નીચે ગબડવા લાગ્યાં.

તે મધ્યમ ઉંચાઇનો સોહામણો ખુબસુરત ૨૦ વર્ષનો જવાન હતો, તેની કાઠી મજબૂત અને તેના હાથ પગ ગંઠાયેલા માલમ પડતા હતા. તેણે પોતાના બદીયાનના ગજવાંમાંથી રૂમાલ કાહાડયો ને તેવડે આંખો લુછી નાખી. પછી તેણે પેલું તેના હાથમાંનું બંડલ પાછું ઉખેડયું ને એક વખત ફરીથી તે તેમાંનું લખાણ વાંચવા લાગ્યો કે જે નીચે મુજબ હતું:-

મારા દીકરા સોરાબ,

આ મારા હાથે લખેલું કાગળનું બંડલ જ્યારે તુંને મળશે ત્યારે તું વીસ વર્ષનો થયેલો હશે. તારી એટલી જ ઉમ્મરે એ તુંને મળે એવો મેં સુરતના મારા મિત્ર મી૦ બેરામસા બેરીસ્ટર સાથે બંદોબસ્ત કીધેલો હતો. મારી

એસ્ટેટની ઉપજમાંથી દર મહિને તુને રૂપિયા એકસો મળતા રહે એવોબી મેં એવણ સાથે કરાર કીધેલો હતો, અને એ મુજબ તુંને મળતા રહ્યા હશે.

મારા વહાલા દિકરા આટલો લાંબો વખત હું કયાં હતો? શું કરતો હતો? ને હું તુંને શું કામ તજી ગયો? એ સઘળું તુંને તારી લાયક ઉમ્મરે જણાવવા થકી મેં આ કાગળ લખી એ મારા મીત્ર બેરામશાને તુને તારી ૨૦ વર્ષની ઉમ્મરે પુગાડવા માટે સોંપ્યું હતું. દીકરા આટલો લાંબો વખત તુને આ દુનિયામાં એકલો તજી દેવા માટે મને ઠપકો આપતો ના, પહેલાં આ મારો હેવાલ વાંચી વિચાર કરજે, ને મારાપર દયા લાવજે.

આ દુનિયાની તમામ ગેબી ભલી શક્તિઓ, તમામ ફરેસ્તાઓ, તમામ અમસાસ્પંદો, અને છેલ્લે તે માહાન કૃપાળુ બાપના હું સોગંદ લઇ આ મારો હેવાલ તારી સનમુખ ધરૂં છું ને આપણા મોતેબર ધરમના કસમ લઈ જણાઉં છું કે એમાં લખેલી એકે એક લીટી સચાઇથી ભરપૂર છે.

હા, હું સાચો એકરાર કરવાને જરાબી લજવાતો નથી, મેં આજ મારી મજબૂત કાઠીથી તે કામ બજાવ્યું, આજ મારા મજબૂત હાથોથી તેની નસલ દુર કીધી; હા દીકરા, તું ધ્રુજતો જણાયછ, હા, તે એક પાપી ઇનસાનનું ખૂન જ હતું.

'ખૂન, ખૂન, ને બસ ખૂન'! વીસ વર્ષની વાતપર હું આ શબ્દો મારી છાતીમાં કોરી રાખી જંગલે જંગલ, પાહાડે પાહાડ, બડબડતો ભટકતો હતો. હિન્દુસ્તાનની ચારે દિશાએ હું દોડયો, હું થાકો, હું હાર્યો, હું જીત્યો, હું થાકથી અધમૂવો થયો પણ આખરે મેં તે કામ બજાવ્યું, હા, વ્યાજ સીકે બજાવ્યું, તેને ઠાર માર્યો.

દીકરા, હું તુંને વધુ વાર ઇંતેજાર બનાવતો નથી, અને મારો હેવાલ પહેલાંથી માંડીને તુંને જણાઉં છું:–મારો જનમ ભરૂચમાં થયો હતો. મારો બાપ તે તારો બપાવો ભરૂચમાં કાપડનો વેપાર કરતો હતો, ને તે પાંચ પૈસે સુખી હતો. હું પાંચ વર્ષનો થયો કે મારી મા ગુજરી ગઇ, ને મારી સંભાળ લેવાનું

કામ મારા બાપને માથે આવી પડયું; પણ તેણે મારી ઘણી સારી બરદાસ્ત લીધી ને મને સારી કેળવણી આપી. જેમ જેમ હું મોટો થતો ગયો તેમ તેમ હું ઘણો બાહોસ અને ચબરાક બન્યો, ને કેળવણીપર ઘણું સારૂં ધ્યાન આપવા લાગ્યો.

જ્યારે મારી ઉમ્મર આસરે ૧૫) વર્ષની હતી ત્યારે એક રોજે સાંજે સ્કુલેથી આવતાં મેં મારા બાપને એક ગોંસાઇ સાથે ઘરના ઓટલાપર બેસી કાંઇ વાત કરતાં દીઠા. હું ઘર નજદીક ગયો ત્યારે મારા બાપે પેલા ગોસાંઇને મારો હાથ જોઇ મારૂં ભવિષ્ય કહેવા જણાવ્યું. મેં મારો હાથ લાંબો કરી ગોસાંઇને આપ્યો, તેણે ખુબ ધ્યાનથી તે તપાસ્યો, મારૂં માથું આજુ બાજુ ફેરવી જોયું, ને પછી તેણે પોતાનો અભિપ્રાય જણાવ્યો. તે આમ બોલ્યોઃ— "શેઠ, આ તમારો છોકરો આજેજ એક છોકરી સાથે અદરાશે, પણ તેણીથી એ સુખી થનાર નથી. એ તારાજ નારાજ થઇ મારા જેવોજ સાધુ થઇ જશે અને જંગલે જંગલ ભટકશે. વળી એના હાથે કોઇનું લોહીબી રેડાશે."

મારો બાપ આવી બુરી વાણી કહાડવા માટે પેલા બાવાને ગાળ દેવા પડયો અને તેને કાંઇબી પૈસા આપ્યા વગર હાંકી કહાડયો. જતાં જતાં તે વેરાગી આમ બોલી ગયો 'જો આ મારૂં કહેલું ખરૂં પડે તો મને હિમાલય પર્વતપર મળજે, ત્યાં હું તને આશરો આપીશ.' તે આ શબ્દો મને એવી તો તીક્ષ્ણ નજરથી જોઇ બોલ્યો, કે જાણે મને તે સાધુ તરફ દયાનો જોસ્સો થઇ આવ્યો, અને તેજ વખતે તેની સાથે ચાલી જાવું, એવું મને મન થયું. તોપણ મારા બાપે મારૂં પાંખરૂં પકડી અંદર ખેંચી લીધો ને બારણું ઢાંકી દીધું.

ઘરમાં જઇ ચાહ પી હું મારા બાપને કહી ફરવા જવા બાહાર નીકળ્યો. દરરોજ સાંજે હું કોટપર જતો હતો, ને ત્યાં અમો સઘળા એકકલાસના દોસ્તદારો સાથે ક્રીકેટ રમતા હતા. આ સઘળા દોસ્તોમાં મારો એકજ જાની મિત્ર હતો, કે જેનું નામ કાવસજી પેસ્તનજી હતું. અમો બેઉ વચ્ચે ઘણી ઘાડી મિત્રાચારી બાઝેલી હતી. કાઉના અને મારા વિચારો એકમેકને મળતા હતા, અને અમો કાંઇબી છૂપી વાત અરસપરસ જણાવી દેતા હતા.

ત્યારે આજે સાંજે રાબેતા મુજબ હું મારા મિત્રો સાથે રમવા કોટ તરફ ચાલ્યો; પણ નહિ, આજે મારૂં ત્યાં જવા મન થયું જ નહિ. જાણે આજે મારી હાલત તમામ બદલાઇ જતી હોય એમ મને લાગ્યું. હું પોતાને આજે ઘણોજ દાનાળ અને બાહોસ એક મરદ સમજવા લાગ્યો; આજે હું એક નાનો ૧૫) વર્ષનો છોકરો હતો એમ હું તમામ ભૂલી ગયો, ને મેં વિચાર્યું કે એમ રોજ નાદાન છોકરાઓ સાથે રમ્યા કીધાથી બચ્ચાં જેવું રહી જવાય.

વળી મોટું અજબ જેવું તો એ હતું કે કોઇ દહાડે નહિ ને આજે હું રસ્તાપરથી પસાર થતાં ઔરાંઓને ટીકી ટીકીને જોવા લાગ્યો. હા, મેં તેઓ તરફ ફરી ફરીને જોયું, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આજે મને એમ ઔરાંઓ તરફ જોવાથી કલેજામાં ફાળ કેમ પડતી હતી?

તુરત મેં વિચાર કીધો કે 'ગેલાની' કુવા તરફ જવું, કે જ્યાં સાંજને છેડે ઔરાંઓ પાણી ભરવા આવતાં હતાં. જેવો મને આ વિચાર સુજ્યો કે મારા પગોએ પોતાની મેળે વલાણ લીધી ને હું વેજલપોરના રસ્તા તરફ ચાલવા લાગ્યો. હું ઉતાવળે પગલે મારી ડોક નીચી રાખી ચાલતો હતો. આજે મને એ શું થઇ ગયું હતું, જેની મને કશી સમજ પડતી નહતી.

મારી બેફામી એટલી બધી હતી કે હું કુવા આગળ આવી પૂગ્યો તેની બી મને ખબર પડી નહિ, પણ હાંડાઓના અવાજથીજ હું મારા વિચારોમાંથી જાગૃત થયો. મેં ઉંચે જોયું તો ઝાડની ઘટાઓમાં મેં કેટલાંક ઔરાંઓને કુવા પર પાણી ભરતાં દીઠાં. હું ઝાડના ઓઠે ઓઠે ભરાતો તેઓ તરફ ગયો, ને એક ઝાડના થડ પાછળ ભરાઇ બેસી તેઓને ધ્યાનથી તપાસવા લાગ્યો. હું શું જોતો હતો જેની મને મુતલગ સમજ પડતી નહતી. હું બસ બે ધ્યાનપણે તેઓને નિહાલતો હતો. તેઓ આપસ આપસમાં મજાક કરી હસ્તાં હતાં. તેઓમાં કેટલાંક અધાડ અને કેટલાંક જુવાન હતાં, અને હું વગર સમજે નિર્દોષપણે જુવાનોને જ જોતો હતો!

આ મુજબ ભરાઇ બેસી મેં ખાસો અડધો કલાક તેઓની ગમત જોઇ. તેઓ પાણી ભરી આસ્તે આસ્તે ત્યાંથી વિદાય થવા લાગ્યાં, ને છેલ્લે કુવા

આગળ કાંઇ રહ્યું નહિ; તેણી હજુ હું ત્યાં જ બેતાબ હાલતમાં બેસી જ રહ્યો. પણ પછી મને તરત ભાન આવ્યું ને હું જવા થકી• ઉઠયો, મગર આજ વખતે મેં એક એવો દેખાવ જોયો કે મારાં આખાં બદનમાંથી એક થંડી ધ્રુજરી પસાર થઇ ગઇ, ને તે શું હતું? એક ગુલબદન છોકરી!

હું જે જગ્યાપર ભરાઇને બેઠો હતો, તેની આજુબાજુ સંખ્યાબંધ આંબાનાં ઝાડો હતાં, અને તે ઝાડોની ઘટામાંથી મેં એક એવો મુખડા જોયો કે મારો જીવ પરેસાન મારી ગયો. તે એક સુંદર છોકરીનો મનમોહન ચેહેરો હતો. તેણી મારી સામેના ઝાડોમાંથી વાંકા ટીકા રસ્તા લઇ નાજુક કદમે ચાલી આવતી હતી, અને આ તેણીની હીલચાલ સાંજના ઝઝખલાંમાં જાણે ચાંદ વાદલાંઓમાં ભરાઇ પાછો નીકળતો હોય એમ લાગતું હતું. હું તેણીને ડોળા ફાડી હરણ ફાર થઇ જોતો હતો. તેણીની ઉમ્મર બારેક વર્ષની લાગતી હતી, અને તેણી જોબનના બહારમાં ખીલી રહેલી હતી. તેણીના શરીરના એકે એક ભાગો ઘડવામાં તે બારેહકતાલાએ જાણે કમાલ કીધો હતો. તેણીના માથાંથી તે પગ સુધીમાં એકબી ખામી દીસ્તી નહતી. તેવાજ ઘટમદાર હાથ, તેવા જ ગંઠાએલા પગ, તેવું જ મધ્યમ કાઠીનું ભરાવદાર દીલ, ને તેવો જ ગોલ સોહામણો ચેહેરો! તેણીના પગ ઉઘાડા હતા, કે જેના આંગલાંના નખને મેદીથી રંગેલા હતા કે જે પરવાલાં જેવા ચમકતા હતા. હું તેણીનું આવું ગંઠાએલું દીલ જોઇ અજાયેબીમાં લીન થઇ ત્યાં દીગમૂઢ જેવો બેસી રહ્યો. પણ જયારે તેણીએ બાજુમાંના ઝાડપર બેઠેલી એક કાગડીને 'કાય કાગરી' કરી બોલવા પોતાનું મોહું ખોલ્યું,–કે જે ખોલવા સાથેજ જાણે મોતીથી મઢી લીધેલી તેણીના દાંતની બત્રીસી મેં જોઈ,–ત્યારે મારાથી 'યા ખોદા' કરી બોલાઇ જવાયું. ખરેખર તે ખોદાઇ કારીગીરીનો એક અચુક નમુનો હતો, કે જેપર હું આફ્રીન પોકારવા લાગ્યો.

તેણી લટકતી ચાલે કુવાપર ચાલી આવી, કાંઇક ઠણકા સાથે પોતાના માથાંપરનો ચાંદી માફક ચમકતો પીલતન જેવો હાંડો જરા હાથને કમાન

આપી હેઠે ઉતાર્યો, એક પળમાં તેને દોરડાંના ફાંસા સાથે લટકાવી, બોલ બોલતામાં પાણી ખેંચી કહાડયું; ને તેટલી જ ચપરાકીથી ચાર ગ્યાલન પાણીથી છલાછલ ભરેલો આ કુબા જેવો હાંડો એક ઝટકામાં પોતાના માંથાપર ઉઠાવ્યો; પણ આ ઉઠાવવા સાથે જ ત્યાંની ચીકણી લાદીપરથી તેણીનો પગ લપસી ગયો, તેણીથી સમતોલપણું જાલવી શકાયું નહિ, અને એક ચીસ સમેત તેણી કુવામાં પડી.

તેણીની આ સઘળી હીલચાલ હું બેપ્રામીથી જોતો હતો, તે એટલાં વેર કે તેણી કુવામાં પડી તોબી હું જરાબી ચોંકયા વગર બેધ્યાનપણે બેસી જ રહ્યો; લેકીન તુરત મને ભાન આવ્યુ, હું કુદકો મારી ઉઠયો, કુવાના મોહ આગળ દોડયો, ને આંખના એક પળકારામાં મેં તેણીની પુઠે નખાવી દીધું. મારે કહેવું જોઇએ કે અમો સ્કુલના મિત્રો નદીમાં હર હમેશ તરવા જતા હોવાથી હું તરવાનો હુનર ઘણો સારી રીતે જાણતો હતો, કે જેથી મને એક જીવ બચાવવાનું પુણ્ય હાંસલ થયું, મગર પાછળથી તેણીને બચાવવા માટે હું કેટલો પસ્તાયો, અફસોસ, હું બોર બોર જેવાં આંસુએ રડયો; હું પાયમાલ થયો. દીકરા તકદીર આગળ તદબીર રદ છે.

મેં પાણીમાં બુડકી મારી તેણીને ઝટ ઉપર ખેંચી કહાડી, ને કુવાની દીવાલના એક બાકામાં હાથ નાખી બીજે હાથે તેણીને પાણીની સપાટી ઉપર ધરી રાખી. તેણીએ ખુબ પાણી પીધું હતું, ને મુસ્કેલીએ દમ લેતી હતી. વરી પાછો કાંઇબી કર્યા વગર હું બેધ્યાનીથી તેણીનો ચેહેરો જ એકી ટગરે નીહાળવા લાગ્યો, ને પોતાની મેળે મારૂં ડોકું વાંકું થઇ ગયું, ને તેણીના હોઠ સાથે મારા હોઠ અથડયા.

થોડાક વખતમાં કુવાના મ્હોંપર બીજાં બૈરાંઓ આવી લાગ્યાં, તેઓએ અમને જોઇ દોડાદોડી કરી મુકી; અને અમને ઉપર ખેંચી લેવા માંહે દોરડાં નાખ્યાં. એક મજબૂત દોરડું તેણીની કમર આસપાસ મેં બાંધ્યું ને બે ચાર બૈરાંઓએ સાથે મળીને તેણીને ઉપર ખેંચી લીધી. આ પછી

હું કુવાની દીવાલના ખાંચાઓમાં હાથ ભેરવી ઉપર આવ્યો. મેં સઘળી બીના ઐરાંઓને જણાવી, જ્યારે તેઓ તેણીને બચાવી લેવા માટે મને ‘મરૂં, મરૂં,’ કરવા લાગ્યાં, ને એક બે જણ તો ત્યાંના ત્યાં જ બોલ્યાં જે ‘માય એ તો ખોદાઇ જાહાનનું જોડું!’

ઐરાંઓની દાબ ચાંપથી થોડા જ વખતમાં તેણી પાછી હુશિયાર થઇ, ને પોતાની ખરી હાલત સમજવા માટે આજુબાજુ જોવા લાગી. પોતાનું ભિંજેલું આંગ જોયું ત્યારે જ તેણીને સમજ આવી ને પોતા સામે મને બી ભિંજેલાં કપડાંમાં જોવાથી તેણી સઘળું ચેતી ગઇ, ને મને આંસુના ચમકાટ સાથની ઉપકાર ભરી આંખોથી જોવા લાગી, કે જે તેણીની નજર હું આજ સુધી ભૂલ્યો નથી. પહેલાં તેણી મને જોઇ શરમથી લાલ બની ગઇ, પણ પછી હિમ્મતથી ઉઠી તેણીએ મને પોતાનાં નાજુક હાથોથી ઓવારણાં લીધા, કે જે વખતે મારા દીલમાં થએલી લાગણી મને હજુ સુધી યાદ છે.

થોડા વખતમાં બીજા ઐરાં કુવાપર પાણી ભરવા ત્યાં આવી લાગ્યાં, કે જેમાં તેણીની માસી બી હતી. ઐરાંઓએ તેણીની માસીને ઘેરી લઇ સરાહ-ગાતથી સઘળી હકીકત જણાવી, એટલે તેવણે મને પોતા તરફ ખેંચી પેટમાં ચાંપી મારા ગાલ બચીઓથી ભરી નાખ્યા; પણ એટલું જ કરી તેવણ અટ-કયાં નહિ, પોતાના આંગળાંમાંથી બે નક્કર સોનાની વીંટીઓ ખેંચી કહાડી એક મને પહેરાવી ને બીજી તેણીને પેહેરાવી, ને અમો બેઉના હાથ મેળવ્યા. કેટલાંક ઐરાંઓ કુવાપર ચોક પૂરવા માટે કુંકુ લાવ્યાં હતાં, જેમાંથી અમોને ટીલા કીધા, ને બધાંઓએ અમને ઓવારણાં લઇ સાથે મળી ગીત ગાયું. ત્યાર પછી સઘળાંઓએ પોતપોતાનું પાણી ભરી લીધું, ને અમારૂં સરઘસ બહાર પડયું. સઘળાં ઐરાંઓ રસ્તામાં સાથે ગીત ગાતાં ચાલતાં હતાં, હું અને મારી અદરાયેલી કે જેણીનું નામ આઇમાય હતું તેઓ તેઓની પૂઠે ચાલતાં હતાં. મેં મારી નાની ઐરીનો હાથ ધરેલો હતો, અને અમારા બેઉના હાથ અમારાં બીના આંગ છતાં ગરમ થઇ ગયેલા હતા. અમો બેઉ જણ એક બી બોલ બોલ્યા વગર નીચી મુડીએ વિચારમાં મસગુલ ચાલતાં હતાં.

રસ્તામાં મળતાં લોકો અમારે વિષે પરપૂછ કરતાં, જેને ઐરાંઓ સઘળી બીનાથી વાકેફ કરતાં, અને તેઓ અમારાં જોડાં માટે પસંદગી બતાવતાં હતાં. એમ કરતાં અમો ઝાડોની ઘટાવાળા વેજલપૂર બાજુના રસ્તાપર આવી લાગ્યાં. સૂર્ય હવે ક્યારનો ગાયેબ થઇ ચુકેલો હતો ને અંધારૂં શરૂ થયેલું હતું. એકાએક મેં મારી પછવાડેના એક ઝાડ તરફ કાંઇ સનસનારો થતો સાંભળ્યો. મેં તે તરફ જોયું, અને યા પરવરદિગાર! મેં ત્યાં શું જોયું? જે સાધુ આજે જ સાંજે મારા બાપની મુલાકાત લઇ ગયો હતો તેને જ મેં ત્યાંના એક ઝાડ પાછળ ઓઠામાં ઉભેલો દીઠો. તે મારી તરફ એકચિત્તે જોતો હતો, ને તેનો એક હાથ અદબ વાળેલી ઢપે ને બીજો પોતાના કપાળ તરફ હતો. આ હાથની એક આંગળી તેણે કપાળે ટકેલી હતી, કે જે કર્મની નીશાણી દેખાડતી હતી, અને તેના મારી તરફ આમ એકચિત્તે જોવાથી આ તેની હિલચાલનો એવો અર્થ થતો હતો કે જાણે તે મને એમ કેહેવા માંગતો હોય કે 'કરમ તારૂં' એવું લાગતું હતું.

અફસોસ હું નાદાન તે વખતે આ સઘળું કશું સમજી શક્યો નહિ, પરંતુ પાછળથી મને એ સઘળું કેવું યાદ આવ્યું! મેં બેદરકારીથી તેના તરફ જોઇ મારી નજર ફેરવી નાખી. થોડેક આગળ જતાં મારો દોસ્ત કાઉ સામો મળ્યો કે જે ક્રીકેટ રમી ઘરે જતો હતો. તેની સાથે તેનો દોસ્તદાર જાંગીર બામજી હતો. આ જાંગીર સાથે મને મુતલ્લગ પરવડતું નહતું, અને અમો વાતવાતમાં મારામારી કરતા હતા. હું કાઉને તેની સાથે નહિ ફરવા માટે વારંવાર ચેતાવતો, મગર કાઉને કોણ જાણે શું થયું હતું, તે તેને મુકતો જ નહિ. અમો ત્રણે એકજ કલાસમાં હતા, ને લગભગ ત્રણે સરખી ઉમ્મરના હતા. કાઉ મારી આગળ આવી મને પરપૂછ કરવા લાગ્યો, તેનાં કોઇ ઓળખીત ઐરાંએ તેને સઘળી હકીકતથી વાકેફ કીધો, એટલે તે મને મુબારકબાદી આપવા લાગ્યો. કાઉના દોસ્તદાર જાંગીરે તો મને આડી નજરે વટીક જોયું નહિ, કે એકબી સુખન કહ્યો નહિ. મેં તેના તરફ બાડી નજરે જોયું,

તે મારી બૈરીને એકી ટગરે જોતો હતો. એક નિરદોસ જવાન છતાં તેનામાં મેં તે વખતે ધિક્કારની લાગણી ઉશ્કેરાએલી જોઇ હતી કે જે તેના ચેહેરાપરથી માલમ પડતી હતી; પરંતુ તે વખતે હું સમજી શકયો નહિ, અફસોસ આજે તે મને કેવું યાદ આવે છે!

અમારૂં સરઘસ અમારા મહોલ્લામાં જઇ ચહડયું, બૈરાંઓના મોટે મોટે ગીત ગાવાથી લોકો મજલાપરની બારીએથી ડોકાં કહાડી જોવા લાગ્યાં. મારો બાપ ઓટલાપર દોડી આવ્યો, સઘળાં બૈરાંઓએ તેની આગળ મારી વાત કીધી. આથી મારો બાપ ખુશ ખુશ થઇ ગીયો, તે બોલ્યો કે તેણે તો તેના મિત્ર બાપુજીની છોકરી આઇ સાથે મારૂં તેના મનમાં ગોઠવીજ રાખ્યું હતું, અને આઇનો બાપ બી આ ગોઠવણપર રાજી હતો. તેટલામાં આઇનો બાપ ત્યાં આવી ચહડયો કે જે અમારી બાજુમાંનાજ મહોલ્લામાં રહેતો હતો અને તેને ઘરના છોકરાંઓ દોડતાં જઇને તેડી લાવ્યાં હતાં. તે પોતાની છોકરીને આવતાંને વાર ભેટી પડયો, ને મારો બરડો ઠોકી મને શાબાશી આપી. મારા બાપે સઘળી કેરીયત તેને કહી કે જે પર તેને ખુશી બતાવી. થોડા વખતમાં આઇની મ બી ત્યાં આવી પુગી ને અમને પેટમાં ચાંપ્યાં. ત્યાર પછી મારા બાપે મીઠાઇ મંગાવી તે સઘળાંને વેહેંચી આપી. મારાં ને મારી ધણિયાણી આઇના ભીનાં કપડાં ઉતારી નવાં પેહેરાવવામાં આવ્યાં, બે પાટલા ગોઠવી એક વખત ફરીથી અદરાવવાની ક્રીયા શરૂ થઇ, ઓવારણાંપર ઓવારણાં લેવાયા ને આખરે અમો મજબુતીથી અદરાઇ ચુકાં. તેજ વખતે મારા ને આઇના બાપે મસલત કરી ત્યાંને ત્યાંજ લગનનો દહાડોબી નક્કી કરી નાખ્યો. સઘળાંના મહોડાં હસ્તાં હતાં. હું ને કાઉ મિઠાઇના દબુસા મારતા હતા, ને વગર સમજે ધુમ હસતા હતા; હા, પણ એ ખુશાલીની મીજલસમાં એકજ જણ ગમગીન જેવો દેખાતો હતો કે જે મારો પેલો હરીફ તે કાઉનો દોસ્તદાર જાંગીર હતો. હું તેને વારંવાર જોઇ મારાં આંગલાની ઇસારત કરી તેને 'ચીડુઉ' કરતો હતો, કે જેનો જવાબ તે પોતાના ફાડેલા ડોળાથી મને જોઇ આપતો હતો, કે જે ડોળામાં મને તે

વખતે કાંઇબી લુચ્ચાઇ માલમ પડી નહિ હતી; પણ અફસોસ મારીપર વીતા પછીજ મને તે સઘળું માલમ પડયું હતું.

સઘળાં ખુશી ખુર્રમીમાં પોતપોતાને ઘરે વિદાય થયાં, કાઉ મને ઘણીજ માયાથી ભેટી પોતાના દોસ્ત જાંગીર સાથે વિદાય થયો, કે જે મારી તરફ એક નજર નાખી ચાલી ગયો. હું ને મારો બાપ માલાપર ગયા, મારા બાપે મને પેટમાં ચાંપી સુવાડી દીધો અને પોતેબી સુવા ગયો.



## પ્રકરણ ૨ જું.

---

### પેલોજ સાધુ પાછો!

દસ વર્ષ વહી ગયાં, હવે મારી ઉમ્મર પચીસ વર્ષની થઇ હતી, ને મારી ધણીયાણીની બાવીસ વર્ષની હતી. જે દિવસે મને તેણી સાથે એજગેબી ઓળખાણ થઇ તે પછી થોડાજ વખતમાં મારાં લગ્ન મોટી ધામધુમથી મારા બાપે કરી આપ્યાં; પરંતુ અમો બેઉ હજુ નાદાન હોવાથી તેણી પોતાના મહીરેજ રહી હતી. એ પછી મેં મારા અભિયાસમાં ઝડપી વધારો કીધો, અને લગન પછીના એક વર્ષમાં તો મેત્રીકબી થઇ ગીયો. બાદ મેં કાયદાનો અભીયાસ કરવા માંડયો, અને તેમાંબી મને પૂરી ફતેહ મલી. એ અરસામાં મુખ્ય જે બનાવ બન્યો તે એ હતો કે મારા મિત્ર કાવસનો દોસ્તદાર જાંગીર બામજી કે જે મારો દુશ્મન હતો તે હવે મારો જાની દોસ્ત થઇ ગયો હતો; હા, મારાં લગ્ન પછી તેની મારા તરફની ચાલચલણમાં ફેર પડવા લાગ્યો, તે હવે મને ઘણુંજ માન આપી મને ચાહતો હોય એમ દેખાયો; આથી કાઉબી ઘણો મગન થયો અને અમો ત્રણે જાની મિત્રો થઇ પડયા; તે એવા કે એક એકના ઘરમાં પડયા પાંથર્યા રહેવા લાગ્યા. અમો ત્રણેમાં જાંગીર ઘણા પૈસાવાળાં ખાનદાનનો નબીરો હતો, તેના બાપનો બહુ મોટો વેપાર ચાલતો

હતો, અને બામજી ખાનદાને ભરૂચમાં નામ કહાડયું હતું. જાંગીર તેના બાપનો એક પૂરો દીકરો હોવાથી તે ઘણોજ લાડમાં ઉછરેલો હતો. તે પોતાના દિલમાં આવે તેમ વર્તતો, ને તે મુજબજ પૈસા કાંકરાની કાણી વેરતો હતો. આથી પોતાના પૈસાના જોરે તે અમને બહુ મજાહ કરાવતો અને અમો તેની પૂઠેના પૂઠેજ ભમતા. જેમ જેમ અમો મોટા થતા ગયા તેમ તેમ અમારી મિત્રાચારી ઘણી ઘાડી થતી ગઇ, અને તે કાયમ રાખવા માટે અમે ત્રણે જણે સંપ કરી કાયદાનોજ અભિયાસ કરવાનો વિચાર કીધો ને તેપરજ અમલ કીધો.

રોજ સાંજે હું મારાં સાસરે આઇને મળવા જતો અને મારા દોસ્તદારો કાઉ ને જાગીરનેબી સાથે લઇ જતો; જેઓબી તેણી સાથે પલોટાઇ ગયેલા હતા. મારા સાસરે જઇ અમો ત્રણે જણા ખુબ ધીંગાંમસ્તી કરતા, ઘરની પછવાડેના વાડામાંની પેરડીપર ચહડી પેર તોડતા, ને તે ખવાય એટલાં ખાઇ, બાકીનાં સાથે ધાબાધુબી રમતા. આ સઘળી અમારી ધીંગાં મસ્તી મારી શૈરી એક ખુણામાં ગુપચુપ ઉભી રહી મલકાતે ચેહેરે જોતી; પણ અફસોસ તેણી જાંગીર તરફ જ જોતી હતી, એ તો મને ઘણાંક વર્ષ પછીજ માલુમ પડયું.

એક દિવસે આ મુજબ જ તોફાન મચાવતાં જાંગીર પેરડી ઉપરથી એકાએક ઉંધે મસ્તક ભોંયે પટકાઇ પડયો, ને ચોકની લાદી સાથે તેનું માથું જોરથી અફલાયાથી તે બેશુદ્ધ થઇ ગયો. અમો સઘળાં તેના તરફ ધસ્યાં, કે જેમાં મારી શૈરી પહેલી હતી. તેણીએ તેનું માથું પોતાના ખોળામાં લીધું ને તે ખુબ મસળ્યું, પછી અમે જરા પાણી છાંટયું કે તે હુશિયાર થયો, ને પોતાને આઇના ખોળામાં જોવાથી શરમથી લાલ થઇ ગયો. તેણે તેણી તરફ માયાથી જોયું, પણ અરે! અરે! તે આંખોમાં દગો હતો એબી મને પછી જ માલમ પડયું.

ત્યારે એ મુજબ દશ વર્ષ વહી ગીયાં. મારાં લગન પછી દસ વર્ષે મારો બાપ ગુજરી ગયો કે જયારે મારી વય પચીસ વર્ષની હતી. મારા બાપના ગુજરવાથી મેં હવે મારા ધંધામાં ઝીપલાવવાનું દરૂસ્ત ધાર્યું, અને સુરતની કોર્ટમાં વકીલાત કરવા માટે હું સુરત ગયો. જાંગીર બી મારી સાથે આવ્યો, અને

અમો બેઉ જણે ભાગમાં એક ઓફીસ ખોલી. મેં સુરતમાં મારૂં ઘરબાર માંડયું અને ત્યાં મારી બૈરી આઇને સાથે લાવી રાખી. જો કે જાંગીર સુરતમાંના પોતાનાં કોઇ સગાંને ઘરે રહેતો હતો, તો પણ તે ઘણો ખરો પડયો પાંથર્યો મારે જ ત્યાં પડી રહેતો હતો. અમો બેઉને એક બીજા વગર ચાલતું ન હતું. મારા મિત્ર કાઉને બી અમે અમારી સાથે જ સામેલ થવા સમજાવ્યું, પણ તેને મુંબઇમાં પોતાના કાકાની ઓફીસમાં ઘણો સારો ચાન્સ મળ્યાથી તે અમને છોડી મુંબઇ ગયો ને આ મુજબ અમો તેનાથી વીખુટા પડયા.

સુરતમાં અમારૂં કામ ઘણું આગળ વધ્યું, અમને ઘણી સારી કમાણી થયા લાગી. હું મારા કામમાં રાત દિવસ મસગુલ રહેતો, પણ જાંગીર ઓફિસમાં આયો નહિ આયો કે ફરવા હરવા ઉતરી પડતો. તે કેટલો કેટલો વખત તો કામ કાજ છોડી મુંબઇ જઇ મોજ મજાહમાં પડયો રહેતો, પણ તે મને બાજે વખ્ત નાણાની સારી મદદ કરતો હોવાથી હું તેના તરફ આંખ વીચામણાં કરતો. તે પોતાના ખરચે ફીસમ ફીસમની ભેટ સોગાદો, જાત જાતના કપડાં, સાડી વિગેરે ખરીદી લાવી આઇને ભેટ કરતો, ને અમારાં ઘરમાં તરહેવાર ફીસમની ખોરાકી લાવતો; એટલે જાણે મારો બધો ઘર ખરચ તો તે જ ચલાવતો. વળી હું ઘરમાં ન હોઊં તો બી તે પોતાના દીલ ચાહયા વખતે ત્યાં આવી ગમે તે કરતો, ને ઓચીંતો ધીમે ધીમે પગલે ચહડી આવી મારી બૈરીને બીવરાવી મારવાબી ચુકતો નહિ.

હા, પણ હું એક બાબત તો કહેતાં ભૂલી જ ગયો, કે તે મારાથી ખુબસુરત હતો. હા, ઘણો જ, અતિશય. તેનું શરીર ભરાવદાર ને મજબુત તેમ જ તેનો ચેહેરોબી ભરેલો ને દીપકવાળો હતો. આ તેનો ચેહેરો સોનેરી જીની મુછ અને કાળા ડોળાથી વધુ દીપતો; જ્યારે બીજી તરફ હું, અફસોસ તદન સાંમલો; જો કે મારો ઘાટ ઘટમ ઘણો સારો હતો, તોપણ ચેહેરાનો રંગ સાંમલો હતો, અને રે! રે! એજ મારી ખરાબીનું મુલ થયું, કે જેબી મને પછવાડેથીજ માલમ પડયું.

દિવસો વહેતા ગયા, અને જાંગીરે તો હવે છેક જ અતેરૂં માંડયું. તે ઓફીસમાં સવારના આવી બપોરના મારે ઘરે ચાલી જતો, ને ચાર વાગામાં તો મારી બૈરી સાથે ગાડીમાં ફરવાબી નીકળી પડતો. હું સાંજે ઘરે જઇ જરા બહાર લટાર મારી આવી તેઓની વાટ જોતો બેસી રહેતો, તેઓ છેક આઠ નવ વાગે ફરીને આવતાં. અમો ત્રણે સાથે જમતાં, ને ટોલટપ્પા કરી છેક મોડી રાતે બીછાને જતાં હતાં.

એક દિવસે સાંજે મને મારા એક મિત્રને મળવા તેને બંગલે જવાનું હોવાથી હું ઓફીસેથી નીકળ્યો. સાંજનો વખત હોવાથી હું ચાલતોજ જતો હતો, મારે હોપબ્રીડજ પરથી નદીની પેલે પાર જવાનું હતું. હું વિચારમાં લીન થઇને ચાલતો હતો, અને એ મુજબ જ નીચી મુંડીએ પુલપર આવી પુગી ત્યાંથી જવા લાગ્યો. સાંજનું ઝઝખલું હવે પડવા માંડયું હતું, સૂર્ય પોતાની સોનેરી રોશની બપોરના તાપથી તપેલી તાપી નદીપર નાખતો નીંદ્રાવશ થતો હતો, અને તેની રોશનીના ચમકાટમાં મેં બે રૂપેરી મુખડા જોયા. તે એક મરદ ઓરતનું જોડું હતું કે જે પુલને છેડેથી એકમેકની બગલમાં હાથ ભેરવી ધીમે કદમે સામેથી ચાલી આવતું હતું, જેઓ કોઇજ નહિ પણ આઇ અને જાંગીર હતાં. હા, તેઓએ એક એકની બગલમાં હાથ ભેરવેલો હતો ! જાંગીરે મને દુરથી આવતાં દીઠો, એટલે જાણે કશામાં હોય જ નહિ તેમ પોતાનો હાથ તેણીની બગલમાંથી સેરવી લીધો. હું તેઓને સામો મળ્યો, તેઓ મારી સાથે હસી હસીને વાત કરવા લાગ્યાં, જે પછી મને સામી બાજુએ જવું હોવાથી તેઓ મારાથી છુટાં પડયાં.

હું આગળ ચાલ્યો. આ ઘડીથી મારી હાલતમાં જાણે કાંઇ ફેરફાર થતો હોય એમ મને લાગ્યું. આવી આવીને બસ જાંગીરે મારી બૈરીની બગલમાં હાથ ઘાલ્યો હતો, એજ દેખાવ મારી સામે આવી ઉભો કે જે વીસરી જવા મેં ઘણો પ્રયત્ન કર્યો પરંતુ કેમે કરી તે વીસરાયો નહી.

મારા મિત્રને મળી ભેટી હું પાછો ઘરે આવી પહોંચ્યો. હું ઉપર ગયો કે જ્યાં આઇ અને જાંગીર વાતે બેઠેલાં હતાં. અમે સાથે ભોજન લીધું, ને બીજી ત્રીજી વાતચિત કરી જાંગીર રવાને થયો. એ પછી મેં આઇને તેણી સાંજે જાંગીર સાથે કયાં કયાં ફરવા ગઇ હતી તે વિષે પૂછયું, ને પછી જાંગીર સાથે જાહેરમાં બગલમાં હાથ લઇ ચાલવાની તેણીની ચાલચલણ માટે નરમ શબ્દોમાં ઠપકો આપ્યો. તેણે કશું બોલ્યા વગર મુંગી મુંગી સુઇ ગઇ.

અમારા સુરતમાં આવીને ઠરીઠામ થવા પછી બે વર્ષે દીકરા તારો જન્મ થયો, ને મારી ખરાબીની ઘડી મંડાઇ; કેમકે દીકરા તારો ચેહેરો મારા જેવો નહિ, પણ જાંગીરના જેવો હતો. મને જબરો વેહેમ પેઠો ને હું મારી બૈરીપર વહેમ ખાઇ ગયો. મેં જે હતું તે ખુલ્લી રીતે તેણીને જણાવી દીધું, તેણી પહેલાં કાંઇ બોલી નહિ પણ પાછળથી મારી સાથે ચીથડાં ફાડવા લાગી, ઉપરાંત વળી જાંગીરનેબી મેં સાફ સાફ જણાવી દીધું કે જ્યારે હું ઘરમાં હોઉં ત્યારેજ તેણે મને મળવા આવવું. તેણે ખરખર હસી પડી આનો જવાબ આપ્યો, ને મારે ત્યાં હું નહિ હોઉં તોબી આવવાનું જારીજ રાખ્યું. એ પછી એક વખત મેં તેને પટાવી સમજાવીને કહ્યું કે એમ એકલું કોઇની બૈરીને મળવાથી લોકમાં નકારૂં લાગે; પણ નહિ, આને તેને કશી મચક આપી નહિ. પછી મેં તેને એક વખત ધમકાવ્યો, પંચાતી મારામારી કીધી, ને છેલ્લે નહિજ માનવાથી મેં તેની સાથનો મારો ભાગ છુટો કીધો.

તેણે મારી બાજુમાંજ પોતાની જુદી ઓફીસ કહાડી, ને મારી સાથે હરીફાઇ કરવા લાગ્યો; તો જો કે તે હવે મારે ઘરે આવતો બંધ થયો હતો. પણ તેણે હજીબી પત્રથી આઇ સાથનો વહેવાર ચાલુ રાખ્યો, કે જે પછવાડેથી મને માલમ પડવાથી તેબી મેં બંધ કીધું, ને પોસ્તવાળાને કાંઇબી કાગળ હોય તે મનેજ આપવા ચેતાવ્યું. આટલું છતાં બી તેણે તેણીનો પીછો છોડયો નહિ ને જ્યારે હું કામેકાજે બહાર ગયેલો હોઉં, ત્યારે તેણે છૂપી રીતે મારે ત્યાં

આવવા માંડયું; તો જો કે એ વિષે આઇએ મારી આગળ વાત કીધી જ નહિ, ને મારાથી એ બી છૂપાવ્યું; પણ એ બી મને અંતે માલમ પડયું, મેં જાંગીરને ત્યાં જઇ મોટું રમખાણ કીધું, ને હવેથી જો તે એવી જ રીતે વર્તે તો કોર્ટે ઘસડવાની ધમકી આપી, કે જે પણ તે ખાઇ ગયો.

એક વર્ષ પસાર થઇ ગયું, યાને મારા દીકરા તું એક વર્ષનો થયો. આ મુદતમાં મેં તારી મા પર સખત જાપતો રાખ્યો હતો, ને હું બહાર હોઉં ત્યારે ઘરમાં કોઇ બી આવે નહી એટલા માટે મે દરવાજાપર એક ભૈયાજી બેસાડયો હતો. જાંગીર પોતાના કામપર બેદરકાર રહેતો હોવાથી, તેને લોકોનું કામ મળતું બંધ થવા લાગ્યું, ને છેવટ તેણે પોતાની ઓફીસ બંધ કરવી પડી. આ પછી તે શું ધંધો કરવા લાગ્યો જેની મને કાંઇબી ખબર મળી નહિ. વળી તે સુરતમાં કેટલોક વખત તો દેખાયો જ નહિ. હવે તારી મા જો કે મને ચાહવાનું ડોળ ઘાલતી હતી, પણ તેણીના દીલમાં કેટલો શોક પેઠો હતો જે હું તેણીના તવાઇ ગયેલાં મોઢાં પરથી પારખી કહાડતો હતો.

એક દિવસે હું ઓફીસેથી સાંજે રાબેતા મુજબ ઘરે આવ્યો. તારી મા તુંને પોતાના ખોળાપર બેસાડી રમાડતી હતી, તેણી કાંઇક વધુ ગમગીન અને આતુર દિસતી હતી. તે સાંજે મને માથાંમાં ધીમું દરદ થતું હોવાથી હું શકાળેથી વાળું કરી સુઇ ગયો, પણ મને બીલકુલ ઉંઘ આવી નહિ. એમથા તેમ લોટતાં છેક રાતના અગિયાર વાગે મારી આંખ લાગી, પણ બારનો ટકોરો થતાં તો પાછી ખુલી ગઇ. જેવો ઘડિયાળે પોતાનો છેલ્લો ટકોરો ખલાસ કીધો, કે તેવો જ મને એક ધીમી સીપતીનો અવાજ આવ્યો. હું શાંત થઇને બીછાને પડી રહ્યો. આજ પળે મારી બાજુના પલંગપરથી કાંઇ કરર કરીને પલંગના ચીચવાવાનો બહુ ધીમો અવાજ આવ્યો, મેં મારી ધાબલી મારાં મોઢાંપરથી જરા ખસેડી ચીમઇને જોયું તો આઇને બીછાનેથી ઘણી સાવચેતીથી ઉઠતાં દીઠી. તેણી ધીમેથી ઉઠી ઓરડાની બહાર ગઇ; તેણીના ગયા

પછી હું ધીમેથી ઉઠયો ને બારણાની ફાટમાંથી તેણીની હીલચાલ તપાસવા લાગ્યો. તેણી ચાલમાંની બારીએ વાંકી વળી બહાર ઉભેલા કોઇ સાથે ઇસારતથી વાત કરતી હતી.

એ પછી તેણી ધીરે કદમે હેઠે ઉતરી નીચેની ખડકીમાં ગઇ. હું તેણીની પૂઠે સાવચેતીથી જવા લાગ્યો. તેણીએ પાછલા ખંડનું બારણું ઉઘાડયું ને તે પાછું ઢાંકી ઘરની પછવાડેના ચોકમાં ગઇ. હું ચોકસાઇથી તેણીની પૂઠે ગયો, બારણું જરા ઉઘાડી તેની ફાટમાંથી મેં બહાર જોયું, અને યા ખુદા! મેં શું જોયું? મારી બૈરી કોઇ શખ્સ સાથે તેને ગળે પોતાના હાથ લપેટી ઉભેલી હતી, કે જે શખ્સ કોઇજ નહિ પણ પેલો બદમાસ જાંગીર હતો!

એ ચંડાળને ફરીથી જોવાથી મારો પિત્તો ઉશ્કેરાઇ આવ્યો, ને હું તરત તેનો ટોટો પીસવા બારણું ઉઘાડી બહાર ધસી જવા ગયો, પણ તેઓના ધીમેથી વાત કરવાના અવાજથી હું અચકી ગયો ને તેઓ શું બોલે છે તે સાંભળવા માટે થોભ્યો; તેઓએ આ મુજબ વાત ચલાવીઃ—

'વહાલા જાંગીર' આઇ બોલી, 'આટલે લાંબે વખતે કયાંથી આયો? અરે, હું તારા ગયા પછી કેટલી મુંજાઇછ, મારૂં જીગર ફાટી ગીયુંછ!'

'વહાલી, પેલો ચંડાળ બોલ્યો, 'તારા ખુબખ ખાવીંદે મારી ઓફીસમાં ધસી આવી પાંચ લોકમાં જે દિવસથી મને અપમાન કીધું, તે દિવસથી મારૂં કામકાજ પડી ભાગ્યું. આટલો વખત હું મુંબઇમાં હતો. હું હવે ધંધાની દરકાર કરતો નથી, ખોદાયે મને પુરતું આપેલું છે. બસ મને એકજ બાબતથી બેનસીબ રાખ્યો છે, અને તે તું જ જેવી એક મનમોહન નાર મેળવવામાં.'

'વહાલા' તેણી બોલી, 'હું તારીજ છું. જે દિવસથી મેં તારી ચાંદસી શીકલ જોઇ છે તે દિવસથી મારૂં મન તારીપર જ લાગી રહ્યું છે. મેં મારા ખુબખ ધણીને કદી ચાહયો જ નથી. હું તો ફરજની મારી તેની સાથે પરણી.

તેણે મને કુવામાંથી બચાવી. જેના ઉપકારમાં મારાં મા બાપે તેની સાથે મને પુછયા પરછયા વગર ગોઠવી આપ્યું, એમાં મારો શું વાંક? પણ વહાલા તું તો સુખી છેની?'

'તારા વગર સુખી શાનો? તારા વગર મને બધું સુનુસુનુ લાગે છે, જો ચાલ મારી સાથે આવ? આપણે એવાં છૂપી રીતે નાહાસી જઇશું કે કોઇને બી ખબર નહિ પડશે.'

આ પછી મને કાંઇ ડચકાંનો અવાજ આવ્યો, જે મારી બૈરીના રડવાનો હતો. આ વખતે જાણે મારાં બદનનું તમામ લોહી મારે માથે ચહડી આવતું હોય એમ મને લાગ્યું, ને જાણે હું ઘુમરી ખાઇ પડી જતો હોઉં એટલો બધો ડોળા ખાવા લાગ્યો. આવા જુસ્સામાં એક જોશમાં મારેલા આંચકા સમેત મેં બારણું બે પોર ઉઘાડી નાખ્યું ને હું બહાર ધસ્યો. પેલા ચંડાળના આંગપર ધસી જઈ તેનાં મ્હોંપર મેં એવી તો એક મુકી મારી કે જેથી મારા હાથના આંગલાં લચકાઇ ગયાં ને પેલાની નસકોરી ફુટવાથી ચોધાર લોહી નીકળવા લાગ્યું. તે ઘુમરી ખાઇ હેઠે પટકાયો ને આઇ હેબતીને મારા હાથમાં બેશુદ્ધ થઇ ગઇ. હું તેણીને બેશુદ્ધ હાલતમાં મારા હાથોમાં ઉંચકી ઘરમાં લઇ આવ્યો, ને તેણીને બીછાને સુવાડી. ત્યાર પછી હું બારીએ જઇ નીચે પેલાને જોવા લાગ્યો. તે થોડાક વખતમાં ધીમેથી ઉઠયો. તેનો તમામ ડગલો લોહીથી તડબોડ થઇ ગયેલો હતો, તે મોટેથી મને ગાળ દેતો હતો ને આનો કીનો લેવા મકકમપણે બોલતો હતો. તે ઉઠીને ચોકની દીવાલ આગળ ગયો, દીવાલની બાજુમાં મુકેલાં એક મરઘાંના પીંજરાંપર તે ચહડયો, ને તે પરથી દીવાલપર ચહડી તેણે બહાર કુદકો માર્યો.

આ પછી હું આઇ આગળ ગયો, ને તેણીને તપાસવા લાગ્યો. તેણી હજી બે શુદ્ધજ હતી. તેણીનું બદન તપાસતાં મને તેણીના બદીયાનના ખીસાંમાંથી જરા બહાર નીકળી આવેલી એક ચીઠી મળી, મેં તે બહાર કહાડીને બતી

આગળ જઇ વાંચી, કે જે પેલા જ બદમાસે લખેલી હતી; જેમાં તેણે તે રાતે તે તેણીની કેવી રીતે મુલાકાત કરશે તે જણાવેલું હતું. ચીઠી ડુચો વાળેલી રૂપે હોવાથી તે એવી જ રીતે કોઇ પથ્થર સાથે લપેટી બાગની દીવાલ ઉપરથી માંહે તેણી તરફ નાખવામાં આવી હોય એમ મને સાફ માલમ પડયું. હું તેણી આગળ પાછો ગયો, તેણી હજી શુદ્ધિ વગરની હતી. મેં તેણીને કોલન-વોટર સુંઘાડી હુશિયાર કીધી, ને કાંઇબી બોલ્યા વગર સુઇ જવા જણાવ્યું.

એ પછી થોડા દિવસ હું મારાં કામે ગયો જ નહિ, ને ઘરમાં જ રહ્યો. તારી મા શોકાતુર જેવી બેસી રહેતી હતી, તેણી મારી સાથે વાતબી કરતી નહતી. હું તેણીને મનાવવા કોશેસ કરતો, પણ તેણી મને કાંઇબી મચક આપતી નહિ. તેણીની આવી ચાલ વિષે મેં તેણીના માબાપનેબી લખી જણાવ્યું, ને તેઓબી આવી તેણીને ખુબ સમજાવી ગયાં. પણ આનું પરિણામ કશું આવ્યું નહિ.

સરવાળે એ બાબતપર મેં નાંખતી કીધી ને હું આગલ માફક મારાં કામે વળગવા લાગ્યો. દીનપર દીન વહી ગયા ને એ મુજબ ખાસું એક વર્ષ પસાર થઇ ગયું. આ પછી એક રોજે મને કાંઇ અગત્સના કામસર ભરૂચ જવું પડયું. હું ભરૂચમાં થોડાક દિવસ રહ્યો, જે અરસામાં એક રોજે પેલો પાપી જાંગીર મને રસ્તામાં મળ્યો, તે મને જોઇ ડોળા કકડાવી ચાલી ગયો, જે પછી તે દેખાયો જ નહી. ત્યારબાદ મારૂં કામ ખલાસ થવાથી હું પાછો સુરત આવી પુગ્યો. મારાં ઘર તરફ ઉતાવળે પગલે હું ચાલી ગયો, ને ઓટલાપર આવીને જોઉં છું તો બારણે તાળું મારેલું હતું! મારાં મનમાંથી આ વખતે એક ભયંકર ખ્યાલ પસાર થઇ ગયો. આનો સબબ પૂછવા હું અમારી બાજુમાંના ઘરમાં દોડયો, જેઓએ મને કહ્યું કે ઘરને આજ ચાર દિવસ થયા તાળું હતું. તાળું ભંગાવી દબાએલાં દીલે હું ઘરમાં પેઠો. સઘળું વેરવીખેર પડેલું હતું. આઇની કબાટ તરફ હું ધસારાબંધ દોડયો, અફસોસ! તે તમામ ખાલી હતી, અંદરની જણસબી

ગેબ થયેલી હતી! આ વખતે મને ચહડેલાં ઝનુનથી હું દીવાના જેવો થયો, ને આમથી તેમ આખાં ઘરમાં દોડવા લાગ્યો. મને એટલું તો જોમ ચહડયું હતું કે હું તમામ ફરનીચર ઉથલપાથલ કરતો હતો; કે જેની મને બીલકુલ શુદ્ધી નહિ હતી. એક ઘેલા આદમી માફક હું ઘરના ઓટલાપર દોડયો, રસ્તા પર આ વખતે કોઇબી નહિ હતું, સબબ કે હમણાં બપોરનો વખત હતો; તથાપી મેં એક એવા આદમીને ઘરની સામેના ઝાડ હેઠે વિચારમાં મસગુલ બેઠેલો દીઠો, કે જેને જોઇ હું ચોંકયો. હા, તે પેલો જ સાધુ હતો કે જે મારી પંદર વર્ષની ઉમ્મરે મારા બાપની મુલાકાત લઇ ગયો હતો અને જેણે મારૂં ભવિષ્ય કાંઇક શિહા બતાવ્યું હતું. હું તેના તરફ દોડયો ને તેને પગે લાગ્યો. મેં તેની આગળ મારી તમામ હકીકત જણાવી, કે જે વખતે મારી આંખમાંથી ચોધાર આંસુ ટપકતાં હતાં. તેણે મને દીલાસો દઇ જણાવ્યું કે તેણે તો મારાં ભવિષ્ય વિષે અગાઉથી જ પોતાનું મત બાંધી રાખેલું હતું. તેણે વધુ એ જણાવ્યું કે મારે હવે એ બાબતની નાખતી કરવી ને મારી બૈરી જયાંબી ગઇ હોય ત્યાં જવા દેવી. આનો જવાબ મેં મક્કમપણે નાનો આપ્યો, જયારે તે બોલ્યો કે મારીપર કાંઇબી દુ:ખ યા મુસીબત આવી પડે તો કાશમીર તરફના હિમાલય પરવતપર મારે તેને મળવું; કે જેમ જયારે તે મને પહેલો મળ્યો, ત્યારેબી તે એમ જ બોલ્યો હતો. તે વધુ એમ બોલ્યો કે આવી દશા મારા કર્મમાં કેવી રીતે બનવા પામી, મારો ને મારી બૈરીનો આગલો જનમ કેવો હતો, ને આગલ ભવમાં મારો વેરસી જાંગીર કોણ હતો, એ સઘળું અગર હું તેના મઠમાં જાઉ તો તે મને બતાવે. એ પછી મારો દુસ્મન મારી બૈરીને લઇને કયાં નાહાસી ગયો હતો તે જણાવવા મેં તેને કહ્યું. આનો જવાબ તેને આપવા સાફ ના કહ્યું, પણ ફક્ત એટલું જ જણાવ્યું કે તેઓ ઉત્તર ભણી નાઠેલાં હોવાં જોઇએ.

---

# પ્રકરણ ૩ જું.

## વળી પાછો તેજ સાધુ!

તેના સાથની વાતચિત પછી હું રડમસ ચેહેરે ઘરમાં આવ્યો, ને તુટેલાં દીલે પલંગપર ફસડાઇ પડયો. મારૂં મગજ બહુ ઉશ્કેરાએલું હોવાથી મારા ડોળા જાણે ફાટી જઇ બહાર નીકળી આવતા હોય એવા ડગમગ થતા હતા. આખરે ઘણા થાકથી હું સુઇ ગયો. બપોરના ત્રણ વાગેનો હું સુતો હતો, પણ જ્યારે મેં મારી આંખ ખોલી ત્યારે સવારના આઠ વાગ્યા હતા, એટલે ખાસા સતર કલાક મનની બેહોશીમાં મેં ઉંઘ કહાડી હતી. અનમનાયા જેવો હું ઉઠયો ને હાથ મોહોડું ધોઇ મારી ઓફીસમાં ગયો. મારા કલાર્કને બોલાવ્યો ને ઓફીસનો સઘળો સામાન જેમ જાય તેમ વેચી નાંખવા જણાવ્યું, કેમકે મેં ઓફીસ કહાડી નાંખવાનો પક્કો ઠરાવ કીધો હતો, ને એક બીજાં જ કામપર હવેથી મંડવાનો મારો ઇરાદો હતો, કે જે કીનો હતો.

કીનો, કીનો, ને બસ કીનો જ. આ બોલો હું દિવસમાં કેટલીકવાર બોલતો હતો. દિવસ અને રાત હું ઘરમાંજ પડી રેહેતો, કોઇ મળવા આવતું તેનેબી સાફ નાજ કહેતો. આઇના માબાપને વતિક તેણીના ગુમ થયાની મેં ખબર કીધી નહિ. બસ આ કામ મારા એકલાનાજ હાથે આરંભવા મેં હડહડતા કસમ લીધા, પોલિસમાંબી ખબર આપી નહિ, ને મારા એકલાનેજ હાથે છૂપી ખબર કહાડવા માંડી. હું સ્ટેશનપર ગયો, કે જ્યાંનો ટીકીટમાસ્તર મારો ઓળખીતો હતો, ને તે જાંગીરનેબી સારી પેઠે પીછાણતો હતો. જેવો હું તેની આગળ ગયો કે તે મને સલામ અકરામ કરવા પડયો. પછી પેહેલો સવાલ તે એ કરવા લાગ્યો કે મેં મારી બૈરીને જાંગીર સાથે લાહોર કાંય મોકલી હતી? બસ હું સઘળું ચેતી ગયો. તેઓએ સ્ટેશનપર આવી લાહોર જવાની ટીકીટ લીધી હશે, કે જેપરથી ટીકીટ માસ્તરે મને આ સવાલ કીધો હતો. મેં બીજી

ત્રીજી વાત કરી વાત ઉડાવી નાંખી, અને પછી ત્યાંથી હું મારા ઘરે આવતો રહ્યો.

ત્યાર બાદ થોડાજ દિવસમાં મેં સઘળું વેચીસાટી નાખ્યું, ને થોડોક સામાન લઇ એક રોજે મેં મારી રોજીના સાધન સૂરત શેહેરને છેલ્લી સલામ કીધી. અફ્સોસ! ત્રેન ઉપડી, ને ગુમ થતાં સૂરત શેહેરને જોઇ હું બેફામ જેવો ચોધાર રડવા લાગ્યો. એક કામ બજાવવા હું લાહોર જતો હતો, ને તે કીનો હતો.

લાહોર સ્ટેશન આવી પુગ્યું, મારો સામાન ઉચકાવી હું એક હોટલમાં ગયો. ત્યાં જરા ચાહપાણી કરી લીધા પછી, હોટલના એક બોયને મેં મારા ઓરડામાં બોલાવ્યો, કે જે ઉતારૂઓને લેવા માટે હમેશાં સ્ટેશનપર જતો હતો. તેને મેં જાંગીર અને આઇનુ વર્ણન આપી તેઓ વિષેની ખબર પૂછી, તો મને માલુમ પડયું કે તે માણસ તેઓને આજ હોટલમાં લઇ આવ્યો હતો. તેઓ આશરે મહિનાની વાતપર લાહોર આવ્યાં હતાં, ને હોટલમાં પંદર દિવસ રહ્યા બાદ એક મકાન ભાડે લઇ ત્યાં રહેવા ગયાં હતાં, કે જે મકાનબી પેલાજ હોટલના માણસે તેઓને ભાડે અપાવ્યું હતું. આ બંગલાનું ઠેકાણું તેની પાસેથી મેળવી, હું સાંજના સાતએક વાગે બહાર પડયો. આ બંગલો 'મેલારામ રોડ'પર અને મેલારામ મીલની પછવાડેના એક એકાંત ભાગપર આવેલો હતો, કે જ્યાં લાહોર શહેરની હદ આવી રહેતી હતી; ને તે પછી બધાં ખેતરો હતાં.

બંગલા આગળ આવી પુગી, હું એક ઝાડના ઓઠામાં ઉભો રહી થોડોક વાર તેને ધ્યાનથી તપાસવા લાગ્યો. બંગલાની આસપાસ કંઇક વર્ષોના ઝાડો ઉગેલાં હતાં કે જેનો એક ઘાડો છાયો બંગલાપર પડતો હતો. વળી આખા બંગલાને ફરતો એક ઘણોજ ખુશનુમા બગીચો હતો, કે જ્યાંથી રંગબેરંગી ફુલોનો ખુશનુમા સોડમ આવતો હતો. હું બહુ સાવચેતીથી બંગલામાં પેઠો, ને ઝાડોના થડ પાછળ ભરાતો ભરાતો તે બેઠા બંગલાની એક કાચની બારી આગળ ગયો, ને બાજુએ ઉભો રહી મેં ચીમઇને માંહે નજર નાંખી. મારી ખુશાલી અને ક્રોધ વચ્ચે મે મારા મુદઇને ઓરડામાં બેઠેલો દીઠો, જેની બાજુ

માજ તારી મા બેઠેલી હતી, ને દીકરા તું જમીનપર બેસી એક લાકડાંના ઘોડા સાથે રમવામા રોકાએલો હતો. ઓરડામાંનું ફરનીચર ઘણુંજ શોભાયમાન અને કીંમતી હતું, બાજુમાંની ટેબલપર મુકેલી એક બત્તી તે ઓરડામાં ભભુકદાર રોશની ફેલાવતી હતી, અને આ રોશનીમા મેં મારા વેરસીનો ધિક્કાર ભર્યો ચેહેરો જળતી આંખોએ જોયો. તેઓ મારી સાંમેજ બેઠેલાં હતાં, ને કાંઇ વાતચિતમા રોકાએલાં હતાં, કે જે, બારી બંધ હોવાથી મને સંભળાતી નહિ હતી. ગુસ્સાના આવેશમાં તેઓને ટીકતો હું ત્યાં ઉભો જ રહ્યો અને મારાં ગુસ્સાથી ઉછળી રહેલાં મગજથી, હું બારીમાંથી ચીમઇને જોતો હતો, તે હવે બેધ્યાનપણે કાચમાં આંખો ચેહેરો ઘાલી નભરવસ પણે જોવા લાગ્યો. એટલામાં આઇએ ઓચીંતુ સામુ જોયું, ને મારી ને તેણીની નજર એક થઇ. તેણી એક ચીસ પાડી બેશુદ્ધ થઇ ગઇ. એ પછી તુરત બંગલામાં ધસી જઇ પેલા બાંગરનો ટોટો પીસવાનો મેં એક પળ વિચાર કીધો; પણ કદાચ ઘરમાંના કોઇ માણસો દોડી આવે, તેથી મેં હાલ તુરત તેને સજા કરવાનુ મોકુફ રાખી ત્યાંથી ઝડપી પગલે ચાલી ગીયો.

બીજે દિવસે એક દુકાનમાંથી મેં એક રીવોલવર ખરીદી ને તે વડે પેલા લુચ્ચાને ચેલેંજ કરી તેને ઠાર મારવાનો કસદ કીધો. આ પછી સાંજ પડવા આવતાં હું તેઓના બંગલા તરફ ગયો; પણ મારી નીરાશી વચ્ચે મેં તે ખાલી જોયો. લાગલો હું હોટલમાં આવી સામાન લઇ સ્ટેશનપર દોડયો. સ્ટેશનપર સામાન ઉતરાવી ધસારાબંધ હું પ્લાટફોરમપર ગયો. જેવો હું પ્લાટફોર્મપર આવ્યો કે એક ત્રેન તેજ વખતે ઉપડી ચુકી હતી, ને તે ધીમે ધીમે સ્ટેશન પસાર કરી જતી હતી. મેં ગાડી તરફ બારીક નજર નાખી, તરત જ સેકન્ડ કલાસના એક દબામાંથી એક જણે પોતાનું ડોકું ચપ દેતું માંહે ખેચી લીધું, કે જે ડોકું બહાર કહાડી જોતો હતો. આ ડોકું કોણનું હતું તે હું તુરત ચેતી ગયો, તે પેલા જ બદમાસ જાંગીરનો ચેહેરો હતો. તેઓ કયાં જતાં હતાં

તે હું જાણી શકયો નહિ. મેં તીકીટ ઓફીસમાં ખોળ કરવાનો વિચાર કીધો, પણ લોકોની ભારે ગિરદીથી ટીકીટવાળો મને કદાચ જ તેઓ વિષે ખબર આપી શકે એવા વિચારથી માંડી વાળ્યું. શું કરવું તે મને એક પળ બિલકુલ સુજ્યું નહિ. તુરત મને એક વિચાર આવ્યો. હું લગેજ ઓફીસમાં ગયો. ત્યાંનો કલાર્ક એક પંજાબી હતો. મેં જાંગીરના ચેહેરાનું વર્ણન આપી તેને વિષે પૂછ્યું. સારાં નસીબે જાંગીરને તે કલાર્ક સાથે સામાનની બાબતમાં કાંઇ ખતપત થવાથી તે તેના ધ્યાનમાં બરાબર રહી ગયેલો હતો. તેણે મને કહ્યું કે તેઓએ પેશાવરની ટીકીટ લીધેલી હતી ને સામાનપર બી એજ ટીકીટ મરાવી હતી. મેં બી પેશાવરની તીકીટ લીધી, ને બીજી ત્રેન માટે બેધ્યાનપણે વાટ જોતો બેઠો, કે જેને ઉપડવાને બે કલાક હતા.

આખરે બે કલાક બી પસાર થઇ ગયા, ને એક વખત ફ્રીથી મેં આગગાડીપર સ્વારી કીધી. અફ્સોસ આ વખતે મારાં દીલમાં ક્રોધ, ઝનુન, ધિક્કાર, અને ખૂનની કેવી ભેલમભેલ લાગણી એક એક પછી ઉભરી આવતી હતી! અરે! અરે! હું મારા ધંધા ધાપામાં કેટલો ફાવી નિકળેલો હતો! મારાં મિત્ર મંડળમાં મેં કેવું માન મેળવેલું હતું? ને આજે હું કેવો થઇ ગયેલો હતો? એક રખડતો માણસ. અફ્સોસ ચહડો અને પડો! બસ એજ નીયમ આ દુનીયામાં ચાલી રહેલો છે.

રાવલપીંડી સ્ટેશન આવી લાગ્યું. મધ્યરાત થયા છતાં મને જરાબી ઉંઘ આવી ન હતી, હું બેધ્યાનપણે બારી આગળ બેસી મારી વહી ગયેલી જીંદગી પર વિચાર કરતો હતો. સ્ટેશનપર શું શું બનતું જે પર જરા બી મારૂં ધ્યાન નહિ હતું. ત્રેન વખતસર ઉપડી ને હજી હું એમજ બેસી રહેલો હતો. ધીમે ધીમે પ્લાટફોરમ પસાર થતો ગયો. ત્યાર પછી ખુલ્લો રસ્તો દેખાવા લાગ્યો. હું બેદરકારીથી બારીની બહાર જોતો હતો. એકાએક હું ચમકી ઉઠયો! સ્ટેશનની બાજુમાંના રસ્તાપરથી મેં એક જણને ઝડપથી એક ગાડીમાં બેસી

જતાં જોયો કે જેને મેં પેલા લુચ્ચા જાંગીર તરીકે તુરત પિછાણ્યો. હા એ બદમાસ મને ગોતું ખવડાવવા પેશાવરની ટીકીટ લઇ રાવલપીંડી ઉતરી પડયો હતો; પણ મારાં નસીબે તે એક વખત ફરીથી મને મળી ગયો હતો. મારૂં તો એવું મન થયું કે તુરત ગાડીમાંથી ચાલતી ગાડીએ ઉતરી પડવું, ને એમ હું સહેલાઇથી કરી શકતે; કેમકે ગાડી હજી તો સ્ટેશનનો યાર્ડ પસાર કરતી હોવાથી ઘણી ધીમે ધીમે ચાલતી હતી; પણ મારી સાથે મારી પેટી હતી કે જેમાં મેં માથે ઉઠાવેલું કીનાનું કામ આસાનીથી આરંભવા માટેના જોઇતા પુરતા પૈસા હતા; તો બી આ વખતે જાણે નસીબ મને યારી જ આપતું હોય એમ જણાયું, કેમકે તરત જ સીગનલ નહિ આપેલી હોવાથી ત્રેન થંભ થઇને ઉભી. હું એક છલાંગ મારી ઉઠયો ને દબાનું બારણું ખોલી મારી પેટી તથા બીછાનુ લઇ ઉતરી પડયો. સ્ટેશનનો યાર્ડ બહુ મોટો હતો અને ત્યાં સંખ્યાબંધ પાટા હતા. વળી અંધારૂં પુષ્કળ હતું માટે હું રેલ કુડાવી જતાં કોઇ ગાડીમાં કચડાઇ જવાના ડરથી થોડો વખત ત્રેનની બાજુમાં જ ઉભો રહ્યો. જોકે હવે હું મરવાથી બીહતો નહિ હતો, પણ હાલમાં મારી છાતીમાં બસ એક જ વાકય કોતરાઇ રહ્યો હતો કે 'મારીને મરવું.'

આજુબાજુના દબામાંથી કેટલાંકો હું શામાટે ઉતરી પડયો તે પૂછવા લાગ્યાં. તેઓને મેં જણાવ્યું કે હું સુતેલો હોવાથી સ્ટેશન ચુકી ગયો હતો. આ પછી થોડા વખતમાં ત્રેન ઉપડી ગઇ, અંધારૂં હોવાથી ગાર્ડ મને જોઇ શકયો નહિ. હું કેટલોક વખત મારો સામાન ત્યાંજ જમીનપર મુકી બેસી રહ્યો. થોડા જ વખતમાં એક પોરતર મારી આગળ આવી ચહડયો, હું સ્ટેશન પર ઉતરતાં ચુકી ગયો એમ મેં તેને જણાવ્યું, ને મને આસાનીથી સ્ટેશનની બહાર કહાડવા માટે તેને ઇનામ આપવા કહ્યું. તેણે મારો સામાન ઉંચકયો ને મને એક ઠેકાણે લઇ ગયો. સ્ટેશનને ભરી લેવામાં આવેલા કતેરાઓના એક ભાગ આગળ આવી તેણે ચાવીવતી કોઇ દરવાજો ખોલ્યો ને મને બહાર

લઇ ગયો. મેં તેને ભાડુતી ગાડીઓના સ્થાન આગળ લઇ જવા કહ્યું, ને અમો ત્યાં આવી પુગ્યા. બાદ મેં તેને સારૂં ઇનામ આપી વિદાય કીધો. પછી હું કેટલાક ગાડીવાળાઓ આગળ ગયો, ને તેઓને પેલાં નાહાસ્તાં કોહલાંઓ વિષે પૂછ્યું. તેઓએ મને બરાબર પત્તો આપ્યો. તે લુચ્ચાંઓએ શ્રીનગર કાશ્મીર તરફ જવા માટે ગાડી ભાડે કીધી હતી. મેંબી એક ગાડી મોંહ માંગ્યા દામે ભાડે કીધી, ને મારા સામાન સાથે હું ચહડી બેઠો. તેમ જ જેમ બને તેમ જલદી દોડાવવા માટે મેં ગાડીવાનને પૂરતું ઇનામ આપવા જણાવ્યું, ને ગાડી જોશબંધ આગળ ચાલી. એ પછી બેઠકપર અલેટવાથી મને કંઇક ઉંઘ આવી ગઇ.

પરોહિયું થતાં મારી આંખ ઉઘડી ગઇ. આ વખતે મારી ગાડી 'બારાકાઓ' નામના ગામમાં આવી પુગી હતી. ત્યાં ઘોડા બદલવામાં આવ્યા ને બીજા તાજા ઘોડા જોડવામાં આવ્યા. ત્યાં મેં ચા પાણી કરી લીધું, ને પાછી ગાડી આગળ હંકારવાનો હોકમ કીધો. બપોરના હમો 'ત્રેત' નામના ગામમાં જઇ પુગ્યા, ને ત્યાંથી નીકળેલા છેક સાંજે 'મરી' પુગ્યા. ત્યાં ઘોડાવાળો કહેવા લાગ્યો કે ત્યાંથી રાતના ગાડી ચલાવવાનો હોકમ નહતો. મેં વિચાર કીધો કે પેલાંઓને પકડી પાડવાનો આ રસ્તો ઠીક હતો. તેઓ મારી આગમજના નીકળી ચુંકલાં હોવાથી તેઓનેબી રાત પડી જવાથી બાજુમાંના કોઇ ગામમાં થોભવું તો પડયું હોય. આથી મેં નક્કી માન્યું કે જો હમણાં ગાડી ચલાવવામાં આવે તો પેલાંઓને સહેલાઇથી પકડી પાડી શકાય. આ ઉપરથી હું ઘોડાવાળાને સમજાવવા લાગ્યો ને તેને મોટું ઇનામ આપવા જણાવ્યું, કે જેપર તે લલચાયો. વળી મેં તેને પૂછયું કે ત્યાંથી અગર સાંજ અગાઉ ઉપડવામાં આવે તો પછી રાત માટે બીજાં કીયાં મહકે થોભવું પડે? તેણે મને જણાવ્યું કે 'મરી'થી બીજું 'કોહાલા' નામનું એક ગામ હતું કે જે 'મરી'થી સાડી સતાવીસ માઇલ દુર હતું ત્યાં થોભવું જ જોઇએ. કેમકે તે પછી રાતના ગાડી આગળ વધવા દેવામાં આવેજ નહિ.

આ ઉપરથી અમો મારતી ગાડીએ ઉપડયા. અધવચ રસ્તામાં એક પોહરેગીર અમને અટકાવવા માટે દોડતો આવ્યો, ને એકદમ ગાડી થોભાવવા માટે ગાડી-વાનને હોકમ કીધો. મેં તેનાપર એક રૂપિયો ફેંકયો, એટલે તે તે લઇ કાંઇબી વધુ બોલ્યા વગર ચાલી ગયો.

ચાંદમામા પોતાની દુધિયા રોશની આસપાસ પંથરાવતા હતા, દુર નજરે ફેંકવાથી પાહાડો અને ડુંગરોની એક સરખી હારો તેમજ ખીણોમાં ઉગી રહેલાં તરેહવાર મેવાનાં ઝાડો આપણી નજરે પડતાં હતાં, કે જે દીલમાં આનંદ પેદા કરી તે બાહરે હકતાલાની કુદરતપર આપણી પાસે આફરીન પોકરાવતાં હતાં. પણ અફસોસ! આ સઘળા કુદ્રતી દેખાવો જોવા થકી મારૂં મગજ જ કયાં હતું? હું તો બસ એકજ બોલને યાદ કર્યાં કરતો હતો અને તે કીનોજ હતો. વલી ખાદા ખાબોચ્યાંમાં ગાડીના ઉછળવાથી, તેમજ આજુબાજુ ખીણુ સાથના પહાડી કહાણવાળા જોખમદાર રસ્તાપરથી પસાર થતાં એકાદ ખાદામાં રખે ગાડી ઉઠલઇ જાય અને હું માર્યો જાઉં. એથીબી હું હમણા બીહતો હતો; હા, કેમકે એક કામ બજાવ્યા પહેલાં મને મરવા ગમતું ન હતું, અને તેબી મારો કીનો જ હતો. અફસોસ, અફસોસ, આ સઘળા દીલ ફાડી નાખનારા ખ્યાલો સાથે મારી આંખમાંથી ચોધાર પાણી વહેવા લાગ્યાં, ને તે પાણીના સુકઇ જઇ આંખનાં ચીકત થઇ જવાથી તે પાછી ખુલી નહિ, યાને હું સુઇ ગયો.

છેક પાછલી રાતે અમો 'કાહાલા' જઇ પુગ્યા. મારી નીરાશી વચ્ચે મને હયાં માલમ પડયું કે પેલાંઓ તરતનાજ ઉપડી ચુકેલાં હતાં. તોબી મેં તરત બીજા ઘોડાઓ જોતરાવી પાછી પૂર ઝડપથી આગળ કુચ કરવાનો હોકમ કીધો ને એ મુજબ એક વખત ફરીથી ગાડી ચાલવા લાગી. તુરત મેં ઘોડા વાળાના હાથમાં એક પાંચ રૂપિઆની નોટ કહાડી આપી ને ચારે પગે ઘોડા દોડાવવાનો હોકમ કીધો. વલી મેં એથીબી વધુ ઇનામ આપવાની તેને કબુલાત આપી. બાદ મેં મારી પેટી કે જે ગાડીની બેઠક હેઠે મુકેલી હતી તે બહાર

કહાડી ને તેને સંભાળીને મારા ખોળા પર લઇ ખોલીને અંદર મુકેલું નોટોનુ બંદલ તેમજ પીસ્તોલ બહાર કહાડી લીધાં; કેમકે મે. ધાર્યું કે હવે આખેરીનો વખત આવી પુગ્યો હતો, જેમાં કદાચ મારી પેટી અડચણ કરે; કેમકે પેટી ગમે ત્યાં ફેંકી પેલાંઓની પુઠ પકડવાનો મેં ઇરાદો રાખ્યો હતો. થોડેક દુર જવા કેડે મને દુરથી પસાર થતી એક ગાડી દેખાઇ. તુરત મેં ધાર્યું કે આ તેઓની જ ગાડી હોવી જોઇએ. આથી ગાડીવાનના હાથમાંથી એક ઝટકામાં ઘોડાની લગામ તેમજ ચાબુક ઝુટાવી લઇ હું તાંગાની આગલી બેઠકપર બેઠો, ને ઘોડાઓને ચાબુકના ખુબ સપાતા લગાવી ચારે પગે છોડી મુકયા. મારી ગાડી તેઓની નજદીક અને નજદીક આવતી ગઇ, ને સરવારે તે એટલી નજદીક આવી પુગી કે મને પેલાં લુચ્ચાંઓના ચેહેરા આબાદ દીસ્યા. તેઓએ બી મને તુરત ઓળખેલો હોવો જોઇએ કેમકે ટાંગામાં કાંઇ હીલચાલ થતી મને દુરથી જણાઇ ને તુરત તેઓનાબી ઘોડા ચારે પગે દોડવા લાગ્યા. મેં ઘોડાઓને ચાબુકના એટલા તો સપાટા લગાવ્યા કે ઘોડાવાળો મને તેમ કરતાં અટકાવવા પડયો. મેં તેને ટુકમાં જણાવ્યું કે પેલી સામે દોડતી ગાડીમાં એક જણ મારી ચોરી કરી નાસી જતો હતો કે જેને હું પકડવા માગતો હતો. પછી મેં તેને ખુબ ઇનામ આપી નવાજવા જણાવ્યું કે જેથી તે ચુપ બેઠો. એવામાં એક નાના ખાડામાં મારી ગાડીનું એક ચાક લપસી પડયું, કે જેની બાજુમાંજ એક બહુ નીચી ખાઇ હતી. આથી ગાડીવાળો ડર ખાઇ ગયો, તેણે નક્કી ધાર્યું કે ગાડી ખીણમાં ઉઠલાઇ જવાની, જેથી તેણે બાજુમાં કુદકો માર્યો ને ચાલતી ગાડીએ ઉતરી પડયો. ખરેખર, ગાડી ખીણમાં ગબડી પડે તેમજ હતું, પણ તે કેમ બચી ગઇ તે હું કહી શકતો નથી. હું તો બસ આજુબાજુ જોયા વગર યાહોમ દોડાવતો હતો, ને હવે ઘોડાવાળાના ઉતરી જવાથી મને હજી વધુ ઝડપમાં દોડાવવાની સવળતા મળી. ઘોડાવાળો ગાડી પાછળ થોડોક વખત દોડયો ને પોતાને લઇ જવા માટે બુમ પાડવા લાગ્યો, કે જે હું ભાગ્યેજ સમજતો હતો.

હવે હું પેલાંઓની નજદીક અને નજદીક આવતો ગયો ને છેવટ તેઓથી પચાસ પગલાં દુર આવી ચહડયો. તેઓની ગાડીબી યાહોમ દોડતી હતી, ને તેને હજી દોડાવવા માટે પેલો બદમાસ જંગીર ઘોડાવાળાને દમ કસતો હતો કે જે મને દુરથી દેખાતું હતું. એકાએક તેઓની ગાડીનું ચાક ખીણુ આગળ વળાણુપર ભરી લેવામાં આવેલી ચાર ફીટ ઉંચી દીવાલ સાથ જોરમાં અથડાયું અને પૈડાંનો ચુરેચુરો થઇ ગયો. તેઓને બહુ જોરમાં આચકો લાગ્યો પણ તેઓ બચી ગયાં. એક છલાંગ મારી જંગીર નીચે ઉતરી પડયો, તેણે તારી મા અને તુંને અર્ધ બેશુદ્ધ જેવાં બેઉ ખાંધે માર્યાં ને બાજુની દીવાલ કુદાવી ખીણુમાંના સ્લોપપરથી દમ બાંધીને દોડવા લાગ્યો. હું તેની આ સઘળી હીલચાલ દુરથી ધસારાબંધ આવતાં જોતો હતો. મારૂં ધ્યાન મુદલ મારી ગાડીપર નહતું. આથી થયું એમ કે હું ગાડીની ચાલ જરાબી ઓછી કર્યા વગર જોશબંધ ધસી આવ્યો, ને પેલાંઓની થંભ ઉભેલી ગાડી સાથે મારા ઘોડાના માથાં અથડીને ચુરેચુરા થઇ ગયાં. ઘોડાઓ તમ્મર ખાઇ હેઠે તુટી પડયા ને ગાડીબી વાંકી ટીકી મંરડાઇ ગઇ. આ સઘળાંપર બીલકુલ ધ્યાન આપ્યા વગર હું ગાડીમાંથી એક કુદકો મારી ઉતરી પડયો, ને પેલી દીવાલ કુદાવી ખીણુના ઉતરાણુપરથી યાહોમ જીવ લઇને પેલાંઓ પૂઠે દોડયો. તેઓ મારી બહુ આગળ નીકળી ગયેલાં હતાં, તો જોકે હજી મને દેખાતાં હતાં.

તેઓ હવે ખુલ્લો રસ્તો મુકી દઇ ઝાડોથી ગીચ ભરાએલાં એક જંગલમાં પેઠાં. પેલા લુચ્ચાએ આઇ અને તુંને ખાંધે મારેલાં હતાં તે હવે તેણે આઇને નીચે ઉતારી ને તુંને કેડપર રાખી તેઓ ઝાડોથી ભરાએલી એક ઝાડીમા પેઠાં. હુંબી તે જંગલ આગળ આવી પુગ્યો ને ધસારાબંધ માંહે પેઠો. હવે બપોર થવા આવેલી હોવાથી તડકું પુર જોશથી પડતું હતું જેથી તેઓ મને દુરથી નાહાસતાં બરાબર દેખાતાં હતાં. હવે તેઓ અને હું દોડતાં ન હતાં કેમકે આવાં ઝાડોથી ભરાએલાં ગીચ જંગલમાં તેમ કરવું બીલકુલ મુશ્કેલ હતું; પણ અમો ઝાડીઓ ખસેડતાં, વેલાઓ ઓળંગતાં અને ઝાડોની આજુબાજુ થઇ

ઉતાવળે પગલે ચાલતાં હતાં. તેઓ કયાં જવા માંગતાં હતાં તે હું જાણી શકતો નહી, પણ તેઓના આજુબાજુ ધ્યાનથી જોયાથી તેઓ કોઇ ભરાવાની જગ્યાની શોધમાં હતાં એ હું અટકળી શકયો. આ પ્રમાણે ખાસો એક કલાક અમો ચાલ્યાં હોઇશું. જોકે હું ઝડપથી ચાલતો હતો તોબી તેઓની નજદીક જરાબી આવી પુગ્યો નહતો, અને અમો વચ્ચેનો છેટો જેટલો ને તેટલોજ હતો.

એકાએક તેઓ તરફ જોવાથી તેઓ મને થંભ થઇને ઉભાં રહેલાં દેખાયાં. તેઓ અજાયેબીમાં સામુ જોતાં હતાં અને હવે શું કરવું તેના વિચારમાં ત્યાં સ્થીર ઉભાં હતાં. આ તકનો લાભ લઇ હું તેઓ પુઠે વધુ ઝડપથી ગયો ને છેક નજદીક જઇ ચહડયો. તેઓની બરાબર નજદીક જઇ ચહડવા કેડે મેં પેલા લુચ્ચાને ઠાર મારવા થકી મારાં ખીસાંમાંથી પીસ્તોલ ખેંચી કહાડી, પણ હજુ તો હું તેને બહાર કહાડું એટલામાં કોઇએ મને પછવાડેથી મજબુત પકડી લીધો. મેં પાછળ ફરી જોયું તો એક સાધુએ મને મજબુત પકડેલો દીઠો, અને આ તેજ સાધુ હતો કે જે મને હું સુરતથી ઉપડયો તે આગમજ મળ્યો હતો, અને વળી તે જ્યારે હું પંદર વર્ષનો હતો, ત્યારેબી મારા બાપની મુલાકાત લઇ ગયો હતો.



## પ્રકરણ ૪ થું.

---

## એ સાધુ કોણ હતો?

હું તેને ડોળા ફાડી જોવા લાગ્યો, ને મેં તેના હાથમાંથી છુટવાના ફોકટના ફાંફાં માર્યાં, પણ તેણે મને એટલો તો મજબુત પકડેલો હતો કે મારાથી જરાબી હીલચાલ થઇ શકી નહિ. આજ વખતે મારી નજર આજુબાજુના ઝાડો તરફ ફરી. અમો એક નાના ચોગાનમાં આવી લાગ્યાં હતાં કે જેને ફરતાં સંખ્યાબંધ ઉંચાં દરખતો હતાં. આ દરખતોના થડની પાછળ એક એક બુઢો જપ જેવો બાવો સમાધીમાં બેઠેલો હતો. હું આજુબાજુ દિગ્મુઢ થઇ

ને તે સાધુઓને જોવા લાગ્યો. જાંગીર ને આઇબી પોતાની ધાસ્તી ભૂલી જઇ તેઓને જ એકી ટગરે જોતાં હતાં. અમો ખાસો પા કલાક એમ ચૂપચાપ ઉભાં રહ્યાં. એવામાં પેલા સઘળા સાધુઓએ એકી વખતે પોતાની આંખો ખોલીને અમને જોવા લાગ્યા. તેઓ બહુ તિક્ષ્ણ નજરે અમને જોતા હતા, તે એટલી બધી કે અમારી નજર તેઓ સાથે એક થતાં જ જાણે અમને વિજલીક ઝટકો લાગ્યો હોય એમ લાગ્યું. થોડીક પળ એમ એકી ટગરે જોયા પછી તેઓ સઘળા એકી વખતે સાથે ઉઠ્યા, ને અમારી નજદીક આવ્યા. અમારી મોટી અજાયેબી વચ્ચે તેઓ અમને ગુઠણ મરડી પડી સેજદો કરવા લાગ્યા. ત્યારબાદ તેઓએ મારી સાથના પેલા સાધુનો હાથ પકડયો, ને બહુ ગંભીરતાથી બોલ્યા: 'ઓ બેબીલોન વંશના પાદશાહ એમનામાહાત! અમારી સેવા કબૂલ કર.' આ પછી તેઓએ અમો સઘળાંનો હાથ વારા ફરતી ચુમ્યો, ને પાછી ઉભા થઇ બાજુમાંની ઝાડીમાં થોડો વખત ગેબ થઇ ગયા; જે બાદ તેઓ પાછા દેખાયા, કે જ્યારે તેઓ સઘળાના હાથમાં એક એક ઘણોજ ઉમદા ઘોડો હતો. તેઓ અમારી બહુ નજદીક આવ્યા કે તેઓએ પાછો અમને સેજદો કીધો, ને બહુ નમીને પેલા ઘોડાપર બેસવા અમોને ઇશારતથી કહ્યું. જાંગીર ને તારી મા દિગમૂઢ થઇને આ સઘળો તમાસો જોતાં હતાં, પણ મેં સાવધ થઇ આ સામે પેલા સાધુઓ તરફ સખ્ત વાંધો ઉઠાવ્યો. આથી મારી સાથનો પેલો સાધુ બોલ્યો: 'તમો જરાબી ધાસ્તી રાખો ના. તમને હ્યાંથી એક એવે ઠેકાણે લઇ જવામાં આવશે કે જ્યાં જવાથી તમો પોતાને જાણે પેલી દુનિયા-માંજ દાખલ થયેલાં ધારશો. આપણુને હિમાલય પર્વતના ભીતરમાં આઠ દિવસ ઘોડાપર મુસાફરી કરવી પડશે. જો કે આ મુસાફરી ઘણીજ બીકટ ને જીવને જોખમમાં નાંખે એવી છે, તોપણ તે ખેડયા પછી ત્યાં જોયેલાં અથાગ સુખથી તમો એ સઘળી રંજ એક લેહજામાં ભૂલી જશો. ઓ મારા બે દીક-રાઓ,' તે મને ને જાંગીરને જોઇ બોલ્યો, 'જાણો, કે હું આજથી એક હજાર વર્ષની વાતપર મરણ પામેલો મહાન બેબીલોનનો પાદશાહ એમનામાહાત છું, ને તમો મારા બે દીકરાઓ, તું ઓ જાંગીર મારો નાનો દીકરો હલાકુ ને તું,

ઓ મંચી મારો વડો દીકરો ને તમામ એબીલોન પાદશાહતનો વારેસ હીંચી છો; તેમજ મંચી આ તારી બૈરી તે કોઇજ નહિ પણ માહાન સિનયાગો શેહેનશાહની, તમામ જેહાનની ખુબસુરત નાની દીકરી જાંમી છે. મારા દીકરા તું જાંમી સાથે આજથી એક હજાર વર્ષની વાતપર પરણ્યો હતો, પણ આ તારો નાનો ભાઇ એણીને નહસાડી લઇ ગયો. આનો કીનો લેવા થકી મેં એને પકડવા માંગ્યો પણ એ નાંસી જવા પામ્યો. અફસોસ! એની આવી બુરી ચાલથી મારાં રાજપાટની ધુળધાણી થઇ ગઇ, ને હું કંગાળીયતપણે મરણ પામ્યો. મારાં મરણની છેલ્લી ઘડીએબી મેં આ બદમાશ હલાકુપર વેર લેવાનો વિચાર કીધો હતો.' તે જાંગીર તરફ લાલચોળ આંખોથી જોઇ બોલ્યો, 'મેં છેલ્લી ઘડીએ એક એવીતો તિક્ષણ ઇચ્છા કીધી હતી, કે જે ઇચ્છા આજે એક હજાર મેં વર્ષેબી ફલીભુત થવા પામી છે. એક હજાર વર્ષ પછીબી એને પોતાનો બુરો હવસ છોડયો નથી, ને આજે એ તારી બૈરીને નસાડી લઇ જઇ હ્યાં આવવા પામ્યો છે. ઓ દીકરા,' તે મને પોતાની ગોદમાં ચાંપી બોલ્યો, 'જ્યારે તારો આ ભવમાં જન્મ થયો હતો, ત્યારે મને સઘળું ખબર પડયું હતું , હું તરતજ તારાં વતન ભરૂચ શાહેરમાં આવી તુને હ્યાં મારી કને લાવનાર હતો, પણ તારૂં ભવિષ્ય જોતાં મને માલમ પડયું કે તારે હજી ભો-ગવવાનું હતું, અને આ નશિબ સંજોગો, કે જે કોઇથીબી ફેરવાઇ શકાતા નહી હોવાથી હું થોભ્યો. મારો આ બીજો બદમાસ દીકરોબી કયાં અને કયાંરે પેદા પડયો એબી મને માલુમ પડયું, વળી મને વધુ એ માલુમ પડયું કે એનેથી વળી પાછું તુંને દુઃખ ભોગવવું પડવાનું, અને તારા જીવને કાંઇબી જોખમ નહિ આવી પડે,–કેમકે દીકરા તારા દહાડા ઘણા ભારી હતા,–જેથી હું તુને મળવા છેક ભરૂચ સુધી આવી ગયો હતો, અને હું આવી ગયો તેજ દહાડે તુને આ તારી બૈરી સાથે મુલાકાત થઇ હતી, કે જે મેં મારી ઇચ્છાશકિતના બળેજ કરાવી હતી; કેમકે એ દિવસ એણીનો દહાડોબી ઘણોજ ભારી હતો, અને તેં જોયું હશે કે તે દિવસે એણી કુવામાં પડી ગઇ હતી, અને તેંજ એણીને બચાવી હતી.'

'કુવામાંથી એણીને બહાર કહાડયા પછી તમો બેઉ જણા સાથે ચાલી કેટલાંક બૈરાંઓ સાથે ઘેર જવા લાગ્યાં, કે જ્યારે હું તુને એક ઝાડના ઓથામાં ઉભેલો દેખાયો, કે જ્યાંથી મેં તારાં કરમની નિશાની કીધી હતી. ત્યારબાદ કેટલાક દિવસો સુધી મેં તારી હીલચાલ છૂપી રીતે તપાસી હતી, અને મને માલમ પડયું હતું કે આ જાંગીર કે જે તારો હરીફ અને દુશ્મન હતો તે હવે તારો દોસ્ત થઇ ગયો હતો, અને તે શી મતલબથી તારો દોસ્ત થઇ ગયો જેબી મને તુરત માલમ પડી ગયું. તે તારી બૈરીને જોતાંને વારજ પાછો તેણીપર આશક પડી ગયો, અને તારાં એણી સાથે લગ્ન થયા છતાંબી એણે એણીનો પીછો છોડયો નહિ. એક હજાર વર્ષની વાતપરબી એણે એમજ કીધું હતું, અને આજેબી એણે એમજ કીધું. જો કે આ લાંબી મુદત દરમ્યાન એને પશુપક્ષી અને બીજા એવાં જંગલી હેવાનોમાં કાંઇ સંખ્યાબન્ધ જન્મો લીધા હતા, અને કરણીના ફળ ચાખ્યાં હતાં; તોયે એ સુધર્યો નહિ, અને એની દયા-નતની એક વખત ફરીથી તે બારેહકતાલાએ કસોટી કરતાં તે પાછો પોતાના બદહવસી ખવાસપર દોરવાઇ ગયો, અને આખરે આ સઘળાં એના માહા પાપી કામોની સજા ભોગવવા એને તે બારેહકતાલાએ ત્યાં મોકલી આપ્યો.'

'જ્યારે એ તારો દોસ્ત થઇ ગયો હતો, ત્યારે એને વિષે તુને ચેતાવવા થકી મેં વિચાર કીધો, પણ મેં ધાર્યું કે કર્મમાં લખેલું મારાં તુને ચેતાવ્યાથી મટવાનું નથી અને આથી હું ગુપચુપ તારો રાહગાટ જોવા લાગ્યો. વળી તું તારાં લગ્ન પછી સુરતમાં આવી વસ્યો તે છેક તારી બૈરી આ લુચ્ચા સાથે નાહાસી ગઇ, એ સઘળું મને મારા ઇલમના જોરે માલમ પડયું હતું, અને એક વખત હું તુને સુરતમાંબી મળી ગયો હતો.'

'દીકરા ! તેં આ સઘળા બાવાઓને સમાધીમાં બેઠેલા દીઠા, એનો સબબ એ કે તમો લોકો નાહાસ્તાં નાહસ્તાં ત્યાં આવી લાગો એવી એઓએ આજે એક મહિનાની વાતપર સમાધી લીધી હતી, અને રાત ને દિવસ આમ એકચિત્તે બેસી તમને ત્યાં તેડવાથી તમો અજબ સંજોગે ઇચ્છાના બળે ખેંચાઇ ત્યાં

આવી લાગ્યાં. એઓની ઇચ્છાથી જ તમને ગાડીનો અકસ્માત થયો ને તમે જાણે લોહચુંબક માફક એઓની ઇચ્છાને આધીન થઇ હ્યાં ખેંચાઈ આવ્યાં. હવે દીકરા આપણને હ્યાં વધુવાર ખોટી રહેવું નથી. અમારૂં મઠ હ્યાંથી આઠ દિવસના રસ્તાપરના એક વેરાન જંગલમાં આવેલું છે. હવે તમો સઘળાંઓ આ ઘોડાઓ ઉપર સ્વાર થઇ જાઓ ને આપણે આપણી મુસાફરી શરૂ કરીએ.'

પેલા સાધુએ પોતાનો અજબ જેવો કિસ્સો ઉપલાં લંબાણ ભાષણમાં પૂરો કીધો. તેનુ તમામ બોલવું અમોએ આંખના ડોળા ફાડી સાંભળ્યું, કે જેમાં તેના બોલવાની સચ્ચાઇ સાંભળી અમો હરણફાર થઈ ગયાં. તોપણ જાંગીરના મનમાં એ વાત ઉતરી નહિ, તે આ સઘળું એક કાવત્રું સમજવા લાગ્યો જેથી તે એક છલંગ મારી પેલા આજુબાજુના સાધુઓની હસ્તી ભૂલી જઇ મારી સાથના સાધુપર તેનો ટોટો પીસવા ધસ્યો, પણ પેલા બીજા સાધુઓએ તેને ધરી લઇ તેને રસીથી જકડી લીધો. આ પછી તેને ઘોડાપર બાંધી લેવામાં આવ્યો, બાદ અમો અમને સોંપેલા દરેક ઘોડાપર સ્વાર થઇ ગયાં. આઇ આ વખતે ઘણી ઉસ્કેરાએલી હોવાથી તેણીની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, તેણીએ ઘોડાપર બેસવાની આનાકાની બતાવી, જેથી પેલા સાધુઓએ તેણીનેબી ઘોડે ચઢાવી ઘોડાની જીન સાથે તેણીના પગ બાંધી લીધા, અને તુને તેઓમાંના એક જણે કેડે લીધો. આ કામ ખલાસ થતાં પેલા બીજા બધા સાધુઓ સૌ સૌને ઘોડે ચઢી બેઠા, ને પેલો સાધુ કે જે પોતાને મારા પેલે ભવના બાપ તરીકે ઓળખાવાતો હતો, અને જેને હું હવે મારા બાપ તરીકે જ હ્યાં લખીશ, તેનો હુકમ થતાં જ અમારૂં સરઘસ આગળ ચાલ્યું. મારો કેહેવાતો બાપ આગળ ચાલતો હતો, જેના જમણા હાથપર હું ને દાબા હાથપર જાંગીરને ચલાવવાની ફરજ પાડવામા આવી, જ્યારે તારી મા અમો ત્રણેની પાછળ ચાલતી હતી; જેની પાછળ પેલા તમામ સાધુઓનુ સરઘસ એક પલટન માફક ચાલતું હતું. અમારૂં આ સરઘસ ચુપચાપ હોવાથી અને કોઇબી બોલતું નહિ હોવાથી જાણે એક પાયદસ્ત જતી હોય એવું ગંભીર લાગતું

હતું. અમો ત્રણે વિચારોમાં ગરકાવ થઇ ગયેલાં હતાં, તો જોકે મારા દિલમાં બીલકુલ ધાસ્તી જેવું નહતું; તોપણ પેલા જાંગીરનો ચેહેરો ઉજળો વાગ થઇ ગયેલો હતો કે જે પેલા સાધુના અજબ જેવા કિસ્સાથી હોય. હુંબી કંઇક ફીકરમંદ થઇ વિચાર કરવા લાગ્યો કે જો આ સઘળી પેલા સાધુએ કહેલી વાત ખોટી હોય તો તે મારે લગતી આટલી બધી હકીકત જાણવા પામે જ કેમ? આખરે બહુ માંથુ અમચું દુઃખવ્યા પછીબી મને આનો ખુલાસો નહિ મળ્યો જેથી મેં જે થવાનું હશે તે થશે એવો વિચાર કરી એને લગતો વિચાર કરવાનુ માંડી વાળ્યું ને ગુપચુપ પેલાઓ સાથે ચાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

## જાદુઇ મુસાફરી.

અમારા ઘોડાઓ ધીમી ચાલે ચાલતા હતા કેમકે રસ્તો વાંકો ટીકો ઝાડોમાં કાપીકુપીને બનાવેલો બીકટ ચઢાણવાળો તેમજ સંખ્યાબંધ પથ્થરોથી ભરપૂર હતો. આજુ બાજુ દેખાતા દેખાવોનું વર્ણન કરવું મુસ્કેલ છે, કેમકે તે વખતે આ પાહાડોપરથી મેં જોયેલા કુદ્રતની અજબ કરામાતના ભાતભાતના દેખાવો મારી જીંદગીમાં મેં કોઇબીવાર જોયલા નહતા. તમામ જંગલો જે માંગો તે ફળોથી ભરાંએલાં ઝાડોથી ભરપૂર હતાં, એ ઉપરાંત સાગ, સીસમ, સુખડ, અને એવાંજ બીજાં કીમતી ઝાડોથી તે જંગલ વસાએલું હતું; તે એટલાંવેર કે અમો જ્યારે એક સુખડના ઝાડોથી ભરાએલાં જંગલમાં પેઠા ત્યારે અમને તેનો એટલો બધો તો મગમગતો વાસ આવવા લાગ્યો કે જાણે તે વાસ મારાથી નહિ ખમાયો, જેથી મેં મારા નાકે રૂમાલ ધર્યો.

હું આ સઘળું જોઇ બહુજ તાજુબ થયો ને વિચાર કરવા લાગ્યો કે આવું એક ફળદ્રુપ જંગલ ઇનસાનોને બેખબર રહેવા કેમ પામ્યું હશે, કેમકે ઝાડો તરફ જોતાં માલુમ પડતું કે તેઓ સેંકડો વર્ષના જુના ખખ થઇ ગયેલાં

ઝાડો હતાં, તેમજ ફળફળાદિના ઝાડોપર ઉપરના ફળો કોહી જઇ માંહેથી બદબો આવતી હતી. આખરે આ સઘળું જોવાથી મને બહુજ અજાયેબી લાગેલી હોવાથી મેં મારી સાથે ચાલતા પેલા મારા કેહેવાતા બાપને આનો સબબ પૂછ્યો, કે જ્યારે તેણે મને આવો જવાબ આપ્યો, "આ તમામ ૫ગદુ૫ જંગલ અમો શિવાય બીજાં ઇનસાનની હસ્તીથી વેગળું છે, જેનો સબબ એ છે કે આ જંગલમાં તમોએ તમારા જન્મમાં કોઇબી દિવસે નહિ જોયેલાં એવાં ફાડી ખાનારાં જંગલી હેવાનો હસ્તી ધરાવે છે. આ હેવાનો અમને ઇજા કરી શકતાં નથી કેમકે અમો અમારી ઇચ્છા શકિતના બળે તેઓને અમારાથી દુરના દુરજ રાખીએ છીએ, એવો અમારી પાસે ઇલમ છે કે જે સઘળું તમો થોડાજ વખતમાં આગળ ચાલતાં જોવા પામશો.'

હજુ તો તે પોતાનું બોલવું પુરૂં કરે એટલામાં અમને કોઇ હેવાનોના મોટા પોકારો સંભળાયા, અને ધડકતી છાતીએ દૂર નજર ફેંકવાથી મને માલમ પડયું કે તે એક ગોરીલા વાંદરાનું મસ મોટું ટોળું હતું. અમો ત્રણે જણા તેઓની છાતી ફાડી નાખનારી ચીચ્યારીઓ સાંભળી થરથર ધ્રુજવા લાગ્યાં અને અમારી અજલ નજદીક આવેલી ધારી. અમે પેલા સાધુઓ તરફ જોયું તો અમારી મોટી અજાયેબી વચ્ચે તેઓ જાણે કાંઇજ બનતું નહોય એમ ગુપચુપ ચાલતા હતાં. પેલા ગોરીલા વાંદરાનુ ટોળું અમારા તરફ બહુ ઝડપથી આવતું હતું અને જાણે તેઓને અમારાં લોહીનો સ્વાદ દુરથીજ લાગતો હોય એમ તેઓ પોતાનાં મ્હોડાં તમતમાવતા હતાં. ઓ બારેહકતાલા! ખરેખર, આવી જાતનો આબેહુબ એક માણસાઇ અવતારનો આવો મોટો વાંદરો મેં મારા જનમારામાં કોઇબી વખતે જોયો ન હતો. મેં કેટલાંક પીકચરોમાં ગોરીલા વાંદરાના પીકચરો જોયાં હતાં, પણ તે તો આ વાંદરાંના કદ તરફ જોતાં કુચ બીસાદમાં ન હતાં. એક એક વાંદરો ખાસી દશ ફીટની ઉંચાઇનો હશે, જ્યારે આ ટોળાંની આગળ જાણે એક સરદાર માફક ચાલતો વાંદરો તો એથીબી વધુ ઉંચાઇનો ને ખાસાં બે કદાવર માણસોની પહોલાઇનો હતો. દરેક વાંદરાના હાથમાં એક એક મજબુત

કાઠી હતી, અને તેઓ તે કાઠીનો ટેકો લઈ એક માણસ માફક બે પગે ચાલતા હતા. સૌથી મોટી ઉમ્મરના આગળ ચાલતા હતા જેની પાછળ નાના અને એમ સૌ સૌની ઉમ્મર અને કદ માફક ટોળું બનેલું હતું.

તેઓ જાણે જંગલી માણસો માફક અમારી સામે આવી લાગ્યા. તેઓ જ્યારે અમારી બહુ નજદીક આવી પુગ્યા, ત્યારે મારા કહેવાતા બાપે હુકમ કરી સઘળાઓને ઉભા રહેવા કહ્યું, જે પછી સઘળા સાધુઓએ પોતાની આંખ બંધ કરી તેઓ એકચિત્તે ગુપચુપ સ્થીર થઇને ઘોડાપર બેસી રહ્યા. આ પછી તરત જ મેં મારી મોટી અજાયેબી વચ્ચે શું જોયું? પેલા સંખ્યા-બંધ વાંદરાઓ કે જેઓ મોટા પોકારો કરી રમખાણ મચાવતા હતા તેઓ ત્યાંના ત્યાંજ ભોંયે ચીતરી ગયા! હા, તેઓએ પોતાના પગો ઉપાડવા થકી ઘણા ફાંફાં માર્યાં પણ તે કેમે કરી જમીનપરથી ઉપડયા નહિ. ત્યારબાદ તેઓના મોહડાંબી બંધ થઇ ગયાં, અને જ્યારે તેઓએ અમો તરફ પોતાની મજબુત કાઠીઓ ઉગામી ત્યારે તેઓના હાથબી એક આંખના પળકારામાં અડી ગયા; યાને તેઓથી કોઇબી બાજુ પોતાના હાથ હલાવી શકાયા નહિ. તેઓ જાણે આપણે દેવદરૂજોની વાતોમાં વાંચીએછ તેમ ચટનેપટ પથ્થરનાં પુતળાં થઇ ગયા હોય એમ લાગતું હતું.

આ પછી અમારૂં સરઘસ તેઓની છેક અડોઅડથી પસાર થઇ ગયું, પણ તેઓથી જરાબી હીલચાલ કરી શકાતી નહિ હોવાથી તેઓએ અમને કશી ઇજા પહોંચાડી નહિ. તેઓનું ટોળું ઘણું ગંજાવર હતું, કે જે પસાર કરી જતાં અમને ખાસો અડધો કલાક લાગ્યો. પહેલાં અમો તેઓની બાજુમાંથી પસાર થતાં ધાસ્તીથી થરથર ધ્રુજતાં હતાં પણ જેમ જેમ અમો આગળ વધતાં ગયાં તેમ તેમ અમારી ધાસ્તી મટતી ગઇ, અને સરવાળે તો એક વાંદરાની છેક નજ-દીકથી પસાર થઇ જતાં મેં તેની છાતીમાં જોરથી કકડાવીને એક લાતબી લગાવી કહાડી, પણ તે જરાબી હાલ્યો કે ચાલ્યો નહિ.

આ વિઘ્ન પસાર કરી જતાં અમો બાજુમાંની એક ટેકડીપર જઇ ચઢયા, ને હજુ તો ટેકડીને મથાળે પુગ્યે કે જાણે વાદળ ગરજતું હોય એવી અમને

ગર્જના સંભળાઈ. પેલા સાધુનો હુકમ થતાં તુરત અમારૂં સરઘસ ટેકડીને મથાળે થોભ્યું, ને અમો હેઠે જોવા લાગ્યા. પેલા વાંદરાઓ કે જેઓને સાધુ-ઓએ મેસમેરીઝમની અસરથી જમીનપર ચોંટાડી દીધા હતા, તેઓ હજી એમના એમજ પૂતળાં માફક સ્થીર ઉભા હતા, અને પોતાની આંખો ખુલ્લી રાખી તેઓ આજુબાજુનો તમાસો કશાબી હીલચાલ વગર દયા ઉપજાવે એવાં અજાયેબી ભર્યાં મોંઢાંથી જોતા હતાં. તરતજ અમને પેલી મોટી વાદલની ગર્જના શું થતી હતી તે માલુમ પડયું. દુર નજર નાખતાં અમને ખુબ ધુળાડું થઇ રહેલું જણાયું, જે પછી અમને ઘોડા જેવા આકારો દુરથી દોડી આવતા હોય એવું દેખાયું, જેઓ થોડા થોડા નજદીક આવતાં અમોએ ધાસ્તીથી જોયું કે તેઓ કોઇ જ નહિ પણ બળદ જેવા મોટા કદાવર આંગના સિંહો હતા, કે જેમનું સેંકડોનુ ટોળું ધસારાબંધ દોડી પેલા વાંદરાઓ તરફ ધસી આવતું હતું. બોલબોલતાંમાં તેઓ તે જગ્યાપર આવી ચઢયા ને આંખના એક પલકારામાં તેઓએ પેલા જમીનપર ચોંટી ગયેલા વાંદરાઓપર ઝનુનની એક છાતી ફાડનારી બરાડ પાડી હુમલો કીધો, અને પછી ગોસ્ત ચીરાવાનો અને હાડકાં ભાંગવાનો અવાજ જોઇજ લો ! વાંદરા કરતાંબી સિંહોનુ ટોળું બહુ મોટું હોવાથી, અને વળી તેઓ ભુખ્યા ડાંસ હોવાથી એક એક વાંદરાપર તુટી પડવા માટે આપસ આપસમા તેઓ ઝનુની લડાઇ કરવા લાગ્યા અને આ લડાઇમાંજ તેઓએ એક બીજાને સંખ્યાબંધ ફાડી ખાધા. વળી અધુરામા પુરૂં બાજુમાનાં ઝાડોપરથી મોટા અજદાઓ પોતાની પુછડીથી પોતાનુ આખું આંગ ઝુલતું રાખી તે સિંહોપર તુટી પડયા, અને જાણે આપણે ચોખામાંથી કાંકરા ચુટતાં હોઇએ તેમ તેઓએ ઝાડોપર લટકી એક એક સિંહ અને વાંદરો ચપોચપ ઉંચકી લઇ તેઓને પોતાની બલવાન સકંજીમાં સકડી હાડકાંઓનો બોલ બોલતાંમાં ચુરેચુરો કરી ગળી જવા લાગ્યા, કે જે દેખાવ ખરેજ દેહસ્તનાક હતો !

આખરે સઘળું મેદાન સાફ થઇ ગયું, વાંદરાઓને સિંહોઓએ પુરા કીધા ને સિંહોને અજદાઓએ સાફ કીધા. બાકી થોડાક સિંહો રહ્યા કે જેઓ

અમારા તરફ ધસવા માટે ટેકડીઓપર ચઢવા લાગ્યા, પણ પેલા સાધુઓના મેસમેરીક પાવરથી તેઓ બી જમીને ચોંટી ગયા, કે જેથી અજદાઓને તેમને ખાઇ જવામાં સવળતા થઇ. હવે અમારી સ્વારી પાછી આગળ વધી, પહાડોની કહાણોમાં સેંકડો આસમાનસે લાગી રહેલાં ઉંચાં દરખતો હોવાથી અમને જરાબી તડકો લાગતો નહતો, અને અમો જાણે પાછલી રાતના મુસાફરી કરતા હોઇએ એવી થંડી લેહેકી આવતી હતી. છેક સાંજના અમારાં ટોળાંએ એક પાણીના મોટા સરોવર આગળ વીસામો કીધો. સાધુઓ જંગલમાંથી તરેહવાર જાત જાતના ફળો તોડી લાવ્યા કે જે ખાધાથી અમારાં પેટ તૃપ્ત થયાં. જે બાદ અમોને જમીનોપર જાનવરોના ચાંમડાં બીછાવી આપ્યાં કે જે પર અમોએ આરામ કીધો. જોકે અમને તુરત ઊંઘ આવી ગઇ અને થાકેલાં હોવાથી ભર ઉંઘમાં પડી ગયાં, તો પણ જંગલો અને પાહાડો પરથી આવતી જંગલી જાનવરોની ચીખોથી અમો ફાળ ખાઇને ઉઠતાં હતાં, ને આજુબાજુ દેહેસ્તથી જોતાં હતાં. અમારાં ટોળાંની રખેવાલી ચાર સાધુઓ કરતા હતા, કે જેઓ ચારે દિશાએ જાગતા બેસી રહી અમારી તરફ ધસી આવતાં દરેક જંગલી હેવાનને પોતાના જાદુથી અમારેથી દુરના દુર રાખતા હતા, અને એમ કલાક કલાકે ચાર ચાર સાધુઓ બદલાઇ અમારી રખેવાલી કરતા હતા. આખરે પહોર ફાટતાં અમો ઉઠયા ને બાજુમાના સરોવરમા અમારાં મોઢાં હાથ સાફ કીધા. આ સરોવરમાંથી બી સાધુઓએ પોતાના મેસમેરીક પાવરથી બલાગાત દુર કીધી હતી, કેમકે તેમાં બી કાંઇ સંખ્યાબંધ મગરમછો હસ્તી ધરાવતી હતી. હું તેઓની આવી અદભૂત શક્તિ જોઇ બહુ તાજુબ થયો, જ્યારે પેલો મારો કહેવાતો બાપ મારી પાસે આવ્યો, ને મને દુર જોવા ફરમાવ્યું. મેં તેને બતાવેલી દિશા તરફ જોયું, તો યા ખુદા ! એક બલદ જેવો રાક્ષસી સિંહ ખુબ સંભાળથી સરોવરના કીનારે ઉભો રહી પાણી પીતો હતો ! તે શિયાનુ જાનવર જાણતું હતું કે તે સરોવરમાં મગરમછોનુ રેહેઠાણુ હતું જેથી તે આસપાસ જોઇ સાવચેતીથી પાણી પીતું હતું; પણ આ તેની સાવચેતી કારગત લાગી નહિ, બોલ બોલતામા એક મસ મોટો મગરમછ બહાર નીકળી આવ્યો, તેણે પોતાનું રાક્ષસી મોઢું એક લેહેજામા

ખોલ્યું ને આંખના એક પલકારામા પેલા માતેલા સિહને પોતના ગંજાવર મોંઢાંમા જાણે એક મા પોતાના બચાંને કેડે લેતી હોય એવી સફાઇથી ઉપાડી લીધો; પણ યા ખુદા! એ શું થયું? હજુ તો પેલો મગરમછ પોંતાનું મોઢું પાછું બંધ કરવા જાય એટલામાં મારો પેલો કેહેવાતો બાપ પોતાનો એક હાથ ઉંચા કરી કાંઇ બડબડયો, કે પેલા મગરમછનુ મોઢુ એમનુ એમજ ઉઘાડું રહી ગયું. તેણે મોઢું ઢાંકી પેલા સિહને ગળી જવાનો બહુ પ્રયત્ન કીધો, પણ તેનાથી તેમ થઇ શકયું નહિ ને સરવાળે પેલા સિંહે મગરમછનું જડબું અને જીભ ખુશાલ જીવે ફાડી ખાધું ને તે અજાયેબીમા તેના મોઢાંમાંથી બહાર કુદી પડયો. આ સઘળો દેખાવ જોઇ હું જાણે અચરતીમા ડોળા ખાવા લાગ્યો, પણ હવે મારાથી વધુવાર થોભાયું નહિ જેથી પેલા સાધુ આગળ હું ગુઠણ મરડી પડયો, ને તેનો હાથ ચુમ્યો. તેણે મને જમીનપરથી ઉઠાડી લીધો ને પોતાના પેટમાં ચાંપ્યો.

અમારી સ્વારી પાછી આગળ વધી. ઘોડાઓને સોજું જંગલનું ઘાસ તેમજ જાતજાતની ફ્રુટ ખવડાવેલી હોવાથી તેઓ ગેલ કરતા દમામથી આગળ ચાલતા હતા. પાછો અમે સાંજના વીસામો કીધો ને પાછી બીજે દિવસે અમારી કૂચ શરૂ કીધી. આ મુજબ પાહાડો, ખીણો, ડુંગરો, જંગલો, અને પાણીના ચશમાઓ ઓલંગતા બરાબર આઠ દિવસે અમો એક સપાટ ખુલ્લી જગ્યાએ આવી પહોંચ્યા કે જે અમારી મુસાફરીનો છેડો હતો. આ સઘળી રખડપટ્ટી અને વિસામા દરમ્યાનમાં જાંગીર અને આઇપર બારીક નજર રાખવામાં આવી હતી, કે જ્યારે મારાપર એટલી ચોકશી રાખવામાં આવી નહતી. તે બદમાશને હજુબી આ સઘળું એક કાવત્રુંજ લાગતું હતું ને તે હજુબી કાંઇ નાહાસવાની તક જોયા કરતો હતો પણ પેલા સાધુઓની તેનાપરની બારીક નજરથી તે લાઇલજ થઇ ગયલો હતો.

ત્યારે આ આઠમે દિવસે જ્યારે અમો પેલી સપાટ ખુલ્લી જગ્યાપર જઇ પુગ્યા, ત્યારે અમને દુરથી એક મોટો સફેદ ડુંગર દિસવા લાગ્યો; પણ જેમ જેમ અમો તેની નજદીક જતા ગયા, તેમ તેમ તેનો આકાર એક મસ મોટા

પથ્થરના સોપારામા ફેરવાતો ગયો કે જે એક મંદીર હતું. મારા પેલા કેહેવાતા બાપના બોલવાથીજ હું તેને એક મંદીર ધારવા લાગ્યો, બાકી તે તો એક સંગે મરમરનો બાંધેલો ગંજાવર સોપારા જેવા ડુંગર જેવો જ લાગતો હતો, કે જે રૂપે ઇજીપતના પીરામીડ બાંધવામાં આવેલા હોય છે. ત્યારે આ પથ્થરના સોપારા આગળ અમો આઠ દિવસની રંજ અને હાડમારી પછી જેમ તેમ આવી પુગ્યા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### જાદુઇ પીરામીડ.

અમે જેમ જેમ તેની નજદીક આવતા ગયા તેમ તેમ તે ઊંચો અને ઉંચો જ થતો દેખાયો અને સરવાળે તે એટલો તો ઉંચો દેખાવા લાગ્યો કે તે ખાશો પાંચસો ફીટ ઉંચો હોવો જોઇએ. વળી તે ઘેરાવામા બી એટલો તો હતો કે અમને તેની પાછલી બાજુએ જવું હોવાથી અમો તેની આજુબાજુએ ફરીને ગયા અને એમ જતાં અમને અડધો કલાક લાગ્યો. જ્યારે અમો તેની એક જગ્યાએ આવી પુગ્યા ત્યારે પેલા સાધુઓના સરદારે એક જગ્યા દેખાડી કે જે પેલા બીજા સાધુઓ ઘોડાઓપરથી ઉતરી ખોદવા લાગ્યા. આ જગ્યા તદન છૂપી હતી કે જે પેલો સરદાર જ જાણતો હતો. થોડોક વખત ખોદવા બાદ અંદર અમને એક કડું દિસવા લાગ્યું. આ કડું તેઓએ જોરથી ફેરવ્યું તો યા ખુદા! પેલો સંગેમરમરનો ગંજાવર પીરામીડ કે જેમા એક ફાટબી દીસ્તી ન હતી તેમા આ કડાંના ફરવા સાથે જ એક દરવાજાનું ફાળકું ધીમેથી ઉઘડવા લાગ્યું અને છેવટ તે એક મોટો દરવાજો ઉઘડેલો દિસ્યો. પછી સાધુ-ઓએ દરવાજાની ચાંપવાળો પેલો ખાડો પાછો પુરી નાંખ્યો અને કોઇને દેખાય નહિ તે માટે મટોડું સરખું કરી નાખ્યું. ત્યારબાદ અમો સગળાં એક એક પછી તે દરવાજામાં પેઠાં અને સઘળાં અંદર આવી ગયા બાદ અંદરની

એક બીજી છૂપી ચાંપ ફેરવતાં પેલો દરવાજો પાછો પોતાની મેળે બંધ થઇ ગયો. દરવાજો એટલો તો મોટો હતો કે અમો અમારા ઘોડાપર બેસીને જ અંદર દાખલ થયા, અને એમના એમજ એક સીધી ચાલમાંથી પસાર થઇ ગયા. જાણે અમો બહારના બહાર જ હોઇએ એવી અંદરથી ખુશબોદાર તાજી હવાની લેહેકી આવતી હતી અને હવા અંદર કયાંથી આવતી એ માલુમ પડતું નહતું. વળી વધુ તો અજબ જેવું એ હતું કે અંદર કીલયાણુ અંધારૂં હોવાને બદલે ધીમો ઝાંખો ઉજાસ હતો અને ઉજાસ બી કયાંથી દાખલ થતો હતો તે બી જણાતું નહિ.

અમો પા કલાક સુધી પેલી ચાલમાંથી સીધા ચાલી ગયા હોઇશું, જે બાદ અમો એક મસ મોટાં દિવાનખાનામાં આવી લાગ્યા. આ દિવાનખાનુ એટલું તો મોટું હતું કે તેનો વિસ્તાર કેટલો હતો જે હું કહી શકતો નથી. વળી મોટું તો અજબ જેવું એ હતું કે આ દિવાનખાનાની સીલીંગને એક બી થાંભલાથી ટેકવવામાં આવેલી નહતી, અને ખરૂ પૂછાવો તો ત્યાં સીલીંગ હતીજ નહિ. હું આગળ કહી ગયો કે આ સોપારાના આકારનો ઉપરથી નાનો થતો જતો પીરામીડ જેવો મેહેલ હતો, અને એને અંદરથી પોકલ રાખેલો હોવાથી ત્યાં સીલીંગની જરૂર જ ન હતી. અંદરથી બી તે છેક ઉંચે નાનો અને નાનો થતો ગયેલો હતો અને સરવાળે છેક છેડેથી એક ટોંચ માફક મળી ગયેલો હતો.

ત્યારે અમો આંવાં એક ગંજાવર દિવાનખાનામા આવી પહોંચ્યા. હયાં બી ધીમો ઝાંખો ઉજાસ કોણ જાણે કયાંથી પંથરાએલો જણાતો હતો, અને પેલા સાધુને પૂછતાં મને માલમ પડયું કે તે ડુંગરની અંદર છૂપા ખંગો કીધેલા હોવાથી તેમાંથી અજવાળું આવતું હતું. આ દિવાનખાનામા અમો પોતપોતાના ઘોડાપરથી ઉતર્યા, અને ઘોડાઓને સાંજ બાજુમાના એક બીજાં દિવાનખાનામા લઇ જવામાં આવ્યા કે જયાં તેઓના તબેલા હતા. બાદ અમો સઘળાંઓને જાતજાતના મેવાનું ભોજન પીરસવામા આવ્યું જે પછી અમોએ વિસામો કીધો. અમોને એક એકથી જુદાંજ રાખવામા આવતાં હતાં કે જેથી અમો એક બીજાપર

હુમલો કરિયે નહિ. થોડીક આસાએશ લીધા પછી અમોને બાજુમાના કેટલાક કમરામા લઇ જવામા આવ્યાં કે જ્યાં હમામખાનાઓ હતાં. ત્યાં અમારાં આંગ સાફ કરવાથી બહુ આરામ થયો કેમકે અમો આ આઠ દિવસની રખડપટીમાં બીલકુલ નાહ્યાં નહતાં. આ પછી રાત થઇ ચુકેલી હોવાથી અમો સુઇ ગયાં.

સવારના ઉઠી મોહું હાથ ધોયા બાદ અમને જાતજાતના ફળોનો નાસ્તો પીરસવામા આવ્યો, અને ખાઇ રહ્યા પછી દરેક સાધુઓ એક કુંડાલાના આકારમા ગોઠવાઇને બેઠા, ને અમો ત્રણેને તેઓની વચમા છુટાં છુટાં બેસાડવામા આવ્યાં કે જ્યારે તું તો ઉંઘમા પડેલો હતો. આ પછી પેલો સરદાર અમારી સામે, ને પેલા સાધુઓની વચમા આવી બેઠા જે બાદ તેઓ પોતાની આંખ વીંચી ને સઘળા જાણે પુતળાં થઇ ગયા હોય એમ સ્થીર થઇ ગયા. તેઓ ભકતી કરતા હતા. તેઓનો દેખાવ બહુ ગંભીર અને દીલમા અસર કરે એવો હતો. તેઓ ઘણા ખરા સઘળા બુઢા જપ હતા, અને દરેકના મોઢાંપર એક લાંબી સફેદ દહાડી અને માંથે સફેદ લાંબા બાલો હતા. તેઓએ એકજ સરખો પોશાક પહેરેલો હતો કે જે એક લાંબો પીલા રંગનો સાહયો અને પીલું ધોતયું હતાં. તેઓ આમ સ્થીર પા એક કલાક ચુપચાપ બેશી રહ્યા જે પછી બધાઓએ એકી વખતે સાથે આંખ ખોલી, ને પેલો સાધુઓનો સરદાર કે જે પોતાને મારો પેલે ભવનો બાપ તરીકે ઓળખાવતો હતો તેણે બોલવા માંડયું:—

'આજથી એક હજાર વર્ષપર મરણ પામેલા મારા અમીર ઉમરાવો અને સપેહેસાલારો, તમારી રૂબરૂમાં અને તમારી દેખરેખમાં હું મહાન બેબીલોન વંશનો પાદશાહ એમનામાહાત આજથી એક હજાર વર્ષની વાતપર મરણ પામ્યો હતો; અને તે દિવસ આજનો જ હતો. હા, આજનોજ દિવસ તારીખવાર વખત અને વર્ષ બધું આજનું હતું. આ તારીખવાર આપણે આપણા જીગરમાં કોરી રાખેલાં છે, અને તે ૧૯ મી માર્ચ ૯૦૬ છે. આજેબી તેજ દિવસ, તેજ દહાડો અને તેજ વખત છે. હમણા સવારના આઠ વાગ્યા છે, અને આજે સાંજે આઠ વાગે મેં મારો પ્રાણ તમો સાહેબોની રૂબરૂમાં ખોયો હતો. મારો પ્રાણ છોડતાં

તમને માલમ હશે કે મેં મારી છેલ્લી ઘડીએ કેવી ખેંચતાણ કીધી હતી, અને હું શું બોલ્યો હતો ? હું આમ બોલ્યો હતોઃ—'ઓ કુલ જહાંનને હસ્તીમા લાવનાર ગેબી શકિતઓ ! ઓ ભલી તેમજ બુરી ઇચ્છાઓ ! ઓ અમસાસપંદો ! ઓ, ફરેસ્તાઓ ! ઓ દેવદરૂજો ! આ મારૂં, મુજનું છેલ્લું બોલવું સાંભળો. મારો પાપી દીકરો કે જેનાથી મેં મારૂં રાજપાટ ખોઇ દીધું, કે જેનાથી હું પાયમાલ થયો, કે જેણે મને દુઃખી કીધો તે મારા સપાટામાંથી મારાં વેરમાં આવ્યા વગર છટકી જવા પામ્યો છે. માટે તમો પેલા ભવમાં એને મને સોંપજો કે જેથી હું એનો ભોગ મહાન દેવી ગુંડીને ચઢાવી મારો કીનો લેવું. આજે નહિ, કાલે નહિ, સો વર્ષે નહિ, તો એક હજાર વર્ષેબી એ મને મળે એવી મારી ઇચ્છા છે; અને તમોબી ઓ મારા વફાદાર અમીર ઉમરાવો ! તમારાં મરણના બીછાને તમો આજ ઇચ્છા કરશો એવી મારી માંગણી છે. હું તમોને હમણા તે મહાન દેવીના સોગંદ ખવડાવું છું અને અગર એ સોગંદ તમો તોડો તો તમો આ ધરતીમાં નહિ પણ પેલી જહાનમાંબી આરામ પામશો નહિ, અને મુજ મરવા સુતેલાનુ બોલવું તેમ જ ઇચ્છા ફળીભૂત થશે, તે થવા પામશે જ. તમોને માલમ તો હશે જ કે ઇજીપ્તના મહાન ઇલ્મી ઝંબાએ મને કેવા કેવા ઇલમો શિખવેલા છે, અને આ ઇલમના પ્રતાપે હું, કે જે હમણાં એક પા કલાકમાં મરણ પામીશ તે મારાં મરણની ઘડીએ યાને મારો પ્રાણ મારાં ગળામાં હશે તેટલાં એક એવી તો તીક્ષણ ઇચ્છા કરી જઇશ કે જેથી પેલા ભવમાં મારો એ પાપી દીકરો તેમ જ તેની સાથે નાહાસી ગએલી શેહનશાહ સિનયાગોની નાની દીકરી જાંમી, તેમ જ મારો વડો દીકરો હીંચી ઉપરાંત વળી તમો સઘળા અમીર ઉમરાવો પેલા ભવમાં મારી સાથે એકઠા થશો અને આપણે એ મારા લુચ્ચા દીકરાનો ભોગ દેવી ગુંડીને ચઢાવવા માટે સામર્થ્યવાન થઇશું. કે જેમ કરવાનો અને કોઇબી બેવફા અને બદ નજરનાને સજા કરવાનો આપણા દેશમા રવૈયો છે; અને તેમ ન કરનારને તે મહાન દેવીના શ્રાપ પહોંચે છે, કે જે આપણે અનુભવ્યું છે. માટે ઓ બંધુઓ, હું

હમણાં જે બોલું તે અમલમાં મેલવા માટે તમો કસમ લેવો. મારી ઇચ્છા એવી છે કે જેમ આપણા મુડદાંઓને આપણે મસાલો લગાડી આપણા દેશના પીરામીડમાં રાખી મેલીએ છીએ, તેમ જ મારૂં તેમ જ તમો સઘળાનું મુડદું એમ જ મસાલો લગાડી રાખી મેલવામા આવે; પણ તે ત્યાં નહિ. હિન્દુસ્તાનની ઉત્તરે આવેલા હિમાલય પર્વતની ટીબેટની સરહદની પાછલી બાજુપર એક ગંજાવર પીરામીડ મારી દોલતમાંથી ગમે તેટલે ખર્ચે બાંધવામાં આવે અને ત્યાં મારૂં તેમ જ મારી ખીદમતમાં રહેલા તમામ અમીર ઉમરાવોનું સબ પેલો એજમટી મસાલો ભરી જાલવી રાખવામાં આવે, કે જે મસાલા વિષે આખી દુનિયામાં આપણી જ જાત વાકેફ છે. હું દરેકને હમણા હડહડતા કસમ આપું છું ને ફરમાવું છું કે તેઓએ પોતાના મરણ પામેલાં સબને ટીબેટ તરફ બાંધવામાં આવેલા આ મારા પીરામીડમાં મોકલવું. જોકે એ માટે ઇરાન અને અફગાનીસ્તાનની મુસાફરીઓ કરવી પડશે પણ તે મુસાફરી તેઓએ વેઠવી, અગર એને માટે પૈસા જોઇતા હોય તો મારા ખજાનામાંથી લેવા, અને તે આપવા માટે હું મારા બુજરગ વઝીરને ફરમાવી જાઉં છું કે જે હવે પછી આ રાજની લગામ પોતાના હાથમાં લેશે. કેમકે બંધુઓ, તમો જાણોછ કે મારો વડો દીકરો, પોતાની બૈરી તેના ભાઇ સાથે નાસી ગયલી હોવાથી દીવાનો થઇ ગયેલો છે, અને તે રાજપાટ ચલાવવાને શક્તિવાન નથી. માટે હવે તમો સઘળાઓ કસમ લેવો કે તમારાં મરણની ઘડીએ તમો એવી ઇચ્છા કરશો કે મારો આ પાપી દીકરો કે જેનાથી મને અને મારા વડા દીકરાને દુ:ખ થયું છે, તે મને આજે નહિતો એક હજારમે વર્ષેબી આવી મળે, અને તમોબી મને મળો; તેમ જ તમો તમારા સબને મસાલામાં લપેટી ટીબેટ મોકલાવો કે જ્યાં તેને જાલવી રાખવામાં આવે. મારા વઝીરને હું ફરમાવી જાઉં છું કે મારા ખજાનામાંથી એક ગંજાવર પીરામીડ તમામ સંગે મરમરનો મેં મુકરર કીધેલી જગ્યાએ બંધાવવો, કે જેના નકશા મેં મારા વીલસાથે કીધેલા છે. વળી તે પીરાપીડમાં તેની ઉત્તર દિશા તરફથી અને પીરા-

મીડને એક છેડેથી બસો પગલાં ગણતાં એક દરવાજો બનાવવો કે જેની ચાંપ તે દરવાજાથી દસ પગલાં દુર જમીનમાં કરવી. આ મારૂં ફરમાન છે. હવે તમે આતશ અને લોબાન લઇ આવો અને દરેક જણ આતશપર લોબાન મુકી મારી આગળ આ સઘળું અમલમાં મુકવા માટે કસમ લેવો.'

'બુજરગો! આજથી એક હજાર વર્ષની વાતપર આ બોલનું હું તમારી આગળ બોલ્યો હતો, જે બાદ તમો સઘળાએ મારી આગળ આવી આતશને સેજદો કરી તેપર લોબાન મુકી કસમ લીધા હતા; જે પછી હું એક ડચકું ખાઇ મરણ પામ્યો હતો. આ એક ડચકામાં છેલ્લી ઘડીએ મારા પાપી છોકરા-પર કીનો લેવાની તેમજ તમુને પેલા ભવમાં મળવાની મેં ઇચ્છા કીધી હતી કે જે ઇચ્છા આજે તમો જોવો છો કે કેવી રીતે ફળીભુત થઇ છે. બુજરગો! આ એક હજાર વર્ષમાં મેં બાર જન્મો લીધા હતા. મારો પહેલો અવતાર એ-બીલોનનો શેહનશાહ, બીજો ઇરાનના શાહ ગુસ્તાદનો બેટો, ત્રીજો એક સાધા-રણ લશકરી, અને આ ત્રીજા અવતારપરથી હું જાનવરી અવતારમાં બદલાઇ ગયો. કેમકે તે પછી મારે હાથે ખરાબ કામ થવા લાગ્યાં; હું બદફેલી કરવા લાગ્યો. આ જાનવરી અવતારમાં હું પાંચ વખત જનમ્યો. પહેલાં એક કોહલું બીજો બકરૂં, ત્રીજો રીંછ, ચોથો વાંદરો અને પાંચમો સિંહ. આ સિંહના અવતારમાં મેં કંઇક સારાં કામ કીધેલાં હોવાથી હું પાછો માણસાઇ અવતારમાં દાખલ થયો ને એ મુજબ મેં બગદાદના એક ગરીબ ખેડુતને ત્યાં જનમ લીધો. જે પછી એક સપેહ-સાલાર, ત્યારબાદ હિન્દુસ્તાનનો એક વાણિયો ગાંધી, જે બાદ એક પારસી વેપારી. આ બારે અવતારમાં મેં ઘણી સારી ઉમ્મર ભોગવી હતી. હાલમાં મારો જનમ એક પારસીને ત્યાં થયો હતો. હા, હું એક પારસી જ છું.' તે સાધુનો સરદાર પોતાની છાતીએ હાથ ઠોકી બોલ્યો, 'અને ઓ મંચી! તે મારા પેલે ભવના વડા દીકરા હીંચી હું કોઇ જ નહિ પણ તારા નાનપણના દોસ્તદાર, ભરૂચમાં વસ્તા કાવસનો બાપ પેસ્તનજી છું. હું મારા દીકરા કાવસને ઘણો નાનો મુકીને

ચીન તરફ વેપાર અર્થે ગયો હતો, અને ત્યાં બહુ ખીલી નીકળ્યો હતો. ત્યાં દશએક વર્ષ આબાદીથી રહેવા બાદ એક રોજે ઉંઘમાં મને એવો સ્વપ્નો આવ્યો, કે જાણે હું ટીબેટ તરફના એક મઠમાં બેઠેલો છું, ને મારી આસપાસ કેટલાક સાધુઓ મારી ખીદમત કરતા બેઠેલા છે, કે જેઓ મને ઘણું માન આપે છે. આવો સ્વપ્નો જોઇ હું સવારે બીછાનેથી ગરમ માથાં સાથે ઉઠયો ને તુરત શહેંગાહીના એક ચીના જયોતીશ પાસે આ મારા સ્વપ્નાની તાસીર જાણવા માટે ગયો. તેની આગળ મેં મારો સ્વપ્નો કહી સંભળાવ્યો, જેથી તેણે મારો હાથ તપાસી એવી આગાહી કીધી કે મને જે જગ્યા સ્વપ્નામાં દેખાઇ હતી તે તરફ હું મુસાફરી કરતો જાઉં તો મને ઘણો જ લાભ થાય. આવી રીતનો ખુલાસો મેળવી હું ઘરે આવ્યો, ને બસ તે દિવસથી મારાં કામપર મારૂં ધ્યાન બીલકુલ લાગ્યું જ નહિ. હું રાત ને દિવસ આ મુસાફરીનો જ વિચાર કરવા લાગ્યો અને તે તરફ જવા થકી જ મારૂં દીલ લલચાઇ રહ્યું. જાણે મને એવું તો ખેંચાણ થઇ ગયું કે બસ હું આ મુસાફરીને લગતા દેખાવો જ સ્વપનામાં જોવા લાગ્યો.



## પ્રકરણ ૭ મું.

## તીબેટનું મહાભારત જંગલ.

એ પછી થોડાંક અઠવાડિયાંમાં મેં મારી ચીનમાંની પહેડી વેચી સાટી નાખી ને હ્યાં આવવા તૈયારીઓ કરવા માંડી. મેં નાણાની એક મોટી રકમ ભરૂચમાં મારાં ઘરે મોકલાવી દીધી ને મેં મારાં ઘરે લખ્યું કે હું થોડાક વખત કામ સારૂ વેલાત તરફ જતો હતો. આ પછી એક રોજે સઘળું ઠીકઠાક કરી હું ઉપડયો, ને 'લાસા'ને માર્ગે ઉંટપર મુસાફરી કરતો તીબેટ આવી પુગ્યો. મારી સાથે મેં એક મારો ભોમ્યો તેમ જ બે હથીયારબંધ ચપરાસીઓ રાખેલા

હતા, તેમ જ મેં બી પીસ્તોલ તલવાર વિગેરે હથ્યારો કમરે બાંધી લીધેલાં હતાં. અમો જેમ જેમ મુસાફરી કરતા આગળ વધ્યા તેમ તેમ મારી મોટી અજાયેબીથી મેં જોયું કે જે જે રસ્તાઓ તેમ જ જંગલો મેં સ્વપ્નામાં જોયાં હતાં તે જ સઘળું ખરેખરૂં હયાં માલુમ પડતું હતું. આથી હું બહુ હેરત થયો ને મારી મુસાફરી ઘણી ઉલટમાં કરવા લાગ્યો. પંદર દિવસ લગી અમોએ પાહાડો અને ખીણો વટાવી. મેં મારાં માણસોને એટલું જ કહ્યું હતું કે હું તીબેટ માર્ગે કાશ્મીર તરફ જવા માંગતો હતો. છેક પંદરમે દિવસે અમો એક ગીચ જંગલ આગળ આવી પુગ્યા, ને મારી મોટી અજાયેબીથી મેં જોયું કે આ તે જ જંગલ હતું કે જે મને સ્વપનામાં વારંવાર દેખાયું હતું. મેં મારાં માણસોને આ જંગલમાં મારી સાથે આવવા જણાવ્યું, પણ તેઓ કેહેવા લાગ્યા કે ત્યાં એક ભયાનક જંગલ શિવાય બીજું કાંઇ નહતું. ખરો રસ્તો તે જંગલમાંથી નહિ પણ સીધો જ હતો. તો પણ મેં હુજત કરવાની જારી રાખી ને જણાવ્યું કે હું આજ જંગલમાં જવા માટે છેક હયાં વેર આવ્યો હતો. આથી તેઓ હવે ખાતરીથી માનવા લાગ્યા કે હું દીવાનો થઈ ગયેલો હતો. અને તેઓ મારી સાથે આવવા માટે હવે પસ્તાવા લાગ્યા. આ જંગલમાંજ જવા માટે હું બહુ તલપી રહ્યો. મેં વિચાર્યું કે જયારે મને સ્વમામાં દેખાયેલું આટલું બધું ખરૂં પડયું હતું, ત્યારે તો એમાં કાંઈ ભેદ હોવોજ જોઇએ. છેવટ મેં પેલા ભોમયાઓને નાણાની સારી બક્ષીસ આપી રવાને કીધા. જતી વખતે તેઓ મને બહુ કરગરીને આજીજી કરવા લાગ્યા કે મારે આ જંગલમાં જવું નહિ તેઓની અસલી કીતાબોમાં વાંચવામાં આવેલાં કાંઇ તરહેવાર જંગલી ફાડી ખાનારાં અને તદનજ જુદી રૂપના જાનવરોની તેઓએ મને બીક બતાવી પણ હું એકનો બે થયો નહિ. આથી છેવટે તેઓ મને ઘેલો થઇ ગયેલો ધારી ચાલી ગયા. તેઓના ગયા પછી હું મારાં ઉંટપર સ્વાર થયો, ને મારી આ ભયાનક મુસાફરીએ ચાલ્યો. ધીમે ધીમે હું આ ગીચ જંગલના બીતરમાં પેસવા લાગ્યો. અંદરનાં ઝાડો એટલાં તો ઉંચાં હતાં કે ઉપરનો છેડો

અંધારાંમાં ગુમ થઇ ગયેલો હતો. આ ઝાડો એક એકની સાથે મળી જઇ એટલાં તો ગીચ થઇ ગયેલાં હતાં કે ખરે બપોરેબી સુરજનું એકબી કીરણ તેઓની ઘટામાંથી અંદર પેસવા પામતું નહતું કે જેથી ત્યાં સદા અંધકાર જ રહતો હતો. ફક્ત છુટું છવાયું ઉજરડું આજુબાજુની કોઇ નાની ખાલી જગ્યાઓમાંથી આવતું હતું કે જે ત્યાં જુજ ઉજાસ ફેલાવતું હતું. એ ઉપરાંત વળી ઝાડોની ઉપરથી લટકતા વેલાઓના ત્યાં જાણે હીંચકાઓ લાગી રહેલા હતા અને કેટલાક વેળાઓ તો વર્ષો વહેવાથી એટલા જાડા થઇ ગયેલા હતા કે જાણે વાકાંટીકા લટકતાં ઝાડો ઉગી નીકળ્યાં હોય એમ લાગતું હતું. ખરેખર આવાં એક ભયંકર જંગલમાં આવી પડવાથી હું હવે કંઇક પસ્તાવા લાગ્યો, પણ મને સ્વપ્નામાં દેખાયેલા આ જંગલમાંના સઘળા દેખાવો ખરા પડતા જવાથી, ને વળી પાછું જવાનો રસ્તો કઇ દિશાએ હતો તે શોધી કહાડવું મુસ્કેલ હોવાથી મેં જે થાય તે ખરૂં એવો વિચાર કરી આગળજ વધવું દુરૂસ્ત ધાર્યું; પણ આગળ વધવુંબી હવે બહુ મુસીબત ભર્યું થઇ પડયું હતું, કેમકે પહેલાં નાના નાના વેલાઓ છુટા છુટા લટકતા દેખાયા કે જે પરથી મારૂં ઉંટ તે કુદાવી ચાલી ગયું. પણ પછી તો એટલાં ઉંચા અને જાડા વેલાઓ ત્યાં લટકતા જણાયા કે જાણે કોઇએ આખું જંગલ દોરડાંઓની જાળીથી ગુંથી લીધું હોય એવું લાગતું હતું. હું ઉંટપરથી હેઠે ઉતર્યો ને હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. વિચારમાં ને વિચારમાં હું બીકનો માર્યો મારી આસપાસ અજાયેબીથી જોતો હતો. એકાએક મારૂં ધ્યાન એક ઘણા જાડા બે ઝાડ વચ્ચે લટકતા વેલા તરફ ખેંચાયું. આમાં ખેંચાણ કારક કાંઇ નહિ હતું. ફક્ત તે વેલો એક બહુ જુના ઝાડના થડ જેટલો જાડો હતો, પણ મેં અચરતીથી જોયું કે તેનો રંગ માંછલીના ભીંગડાં જેવો કાબર ચીતરો હતો. વળી હું ડોળા ફાડી જોવા લાગ્યો કે તે વેલો એક ઝાડપરથી બીજાં ઝાડપર ઝોકાવ લઇ ધીમે ધીમે ઉપર સરતો હતો! તે શું હતું તે હું મારી અજાયેબી અને ગફલતીમાં પારખી શકયો નહિ, ને આ કાંઇ નવી જાતનો હાલચાલ કરતો વેલો

હશે એમજ હું ધારવા લાગ્યો. હું તેને જોતો વિચારમાં ઉભો હતો એવામાં એકાએક મારાં ઉંટે કાનના બેહેર ફાડી નાંખે એવી એક તીણી ચીચયારી પાડી. મેં ગભરાટમાં ઉપર જોયું તો યા ખુદા! પેલો કાબરચીતરા રંગનો એક ઝાડપરથી બીજાંપર લટકેલો વેલો તે કાંઇજ નહિ પણ એક રાક્ષસી કદનો ગંજાવર અજગર હતો! હજુ તો મારી નજર તેના ગંજાવર મોહાંપર પડે, એટલામાં તેણે એક સુસવાટો ખેંચી પોતાનું ગંજાવર મોહું ખોલી મારાં ઉંટની ગરદન જાણે એક છટકામાં ઉંદર સપડાયો હોય તેમ ચપટ પકડી લીધી ને બોલબોલતામાં તેને ઉપર ખેંચી લીધું. હું ધાસ્તીથી બાજુએ હટી ગયો ને ત્યાંથી જીવ લઇને વેલાઓ કુદાવતો નાઠો. થોડેક દુર ઉભો રહી હું હરણફાર થઇ પેલા અજગરને જોવા લાગ્યો. તેણે આંખના એક પલકારામાં મારા ઉંટના ચુરેચુરા કરી નાંખ્યા, ને બોલબોલતામાં તેને ગળી ગયો. એ પછી ઝાડપરથી તે આમ તેમ મોહું ફેરવી મને જોવા લાગ્યો, અને તેની ને મારી નજર એક થવાથી જાણે તેની આંખમાં આગના સોળા ઉડતા હોય એમ મને દુરથી લાગ્યું; ને હું જાણે તેના તરફ ખેંચાઇ જતો હોઉં એવા મને આંચકા લાગ્યા; એટલો બધો તેની આંખમાં પાવર હતો. હું ધાસ્તીથી પાછળ હટી ગયો ને જીવ લઇને ત્યાંથી નાઠો.

આ જંગલમાં કેવી ભયાનક વસ્તી હતી, જે હવે હું પુરેપુરી સમજવા લાગ્યો; જેથી હું બહુ સાવચેતીથી આસપાસ જોઇ પુર સંભાળથી આગળ વધતો હતો. આ અજગરોની વસ્તી હું ત્યાં મારે માટે આશિરવાદ જેવી હવે ધારવા લાગ્યો. કેમકે એથી બીજાં જંગલી ફાડી ખાનારાં જાનવરો આ જંગલમાંથી દુર રહ્યાં હતાં. અજગરો કાંઇ એટલા બધા ધાસ્તીભર્યા નહિ હતા, કેમકે તેઓથી ઝડપમાં ચાલહાલ કરી શકાતું નહિ હોવાથી તેઓ આપણી નજદીક આવી શકતા નહતા. તેઓ બહુ સાવચેતીથી ગુપચુપ ઝાડોના થડો સાથે લપેટાઇ પોતાના શિકારની રાહ જોતા કલાકો સુધી શાંત પડી રહેતા, ને જો કોઇ ભુલો ચુકો શિકાર તેઓ નીચેથી પસાર થઈ જતો તો તેઓ એક ફુંફારો

મારી પોતાનું ગંજાવર ડોકું હેઠે લટકાવી તને યાહોમ ગડપ કરી જતા હતા. આથી હું બહુ સાવચેતીથી ઉપર નીચે જોઇ વેલાઓ કુદાવતો તે ગીચ જંગલમાંથી આગળ વધવા લાગ્યો. મારી પીસ્તોલ મેં મારી કમ્મરે લટકાવેલી ભરેલી તૈયાર રાખેલી હતી. તેમજ મારી પાસે ગોળીઓનો જથોબી ઘણો હતો, કે જેને બહુ જરૂર પડે ત્યારે જ વાપરવાનો મેં ઠરાવ કીધો હતો; કેમકે હું જાણતો નહતો કે મારે હજી કયાં જવાનું હતું.

આ મુજબ સંભાળથી હું આગળ ચાલ્યો. થોડેક દુર જતાં એક રાક્ષસી કદનો ગેંડો મારાપર ધસી આવ્યો, મેં મારી પીસ્તોલ કહાડી તૈયાર રાખી; પણ હજુ તો તે મારા તરફ ધસી આવે એટલામાં એક મોટાં કદનાં અજગરે તેને ઉપર ખેંચી લીધો ને તેનો બોલબોલતામાં ચુરેચુરો કરી ખાઇ ગયો. આમાં જોવાનું હવે મારા મનથી કાંઇ નવું નહિ હોવાથી હું ત્યાંથી આગળ વધ્યો. હવે રાત થવા આવેલી હોવાથી હું આજુબાજુ ભરાઇને રાત પસાર કરવા માટે કોઇ જગ્યા શોધવા લાગ્યો. આવી રીતે શોધતાં એક નાના ખડકમાં મને એક કોતર જણાઇ. આ કોતરની બાજુમાંજ પાણીનો એક ચશમો હતો. આ જગ્યા મારે માટે ઠીક ધારી તેમાં વિસામો કરવાનો મેં વિચાર કીધો. આજુબાજુથી મોટા પથ્થર હું ઉંચકી લાવ્યો ને ત્યાં ગોઠવ્યા. ત્યારબાદ કેટલાંક કાંટાનાં ઝાડો ઉખેડી લાવી તે ત્યાં નાંખ્યાં. જે પછી તે ચશમાની બાજુમાંજ કેટલાંક જાતજાતના ફ્લોનાં ઝાડો ઉગી નીકળ્યાં હતાં કે જેમાં દરાખ, સપરચંદ, દાડમ, પીચ વિગેરેનાં હતાં. આથી મેં પેટ પુરતાં ફળો ખાઇ મારી ભુખ મટાડી ને તે ચશમાનું મીઠું લેહેઝતદાર પાણી પીવાથી મારી જાણે તમામ થાક ઉતરી ગઇ. બાદ હું પેલી કોતરમાં ભરાઇ ગયો ને તેના મહોં આગળ પેલા પથરા તેમ જ કાંટાનાં ઝાડો ગોઠવી દરવાજો બંધ કરી લીધો. જે પછી અંધારૂં થવા આવેલું હોવાથી ને હું બહુ થાકી ગયેલો હોવાથી હું સુઇ ગયો, ને મને તુરત ઉંઘ આવી ગઇ. રાતના પેલા પાણીના ચશમામાં સિંહો પાણી પીવા આવ્યા ને તેઓએ એવી તો બરાડો પાડી કે હું ચમકી ચમકીને

ઉઠયો; તો પણ તેઓ મારા ગુફા તરફ આવી શકયા નહિ, જેથી હું વગર ધાસ્તીએ સુઇ રહયો.

સવારના ઉઠી મોહું હાથ ધોઇ પેલાં ફળો ખાઇ અને બીજાં કેટલાંક મારી સાથે બાંધી લઇ મેં મારી કુચ ફરીથી શુરૂ કીધી. હું કયાં જતો હતો, શું કામ જતો હતો, જે હું બિલકુલ જાણતો ન હતો. મારો સંતોષ બસ એટલો જ હતો કે મને સ્વપનામાં દેખાયેલા સઘળા બનાવો તેમ જ દેખાવો ખરા પડતા જતા હતા, જેથી હું આમાં કાંઇ મોટો ભેદ સમાયલો હશે એવું ધારી આગળ વધતો હતો. હવે હું કેટલીક ખુલ્લી જગ્યાઓમાં આવતો ગયો કે જે વટાવ્યા બાદ નાના નાના ખાડાઓ વાળી જગ્યા આવતી ગઇ. આ ખાડાવાળી જગ્યા ત્રણ દિવસ સુધી મે પસાર કીધી, જે બાદ સુખડના ઝાડોનાં વનો, ખડકો, ડુંગરો અને ખાઇઓ પસાર કરી આઠ દિવસ પછી આટલી રંજ ખેંચી હું પેલી ખુલ્લી સપાટ જગ્યાએ આવી પુગ્યો, કે જ્યાંથી આપણે પસાર થયાં હતાં. આ આઠ દિવસની મુસાફરીમાં મેં કાંઇ તરેહવાર જંગલી હેવાનો જોયાં હતાં કે જેમાં ગોરીલા વાંદરા, સિંહો, ગેંડા, અજગર, તેમ જ પાણીમાં મોટી મગરમછો અને હીપોપોતામસબી જોયાં હતાં. આ જાનવર એક ચોપગું ગેંડા જેવું જાનવર છે, પણ તે ગેંડાથી દબલ જાડું તેમ જ તેનું મ્હોડું ઉઘાડતાં બે માણસો સહેલાઇથી અંદર ચાલી જાય એટલું મોટું હોય છે. વળી આ જંગલોમાં મેં એક બીજું એવું તો જાણવર જોયું હતું, કે જેની હસ્તી બહુ જુના કાળમાં માનવામાં આવતી હતી. આ જાનવર એક હાથી જેટલું જાડું હતું, પણ તેના પગ હાથી જેટલા ઉંચા નહિ પણ એક ગેંડા જેટલા જ ઠિંગણા હતા. વળી મોટું અજબ જેવું તો એ હતું કે આ જાનવરને વીસ ફીત લાંબી એક ડોક હતી અને તેનુ મ્હોડું એક ઊંટ જેટલું નાનું અને તેના મ્હોડાંપર એક ગરૂડ પક્ષી જેવી ચાંચ! તેની બીજે છેડે તેટલી જ લાંબી ઉંચી પુછડી, ને તે પુછડીપર માછલી જેવાં કાંટાદાર ભીંગડાં. આ જાનવરને જોઇ હું બહુ તાજુબ થયો હતો. મારા ચીનના ધીકતા વેપાર અર્થે

હું જ્યારે અમેરિકા ગયો હતો, ત્યારે આવી જ કીસમના એક જાનવરનું હાડપીંજર મેં અમેરિકાના ન્યુ યોર્ક શહેરમાં આવેલાં 'મ્યુઝિયમ ઓફ નેચરલ હીસ્તરી'માં જોયું હતું પણ, 'એ જાનવરની હસ્તી આ જમાનામાં માનવામાં આવતી નથી,' એમ તે ઉપર મારેલી તકતી ઉપર લખેલું હતું. ત્યાંના મ્યુઝિયમમાં મેં હીપોપોતામસ તો જીવતો જોયલો હતો, જેથી હું આ જંગલમાં તેને જોઇ અજબ થયો નહતો.

ત્યારે આવાં આવાં બીકટ જાનવારોના સપાટામાં આવ્યા વગર જંગલો વટાવતો એકબી અકસ્માત ખેડયા વગર હું પેલાં સપાટ મેદાનમાં જઇ લાગ્યો. આ મેદાનમાં આવી પુગતાં મને દુરથી એક સપાટ ઉંચો ડુંગર દિસ્યો કે જે ડુંગર આજ આપણું મંદીર હતું. હું ચાલતો ચાલતો તેની બહુ નજદીક આવ્યો, ને છેક નજદીક આવતાં મેં સોપારાના આકારનો સંગેમરમરનો બાંધેલો પીરામીડ જેવો આ ગંજાવર ડુંગર જોયો. હું તેની આસપાસ ફર્યો, કે જેમ કરતાં મને ઘણો વખત લાગ્યો. બાદ હું તાજુબીથી જોવા લાગ્યો, કે જે ડુંગર મને વારંવાર સ્વપ્નામાં દેખાયેલો હતો, તેજ તે હતો. આથી હું બહુ તાજુબ થઇ વિચારવા લાગ્યો કે મને સ્વપ્નામાં દેખાયલા દેખાવો પેલાં જંગલથી શુરૂ થઇ આજ ડુંગર આગળ ખતમ થતા હતા ત્યારે આજ ડુંગરમાં કાંઇ ભેદ હતો, ને એમાંજ મારે શોધ કરવી જોઇતી હતી.

---

## પ્રકરણ ૮ મું.



## પીરામીડમાંની છુપી કરામાતો !

મારી મેહેનતનો આવો બદલો મળેલો જોઇ હું મગન થતો તે ડુંગરને એક છેડેથી તેને તપાસ્તો ચાલ્યો. એકાએક મારૂં મન થયું કે આ ડુંગરની લંબાઇ કેટલાં પગલાં હતી તે માપવી. આથી હું પગલાં ગણુતો આગળ

ચાલ્યો. બસો પગલાં ગણતાં હું પોતાની મેળે ઓચીંતો થોભી ગયો, ને આસપાસ જોવા લાગ્યો. આનું કારણ હું પોતેબી સમજ્યો નહિ, જેથી હું તાજુબીથી આજુબાજુ જોવા લાગ્યો; પણ મને કશું નવાઇ જેવું દીસયું નહિ. તોપણ મને બસ એવીજ બસારત થઇ કે આજ જગ્યાપર કાંઇ ભેદ હતો. આથી હું ત્યાં શોધ કરવા લાગ્યો. મેં ત્યાંની આસપાસની જમીન ખુબ ધ્યાનથી તપાસી ને એકાએક હું એક નાના ખાડા આગળ જઇ ચઢયો કે જે તે ડુંગરની સપાટીથી દશ પગલાં દૂર હતો. આ ખાડામાં મેં કંઇક પ્રેરણાથી ખોદવા માંડયું, ને થોડુંક ખોદતાં મારી નજરે એક કડું પડયું. હું તેને કોઇ ઢાંકણનું કડું સમજી ઉચકવા લાગ્યો પણ તે ઉચકાયું નહિ. પછી મેં તેને આજુબાજુ ફેરવ્યું એટલે મારી અજાયેબી વચ્ચે તે સહેલાઇથી ફર્યું ને તેના ફરવા સાથેજ પેલા ડુંગરમાં એક બહુ ઉંચો ને મોટો છૂપો દરવાજો ખુલ્લો થયો. આ દરવાજામાં હું પેહેલાં કાંઇક ધાસ્તીથી જોવા લાગ્યો. અંદર દાખલ થતાં તે દરવાજામાંની જમણી બાજુપરની દીવાળપર મેં એક મોટું લોખંડનું બીજું કડું લટકેલું દીઠું. આ કડુંબી મેં ફેરવ્યું એટલે દરવાજો પાછો કાંઇબી અવાજ કર્યા વગર બંધ થઇ ગયો. એ પછી હું ધીમે ધીમે અંદર જવા લાગ્યો ને આ મોટાં દિવાનખાનામાં આવી પુગ્યો. જ્યાં બધી બાજુએ ફરી હું અજબ થવા લાગ્યો કે આવાં એકાંત જંગલમાં આવા પડા રોકી મેહેલ બાંધવાની શું મકસદ હશે? મકાનની બધી બાજુએ ફરતાં હું એક બાકોરાંમાં આવી પુગ્યો. આ બાકોરાંમાં હું ધીમે ધીમે પેઠો, અંદર એક ગોલ ફરતો પથ્થરનો દાદર હતો જેપરથી ઉતરી હું નીચે ગયો. હું પચાસએક પગથ્યાં હેઠે ઉતર્યો હોઇશ એટલામાં હું એક એવાં દિવાનખાનામાં આવી પુગ્યો કે જેથી હું અજાયેબીમાં દંગ થઇ ગયો. આ દિવાનખાનું આશરે એકસો પગથ્યાં લાંબુ અને તેટલુંજ પોહલું એક ચોરસ દિવાનખાનું હતું, અને એની સીલીંગને વીસ મોટા નકસીદાર થાંભલાથી ટેકવવામાં આવેલી હતી; કે જે થાંભલા સરખા હારબંધ બાંધવામાં આવેલા હતા. આ દિવાનખાનાની ચાર બાજુની દીવાલોમાં એક

એક માણસપુર લાંબા ખાંચા હતા, જેમાં પથ્થરની પેટીઓ મુકેલી હતી. દિવા-નખાનાની વચ્ચોવચમાં એક કબર બનાવેલી હતી કે જેપર એક સંગેમરમરની-પેટી મુકેલી હતી, ને તેપર એક અલગો તેને બંધબેસ્તો પથ્થર ઢાંકેલો હતો. કબરની બાજુમાં જ એવીજ એક બીજી પથ્થરની બેઠક કરી તેપર એક મસ મોટો પોથો ગોઠવીને મુકેલો હતો. આ પોથો છ ફીટ લાંબો, ચાર ફીટ પોહલો અને ચાર ફીટ ઉંચો હતો. તેનું પુઠું પતલા સંગેમરમરના પથ્થરનું બનાવેલું હતું અને તેનાં પાના કોઇ જાનવરના બહુ કુમાસદાર પતલાં ચામડાંના હતાં. આ પોથો વાંચવા માટે ઉપર જવા થકી તેની બેઠકને પગથિયાં હતાં.

આ સઘળો વિચીત્ર દેખાવ જોઇ હું અચરતીમાં હેરત થયો, ને થોડીક પળ સ્થિર થઇને ઉભો. જે પછી હું પેલી દિવાનખાનાની વચમાંની કબર આગળ ગયો ને તેને આજુબાજુ ફરી મેં ખુબ ધ્યાનથી નીહાળી. એકાએક હું ચમકી ઉઠ્યો ! તે કબરના એક પથ્થરપર એક લેખ કોતરેલો હતો, અને મારી મોટી અજાયેબીમાં મેં જોયું કે તે લેખ ગૂજરાતી ભાષામાં લખાયેલો હતો. મેં તેના પરથી ધુળ પખોડી નાંખી વાંચવા માંડ્યું કે જે આ મુજબ લખાએલું હતું:—

'આજથી એક હજાર વર્ષપર તા૰ ૧૯ મી માર્ચ ઇસ્વી સન ૯૦૬ ને રોજે મરણ પામેલો મહાન બેબીલોનનો બાદશાહ એમનામાહાત ઘ્યાં આ પથ્થરની પેટીમાં સુતેલો છે. તે બરાબર એક હજાર વર્ષ પછી પાછો જનમશે કે જ્યારે તે હિન્દુસ્તાન દેશમાં ઓળખાવા લાગેલી પારસી કોમમાં પેદા થશે. તે હિન્દુસ્તા-નમાંના ભરૂચ શહેરમાં જનમ લેશે. તે બરજોરજી પેટીગરા નામના ભરૂચના એક વેપારીને પેટે અવતરશે, અને તેનું નામ પેસ્તનજી પાડવામાં આવશે. તેબી વેપારી થશે, અને તે વેપાર અર્થે ચીન જઇ ઘ્યાં આવી પુગશે. આ મરણ પામેલા બાદશાહના વઝીર માયોએ આ મેહેલ બંધાવી ઘ્યાં તે મરનાર

બાદશાહની ખાએશ મુજબ કબર બનાવવામાં આવેલી છે, માટે તે ચેતવણી આપે છે કે કોઇબી શખસે ત્યાં આવી આ કબર ખોલવી નહિ. બરાબર એક હજાર વર્ષ પછી આ બાદશાહ પોતેજ જન્મ લઇ ત્યાં આવી પોતાની કબર ખોલશે. અગર કોઇ બીજો શખસ તેમ કરશે તો તે તુરત મરણ પામશે, એવું અમારા મહાન જ્યોતિષ ગુરુગોએ ફરમાવેલું છે; કે જેણેજ આ એક હજાર વર્ષ પછી હિન્દુસ્તાનમાં થનારી ભાષામાં ત્યાં લેખ કોતરાવ્યો છે, અને આ બાજુમાં મુકેલો પોથો લખ્યો છે. આ ભાષા હિન્દુસ્તાનમાં એક હજાર વર્ષ પછી જાયેજ થશે કે જેનું નામ ગુજરાતી કરીને થશે. તે મહાન જ્યોતિષે શોધી કહાડયું કે આ બાદશાહ એક હજાર વર્ષ પછી પેદા થનાર હોવાથી અસલની ભાષા તે વાંચી શકશે નહિ, જેથી તેણે પોતાના જ્યોતિષ આધારે આ ગૂજરાતી ભાષા શોધી કહાડી ત્યાં તે પ્રમાણેનો લેખ કોતરાવ્યો ને આ બાજુમાં મુકેલા પોથામાં તેજ ભાષાથી તે રાજાની હકીકત લખી. તેમજ આ પોથામાં તે મહાન ગુરૂએ પોતાનો સઘળો ઇલમ લખેલો છે, કે જે અગર આ બાદશાહ ત્યાં આવી પહોંચશે ત્યારે તેને સઘળું એક હજાર વર્ષપર વહી ગયેલું યાદ આવશે અને તે પોતાના ઇલમથી તે વખતના લોકોને માહાત કરશે. બીજો સઘળો ખુલાસો આ પોથામાંથી મેળવી શકાશે.

લા૦ ઓ અશો બાદશાહ!
હું છું તારો તાબેદાર સેવક,
તારો વઝીર **માયો.**

આ મુજબ તે કબરની આસપાસના પથ્થરપર ચારે દિશાએ ગૂજરાતી ભાષામાં કટકે કટકે આ લેખ કોતરેલો હતો, કે જે વાંચી હું દિગમૂઢ થઇ ગયો. હવે જ મને માલુમ પડયું કે હું કોણ હતો! હા, હું તે મહાન બેબીલોનનો બાદશાહજ હતો, હું ધીમેથી ઉઠયો ને હવે પેલી પથ્થરની પેટીમાં શું હતું તે જોવા ચકી કબરની આસપાસના પગથ્યાં પરથી ચહડી ઉપર ગયો. તે પેટી આશરે સાત ફીત લાંબી, ત્રણ ફીટ પહોલી, અને ચાર ફીત ઉંચી હતી, અને તે આ

લેખવાળા ઉંચા પથ્થરની ઉપર ગોઠવીને મુકેલી હતી. તે પેટીની ઉપર એક જાડો સંગેમરમરનો પથ્થર ગોઠવીને ઢાંકણુ ઠેકાણે મુકેલો હતો અને આ પથ્થર પર એક હજાર વર્ષના વેહેવાથી બે રીત માટીનો ઢગ થઇ ગયેલો હતો. મેં સઘળી માટી મારા હાથે ખસેડી નાખી ને પછી તે પથ્થર કેવી રીતે ખોલવો એના હું વીચારમાં પડયો. હું તે પેટીની આજુ બાજુ જોતો હતો, ઓચીંતી મારી નજર તે પેટીની વચમાંના એક બટનપર પડી. આ બટનની બાજુમાં જ ગૂજરાતીમાં, એક બોલ કોતરેલો હતો કે જે 'દાબો' એમ લખેલું હતું. હું તુરત સમજી ગયો કે પેલી પેટીનું ઢાંકણુ ખોલવા માટે આ ચાંપ કીધેલી હતી અને તે દાબવા થકી આ 'દાબો' કરીને બોલ લખેલો હતો. મેં તે બતન દાબ્યું, એટલે તે જ વખતે કાંઇ કરર જેવો અવાજ થયો, જે પછી ધીમે ધીમે પેલી પેટી પરનો પથ્થર ઉચકાવા લાગ્યો ને છેવટ તે બધો ઉચકાઇ એક ઢાંકણા માફક પછવાડે જઇ ઉભો. આ ઢાંકણુ, માંહે ગોઠવેલી સ્પ્રીંગથી ઉગડયું હતું, જે તેની બેઉ બાજુએ જડેલી કમાનો પરથી માલમ પડતું હતું. તે સઘળુ ઉઘડી રહ્યું કે હું ઇંતેજારીથી તે પેટીમાં શું હતું તે જોવા થકી પેલી પથ્થરની સીડીનું એક પગથિયું વધુ ચહડયો ને પેટીની બાજુમાં ઉભો રહી વાંકો વળી મેં માંહે નજર નાખી, અને યા ખુદા ! હું ત્યાં જ સીડીપર ફસડાઇ પડી બેશુદ્ધ થઇ ગયો.

પાછો હું કયારે ઉઠયો તે મને યાદ નથી, પણ હું ધીરેથી ઉઠયો ને પેલી પેટીમાં એક વખત ફરીથી જોવા લાગ્યો. હા ! અંદર તેજ હતું ! હું પોતે જ જાણે અંદર સુતેલો હોઉં એમ લેટેલો હતો. મારૂં શરીર એક રેશમી ચાદરમાં લપેટેલું હતુ કે જે ચાદર વર્ષો વહેવા છતાં જેવીને તેવી જ નવી જેવી હતી. મારૂં મ્હોડું ખુલ્લું જ હતું, અને જાણે હું ભર ઉંઘમાં પડેલો હોઉં એટલી બધી મારાં મ્હોડાંપર રૂવાની દેખાતી હતી. પેટીમાંથી કાંઇ ખુશબોદાર વાસ આવતો

હતો અને આ ખુશબોઇથીજ મારૂં શરીર અને પેલી રેશમી સ્યાલ કીદા તેમ જ ઉધાઇથી બચેલાં હતાં. મેં તે સ્યાલ ખસેડી નાખી તો મારી નજરે એક તાજું લોહીયાર નગન શરીર પડયું, કે જે પર મરણની જરાબી નીશાણ જણાતી નહતી. મે તે શરીરને ઉઠલાવી જોયું તો તે શરીરની પીઠપર સીધા તાંકા મારેલા મારી નજરે પડયા, કે જે બાજુએથી શરીરને ચીરી અંદરથી આંતરડાં કહાડી લઇ માંહે ખુશબોઇ ભરેલી હતી. હું ઘણો વાર લગી તે શરીરને અજાયેબીથી નીહાલતો ત્યાં સ્તબ્ધ ઉભો. એ પછી મેં પેટી ઉપરનો પથ્થર પાછો ઢાંકી દીધો, છેલ્લે તે શરીરને સેજડો કરવાનેબી મારૂં મન થયું નહિ, કેમકે તે મારૂં પોતાનુંજ શરીર હતું. બાદ હું પેટી બંધ કરી નીચે ઉતર્યો ને પેલા ગંજાવર પોથામાં શું લખ્યું હતું તે વાંચવા થકી ત્યાં ગયો. તે પોથો આ કબરની બાજુમાંજ આ કબરના જેવીજ એક ઉંચી પથ્થરની બેઠક પર મુકેલો હતો, ને ઉપર જવા થકી પગથ્યાં કીધેલાં હતાં. હું તે પગથ્યાં-પરથી ઉપર ગયો ને તે પોથો બારીકીથી મેં તપાસ્યો. તેના ઉપરનું પુઠું પતલા સંગેમરમર પથ્થરનું હતું. આ પુઠું મેં ખોલ્યું, તો પહેલાંજ પાનાપર ગૂજરાતીમાં આમ લખેલું હતું:—

તા૦ ૧૯ મી માર્ચ ઇસવી સન ૯૦૬ ને રોજે મરણ પામેલા તે મહાન બાદશાહ, ને કુળ બેબીલોનના શેહેનશાહ એમનામાહાત, તેમજ તેના કુટુંબને લગતી તવારીખ આ પોહામાં લખેલી છે. આ પોથો તે મહાન બાદશાહના વઝીર માયોએ ગુરૂ હ્યુગો પાસે લખાવેલો છે, કે જે ગુરૂએ એક હજાર વર્ષ પછી થનારી હિન્દુસ્તાનની એક ભાષા કે જેનું નામ ગૂજરાતી થશે તે પોતાના જાદુઇ બળે શોધી કહાડી તે ભાષામાં આ પોથો લખેલો છે. તે મહાન ગુરૂનું એવું ફરમાન છે કે કોઇ ત્રાહેત શખસ અગર આ જગ્યામાં આવવા પામે તો તેને આ પોથા તેમજ આ બાજુમાંની કબરને હાથ લગાડવો નહિ; અગર તે એમ કરશે તો તે તુરતજ મરણ પામશે. બરાબર એક હજાર

વર્ષ પછી તે મહાન બાદશાહ જુદા જુદા અવતારોમાં દાખલ થઇ પાછો પોતાના અસલ અવતારમાં જનમ લેશે, કે જ્યારે તે હિન્દુસ્તાનમાં ઓળખાવા લાગેલી પારસી કોમમાં જનમશે. તે ભરૂચ શહેરના એક વેપારી નામે બરજોરજી પેટીગરાને પેટે અવતરશે ને તેનું પોતાનું નામ પેસ્તનજી થશે. અગર તે શખ્સ ત્યાં આવવા પામે ને આ હકીકત તેના બાબમાં ખરી માલમ પડે તેણેજ આ પોથો ઉઘાડી વાંચવો.'

---

## પ્રકરણ ૯ મું.

## એક હજાર વર્ષપરનું ફના થયેલું શહેર!

આ મુજબ તે પોથાના પેહેલાં પાનામાં લખેલું હતું. મેં તેનું બીજું પાનું ખોલ્યું જેમાં આ પ્રમાણે લખેલું હતું:—

આ લેખ તે મહાન બાદશાહના વઝીરે સેતારનનવેશ હ્યુગો પાસે લખાવેલો છે.

'ઓ કુલ બેબીલોનના મહાન બાદશાહ એમનામાહાત,

હું છું આ લેખનો લખાવનાર તારો બુજરગ વઝીર

માયો.

ઓ બાદશાહઓના બાદશાહ, તારૂં મરણ ઇસવી સન ૯૦૬ માં થયું, જે પછી મેં તારી ખાહેશ મુજબ આ પડારોકો મેહેલ ત્યાં બંધાવ્યો છે ને તેમાં તુંને ત્યાં લાવી રાખેલો છે. તેં આપેલા સોગન્દ મુજબ તારી દરબારના સઘળા અમીર ઉમરાવોને બી ત્યાં લાવી સાચવી રાખવામાં આવેલા છે, ને તારી બીજી ખાહેશ મુજબ સઘળા અમીર ઉમરાવોએ પોતાના મરણ વખતે તારો પેલો બુરો દીકરો હલાકુ બીજા ભવમાં તને મળે ને તું તેમજ અમો કોઇબી ભવમાં પાછા સજીવન થઇ એકબીજાંને મળીએ એવી બી ઇચ્છા અમોએ કીધી હતી.

ઓ બાદશાહઓના બાદશાહ! તારાં મરણ બાદ થોડાંક વર્ષો પછી આપણા દેશમાં મરકી ફાટી નીકળી, તે એટલી તો બળવાન રીતે ફાટી નીકળી કે શેહેરોના શેહેરોનો નાશ થઇ ગયો. દરેક માણસને ઝીણી ઝીણી ફુલીઓ થઇ તાવ આવી માણસો મરવા લાગ્યાં. આ બીમારી કઇ જાતની હશે તે મેં આપણા મહાન ગુરૂ હુગોને પૂછ્યું. ત્યારે તેણે મને જણાવ્યું કે એ બીમારી આપણા શહેરમાં પહેલ-વહેલીજ ફાટી નીકળી હતી, અને એને પશ્ચિમ તરફના લોકો 'સ્મોલપોક્સ' કરી કહેતા હતા; તેમજ આજથી એક હજાર વર્ષ પછી થનારી ગુજરાતી ભાષા,—કે જેથી આ પોથો લખેલો છે—તેમાં તે સીતલાને નામથી ઓળખાશે. પછી તે મહાન ગુરૂએ તે બીમારીની એક જાતની ગાયના વાછરડામાંથી નીકળતી રસી શોધી કહાડી ને તે અમને બધાંને અમારા હાથમાંથી પેવસ્ત કીધી. તોબી તમામ દેશના દેશોને આ રસી મુકવી અશકય જેવું હોવાથી, ને વળી તે બીમારી પૂર જોશથી ફાટી નીકળેલી હોવાથી, મેં એક સભા ભરી એવું ઠરાવ્યું કે તમામ લોકોએ પોતપોતાનાં ઘરબાર છોડી બીજા મુલકમાં નિકળી જવું યા તો કોઇ બીજી ફળદ્રુપ જગોએ શહેરો વસાવવાં. આથી અમોએ અમારાં તમામ ઘર બાર તજી દીધાં ને શેહેરો તેમજ પરાંઓ મળી કુળ પચાસ લાખ માણસની વસ્તી શહેરો છોડી નીકળી ચાલી. અમો જંગલે જંગલ ભટકવા લાગ્યાં ને જંગલનાં ફળો તેમજ જંગલમાંથી મળતાં બકરાં, હરણ, વિગેરે જાણવરો મારી તેના ગોસ્તપર ગુજરો કરતાં આગળ ચાલ્યાં. તોબી હજુ પેલી બીમારીએ અમારો પીછો છોડયો ન હતો. અમો આશરે ત્રીશ લાખ માણસો મુવેલાં યા તો રીબતાં આ મરકીમાં સબડતાં અમારાં શેહેરોમાં રહેવા દઇ છોડી આવ્યાં હતાં, અને તેમ કરયા શિવાય બીજો ઇલાજ નહતો. લોકો શેહેરોના બાગો તેમજ રસ્તાઓપર ભયંકર રીતે સબડતાં હતાં, તેઓના તમામ આંગપર ઝીની ઝીની ફુલીઓ થઇ, પછી અંદર નાકાં પડી રસી ઝરપતી હતી, અને એમ રીબીરીબીને તેઓ મરણ પામતાં. તેઓના તમામ શરીરપર એક છીદ્રપુર

જગ્યાબી તે ભયંકર બીમારીની પુલીઓથી ખાલી નહિ હતી. અફસોસ! તે કેવો કમકમાટ ભર્યો દેખાવ હતો!

ત્યારે અમો આવી રીતે પોતપોતાના સગાં વહાલાં, મા બાપ, ભાઇ બેહેન ને આ બીમારીમાં સબડતાં નાંખી તજી ગયાં હતાં, અને હજી તે બી-મારીએ અમારો પીછો મુકયો નહતો. અમારાં ટોળાંમાંબી તે બીમારીમાં લોકો સબડવા લાગ્યાં ને તેઓને પાછળ જંગલોમાં રીબતાં નાંખી જવા શિવાય છુટકો નહતો. જેટલાંને બન્યું તેટલાંને તે મહાન ગુરૂએ પેલી એજમતી રસી મુકી જેથી અમો બચવાં પામ્યાં. પેહેલાં તમામ અમીર ઉમરાવો, ત્યાર પછી મોભાદાર તેમજ લાયકાતવાળા અને જેઓથી દેશને ફાયદો થાય તેવા પંડિતોને આ રસીઓ મુકી બચાવી લીધા; બાકીના ઇશ્વરની કૃપાપર છુટા. આ એ-જમતી રસીની વાત તમામ લોકોમાં ફેલાઇ ગઈ ને એ મુકાવી બચી જવા માટે લોકો કાકલુદી કરવા લાગ્યાં, પણ પચાસ લાખ માણસને કેવી રીતે પુગી વળાય? જેટલું અમારાથી બન્યું તેટલું કીધું, પણ લોકોએ એટલો તો ધસારો કીધો કે સરવાળે તેઓ આ રસી મુકાવવા થકી એક બીજાંપર ચઢાઇ કરી હાથોહાથ થઇ ગીયાં, ને એમજ પોતપોતાના સગાં સ્નેહીઓનેબી તેઓએ આપસ આપસમાં મારી નાંખ્યાં. આથી અમો જીવ લઇને નાઠા ને અમારી સાથ મરકીમાંથી બચી ગયેલું લોકબી આવ્યું. અમો પાહાડો ખીણો ને ડુંગરો પસાર કરી છેવટ એક મહીને, ઓ બાદશાહ! તેં તારા નકશામાં જણાવેલી આ જગ્યાએ આવી પુગ્યા.

ઓ બાદશાહઓના બાદશાહ! તારાં મરણ બાદ તુને ખુશબોઇમાં લપેટી આપણા દેશમાંના જ એક પીરામીડમાં રાખવામાં આવેલો હતો, અને હું તારી મરજી મુજબ કેટલાંક માણસોને લઇ તેં જણાવેલી આ જગ્યાએ એક પીરા-મીડ બાંધવા ત્યાં આવનાર હતો, પણ ઇશ્વર ઇચ્છાથી અમો પોતાની મેળે ત્યાં આવી પુગ્યા. ત્યાંની જગ્યા અમને બહુ ફળદ્રુપ દેખાવાથી અમોએ ત્યાં શહેર

વસાવ્યું, ને ખેતીવાડી કરી ગુજરાન કરવા લાગ્યા. જ્યાં આવતાં આવતાં પેલી ભયંકર બીમારીથી વીસ લાખ માણસો મરણ પામ્યાં હતાં, અને હવે બાકી ત્રીસ લાખ રહ્યાં હતાં. જ્યાં આવ્યા પછી અમને જ્યાંની હવાથી બહુ ફાયદો થયેલો માલમ પડયો ને મરકીબી નાબુદ થઇ. એ પછી અમારી વસ્તીના બાહોશ શિલ્પ શાસ્ત્રીઓ પાસે મેં શહેરની સરવાઇ કરાવી, ને તેઓએ નકશાઓ તૈયાર કીધા જે મુજબ તમામ લોકોએ પોતાપોતાના સગાંઓ જમા કરી ડુંગરોમાંથી પથ્થરો તેમ જ માટીઓ ખોદી લાવી સૌ સૌના ઘરો બાંધયાં. જ્યાં બાજુમાંનાજ એક પાહાડમાંથી અમને એક જાતની સફેદ માટી મળી આવી કે જે ચુના ઠેકાણે કામ લાગી. આ માટી કઇ જાતની હતી જે વિષે આપણા મહાન ગુરૂને પૂછવાથી તેણે કહ્યું કે એને હવે પછી થનારા જમાનાના લોકો 'પ્લાસ્તર ઓફ પારીસ' ના નામથી ઓળખશે.

અમારી વસ્તીના લોકોના આંગપર કપડાં જેવું કશું જ હતું નહિ. કેટલાંકો રીંછોના ચામડાં ઓઢતાં હતાં જ્યારે કેટલાંકો નાગાંજ ફરતાં હતાં. આથી મેં કેટલાંક લોકોની એક ફોજ બનાવી તેઓને મજબુત ઝાડોની કાંટાદાર કાડીઓ આપી સંખ્યા બંધ રીંછોને મારી નાખવા મોકલ્યાં, કે જેઓ આ બાજુના જંગલમાં પુષ્કળ હતાં. આ મુજબ રોજ લોકો રિંછો અને સિંહો મારી લાવ્યા ને તેઓના ચામડાં પહેરવાના કામમાં લીધાં. અમારી બાજુમાંજ તરેહવાર ફળ ફળાદીના ઝાડો હોવાથી અમારી વસ્તી તેપર તેમ જ જાનવરોનાં માંસપર ગુજારો કરવા લાગી, તેમ જ બાજુમાં જ એક મીઠાં પાણીનું મોટું સરોવર હોવાથી તે પીવાના કામમાં આવ્યું. એ મુજબ લોકો આ આઇતા ખોરાકપર ગુજારો કરી આળસાઇમાં વખત પસાર કરતાં હોવાથી, ઓ બાદશાહોના બાદશાહ! પેલો તારો પીરામીડ જ્યાં બંધાવવાનો મેં વિચાર કીધો. એક સભા બોલાવી તમામ લોકો આગળ મેં તું જ બાદશાહની ખુબી ગાઇ તારી મરતી વખતની ખાહેશ શું હતી તે જણાવી, તેમ જ મેં કહ્યું કે આપણા લોકોના મરણ બાદ આપણા ધર્મના રીવાજ મુજબ મુડદાંને રાખી મુકવા થકી જ્યાં એક પીરામીડ બાંધવાની

અગત હતી; તેમ જ આપણી મહાન દેવી ગુંડીનીબી જગ્યા કરવી જોઇતી હતી. લોકો મારાં બોલવાને એકમત થયાં ને તરત અમોએ આ મહાભારત કામ કરવાનું શરૂ કીધું. કુલ્લે પંદર લાખ માણસો આ કામપર લાગી ગયાં. બાકીના પંદર લાખ ઘરનું કામકાજ તેમ જ ખેતીવાડી કરવા લાગ્યાં. મોટા મોટા પથ્થરો અને માટીઓ પાહાડોમાંથી ખોદી લાવવામાં આવ્યાં ને કામ ધમધોકાર આગળ ચાલ્યું. પહેલાં આ ઇમારતનો ગંજાવર પાયો ખોદવામાં આવ્યો કે જે ત્રણસો ફીટ ઉંડો હતો. આ પાયો ખોદતાં બે વર્ષ લાગ્યાં. જે પછી અંદર બાંધકામ કરતા આવ્યા ને આ ત્રણસો ફીટ ઉંડા ખાડામાં કુલ્લે સો મજલા બનાવ્યા. આ દરેક મજલાની દીવાલમાં એક એક માણસપુર ગાળાઓ કરતા આવ્યા, ને જે જે માણસો મરતાં ગયાં તેને મસાલામાં લપેટી આ ગાળામાં મુકતા ગયા. દરેક ગાળાપર નંબર પાડવામાં આવ્યાં અને તે નંબરના ગાળામાં કોણ કોણને મુકેલું હતું જેની એક ટીપ આ ગંજાવર પોથામાં ઉતારતા ગયા, અને આ નંબરોબી તે મહાન ગુરૂની શોધેલી ગુજરાતી ભાષામાં જ કરવામાં આવ્યાં, કે જેથી એ બદશાહ! તું સમજી શકે.

ત્યારે આ એકસો મજલાઓપરની દીવાલોમાં કુલ્લે શેહેરની વસ્તી મુજબ ત્રીસલાખ ગાળા કરવામાં આવ્યા, અને આ બાંધકામ કરતાં બીજાં પાંચ વર્ષ લાગ્યાં. હવે આ બાંધકામ ઉપર છત્તર બાંધવાથકી પાંસસો ફીટ ઉંચો પડા રોકી પીરામીડ બાંધવાનો હતો, કે જે બાધતાં બીજાં પાંચ વર્ષ લાગ્યાં; અને કુલ્લે બાર વર્ષે આ ઇમારત તૈયાર થઇ. હવે મેં લોકોને જણાવ્યું કે, તે મરનાર બાદશાહની ખાહેશ મુજબ તેને આપણા મુલકમાંથી ત્યાં લાવી રાખવો જોઇએ. આથી એક રોજે સઘળી તૈયારીઓ કરી હું મારી સાથે બસો માણસોનો રસાલો લઇ બેબીલોન પાછો ગયો. અમો એક મહિને શહેરમાં પુગ્યા, ને ત્યાંનો દેખાવ જોઇ કમકમાટથી કમકમ્યા. બાર વર્ષની વાતપર ત્યાં મરકી ચાલી હતી કે જેથી મરણ પામેલાંઓના હાડકાં હજી શહેરના રસ્તાઓપર ઢગ થઇને પડેલાં હતાં, ને કેટલાંક તો સડીને ખાખરાખ થઇ ગયેલાં હતાં, કે જેમાંથી બહુ બદબો

આવતી હતી. આ દેખાવ જોઇ અમારાથી આંસુ ટપકાવ્યા વગર રહેવાયું નહિ. મારી સાથના બસો માણસો તો રસ્તામાં પોતપોતાના ઘરબાર આવી લાગતાં માંહે અંદરનો રાહગાત જોવા જવા લાગ્યા કે જે સુમસામ પડેલાં હતાં. બધું ફરનીચર રાચરચીલુંબી જેમનું તેમ હતું, અને પલંગોપર કોઇના મા બાપ, તો કોઇના ભાઇ બેહેન, સગાંવહાલાં, વિગેરેના કોહતાં શરીરો પડેલાં હતાં. આથી કેટલાકો પોતપોતાના સગાંઓને જોઇ માહેતમ કરવા લાગ્યા, જેથી મેં તેઓને તાકીદ કરી દીલાસો દઇ અંદરથી બોલાવી લીધા. એ પછી અમારી સ્વારી શહેરના રસ્તાઓપરથી આગળ ચાલી. એકે એક ઘર સુમસામ હતું, ને શહેરની બજાર આગળ આવી લાગતાં અમે તાજુબીથી જોયું કે દરેક દુકાનોમાં તેનો સામાન બાર વર્ષના વેહેવા છતાંબી જેમનો તેમ જ હતો; ને દુકાનદારના શરી-રોના હાડકાં યાતો કોહી ગયેલાં શરીરોબી દુકાનોમાં પડેલાં હતાં. ભાજી તરકારી, ફરૂટો, કે દાણા વેચનારની દુકાનોબી જેમની તેમ હતી, અને તેઓની ફરૂટો કે તરકારી કે દાણાનેબી કોઇએ હાથ લગાડેલો નહતો. બાર વર્ષ વહી જવા છતાં સઘળું ત્યાં જેમનુ તેમ પડેલું હતું. જાણે આ ભયંકર દેખાવથી ડરી જઇ પશુ પક્ષીઓબી નાહાસી ગયાં હતાં, અને અમે શહેરમાં ફરયા એટલા વખતમાં એકબી પક્ષી કે એકબી નાનું કુતરૂં વટિક ત્યાં જોયું નહિ; એટલું બધું ત્યાં એક ઘોરસ્થાન માફક શાંત હતું. ફક્ત એક જ જાતના જીવડા અમે ત્યાં જોયા, અને તે કીડા હતા, કે જેથી શહેરના રસ્તે રસ્તા ઉભરાઇ ગયેલા હતા.

તમામ શહેરમાંથી બહુ બદબો નીકળતી હોવાથી અમો ઝડપમાં ત્યાંથી નીકળી ચાલ્યા ને આપણા પીરામીડ આગળ આવી પુગ્યા. અમારો રસાલો અંદર ગયો, અને ઓ બાદશાહ! તારૂં શરીર જે અમોએ ખાસ બનાવેલી બેઠક પર મુકેલું હતું, તે ત્યાંજ હતું. અમારી સાથે લાવવામાં આવેલા એક ખાસ જનાજામાં તે શરીર મુકયું અને બા ઇજિતથી પાછા મુસાફરી કરતા અમો તારૂં શરીર હ્યાં લઇ આવ્યા. જે પછી આ ઇમારતના પહેલે મજલે એક ખાસ બેઠક કરી, એક પથ્થરની પેટીમાં તારૂં શરીર હ્યાં મુકયું.

આ પહેલે માળના બીજા બે ઓરડામાં ત્રણ કબરો છે, જેમાંની એકમાં તે મહાન ગુરૂ હયુગોને મુકવામાં આવ્યો છે, કેમકે તે આ બાંધકામ થયા પછી થોડાંક વર્ષોમાં મરણ પામ્યો હતો. તેણે પોતાનો સઘળો ઇલમ આ કીતાબમાં તારે માટે લખેલો છે કે જે તને કામ લાગશે. મરતી વખતે તે આગાહી કરી ગયો હતો કે તે પોતે બીજા પંદર જનમો લઇ સરવાળે એક હજાર વર્ષ બાદ હિન્દુસ્તાનમાંના એક સરાફને પેટે અવતરશે, કે જે શરાફની જાત તે મુલકમાં મારવાડીને નામે ઓળખાતી હશે. બાદ તે પોતે તુંજ બાદ-શાહને મળવા પામશે. વળી તેણે વધુ એ આઘાહી કીધી હતી, કે પાંચસે વર્ષ બાદ અમારૂં ત્યાં વસાએલું શહેર ફના થઇ જશે. અમારાં દેશનો જ કોઇ શખસ તે મહાન દેવી ગુંડીનું અપમાન કરશે, એટલે દેવીના કોપથી તમામ શહેરના લોકો બોલબોલતામાં પુતળાં બની જશે.

ઓ બાદશાહ! આ બાજુમાંના કમરામાંની બીજી બે ઘોરો તારા બે દીકરાઓની છે કે જેઓબી મારી પહેલાં મારી નજર આગળ મરણ પામ્યા હતા. તારો વડો દીકરો હીંચી દીવાનાપણામાં મરણ પામ્યો હતો, ને તારો નાનો પેલો લુચ્ચો દીકરો કે જે તારા વડા દીકરાની બૈરીને ફોસ્લાવી લઇને નાંસી ગયો હતો તે અમારી સાથેજ બેબીલોનમાંથી પેલી બીમારીને લીધે ત્યાં નાહસી આવેલો હોવાથી મેં તેને ને જાંમીને કેદમાં પુર્યાં હતાં કે જ્યાંજ તેઓ મરણ પામ્યા હતા; અને હીંચીની બાઇડી જાંમીની કબર મેં આ બાજુમાંના બીજા ઓરડામાં જાંમીની બેહેન યાલી સાથે કરાવી છે.

ઓ બાદશાહ! તારા છોકરાઓ આવતા ભવમાં કયા જન્મ લેશે જે માટે તે મહાન ગુરૂએ મને એવું કહ્યું હતું કે, તારો વડો દીકરો હિન્દુસ્તાનમાંના ભરૂચમાંના એક પારસી વેપારીને પેટે અવતરશે, ને તે દરબારના કાયદાને લગતો અભ્યાસ કરી એક વકીલ થશે. તારો નાનો દીકરોબી આજ શહેરમાં જન્મ લઇ એજ ધંધો અખ્તયાર કરશે, તેમજ તારા વડા દીકરાની બૈરી, તે મહાન પાદશાહ એમનામાહાતની નાની દીકરી જાંમીબી આજ શહેરમાં જન્મ લેશે.

તારા દીકરા સાથે તેણીને અચાનક મેલાપ થશે, ને બેઉનાં લગ્ન થશે: પણ તારો નાનો દીકરો પાછો આ જોડાંમાં ભંગાણ પાડી શકશે, અને વળી પાછી ખટપટ અને નાહાસ ભાગ થશે. વળી, તું ઓ પાદશાહ, તું બી આજ શેહેરમાં જન્મ લેશે, ને તારો આ ભવનો કાવસ નામનો દીકરો તારા આગલા ભવના બેઉ દીકરાઓનો જાની મિત્ર થઇ પડશે. તારો નાનો દીકરો એ શેહેરમાં બામજી નામના ખાનદાનમાં જન્મ લેશે અને તેનું નામ જંગીર બામજી એમ હશે, તારો વડો દીકરોબી એજ શેહેરમા જનમશે ને તેનું નામ મંચેરજી બાપુજી, તેમજ તારા વડા દીકરાની બૈરી બ્રાંજ બાપુજી શેઠીયારજી નામના પારસીને પેટે અવતરશે કે, જેણીનુ નામ આઇમાય કરીને થશે.

હવે ઓ બાદશાહ! મારે ઘણું જણાવવાનું રહ્યું નથી. તારી મરજી મુજબનું મેં બજાવ્યું છે, ને તેમાં કાંઇ ખામી માલમ પડે તો મને માફ કરજે. આ પીરામીડની જમીન નીચે સો મજલા છે, જેમાં પહેલે મજલે ઓ બાદશાહ! તને તેમજ તારાં સગાંઓ અને અમીર ઉમરાવોને મુકેલાં છે, તેમજ બીજા મજલાપર મહાન પંડીતો ને શીખેલા ભણેલાઓને રાખેલા છે, અને જેમ જેમ જમીનમાં મજલા જતા જાય છે તેમ તેમ દરેક માણસની પદવી પ્રમાણે તેઓને જગ્યા આપેલી છે. ગુન્હેગારો તેમજ લુચ્ચાં માણસોને જમીનની છેક અંદર મુકેલા છે. આ દરેક માણસ કોણ કોણ મરણ પામ્યું, કયારે મરણ પામ્યું, તે સઘળાંની એક મોટી ટીપ આ પોથામાં ઉતારવામાં આવેલી છે, અને અંદર લખવામાં આવેલાં નંબર પ્રમાણે કેતરમે માળે, અને કેતરમા નંબરના ગાળામાં તેને મુકવામાં આવેલો છે એ સઘળું લખેલું છે.

ઓ બાદશાહ! તે મહાન જોશીના કહેવા મુજબ હું હવે એકસોને વીસ વર્ષની ઉમ્મરે મરણ પામીશ અને હમણા મારી ઉમ્મર એકસોને ઓગણીસ તો થઇ ચુકી છે. બાકી હવે મારે માટે એકજ સાલ રહ્યું છે. મારાં મરણ બાદ હું મારા ખેશીઓને પેહેડી દર પેહેડી આ પોથાની નોંધ ચાલુ જ રાખવા જણાવી જઇશ, અને મને બી બ્રાંજ રાખવામાં આવશે. તે મહાન ગુરૂએ

વરતારો કહાડી મને કહ્યું હતું કે હું એક હજાર વર્ષ બાદ યુરોપ ખંડમાં લનડન નામના શાહેરમાં એક ઉમરાવને ત્યાં જન્મ લઇશ ને મારૂં નામ ફ્રેંક પરસન કરી થશે. ઓ બાદશાહ! હવે મારે કાંઇ બી કહેવું નથી જેથી હું ખતમ કરૂંછું.

'હું છું તે મહાન ગુરૂ પાસે આ લેખનો લખાવનાર તારો બુજરગ વઝીર માયો.'



## પ્રકરણ ૧૦ મું.

### પથ્થર થઇ ગયેલું એક શેહેર.

'બુજરગો!' પેલો સાધુઓનો સરદાર પોતાનું દાસ્તાન આગળ ચલાવતાં બોલ્યો, 'આવી રીતે પેલા ગંજાવર પોથાના બીજાં પાનામાં લખેલું હતું. મેં તેનું ત્રિજું પાનું ખોલ્યું તો તેમાં આ મુજબ મેં વાંચ્યુંઃ—

'તે મહાન વઝીર બરાબર એકસો ને વીસ વર્ષની ઊમ્મર ભોગવી મરણ પામ્યો હતો.'

આવો એક લેખ તે પોથાના ત્રીજાં પાનાપર લખાયેલો હતો. જે પછી શાહેરમાં બનેલા તરહેવાર જુદા જુદા બનાવોની નોંધ કરેલી હતી, જેમાં શેહેરમાં થયેલા બળવાઓ, ધર્મ ક્રીયાઓ, ફાટી નીકળેલા રોગો, વિગેરે વિગેરે છેક પાંચસો વર્ષ વેરનું લખેલું હતું, એ પછી આ મુજબ લખેલું હતુંઃ—

'ઓ બાદશાહ! હું છું આ લેખનો લખનાર તારાં શહેરનો એક રહીશ. આ પોથામાં પાંચસો વર્ષ લગીની નોંધ કરવામાં આવેલી છે, અને નજીવા બનાવોની બી હયાં યાદિ રાખેલી છે, ત્યારે એક બનાવ કે જેથી આખું શાહેર ફ્ના થઇ ગયું હતું જેની નોંધ હયાં કરવા હું દુરસ્ત ધારૂં છું. એક દિવસે હું આ મંદિરમાં દેવીની પૂજા કરવા આવ્યો, બપોરનો વખત હોવાથી હયાં કોઇ

નહિ હતું, ફકત મારી સાથે એકજ જણ મંદીરમાં હતું. તે આપણાજ શહેરનો રહીશ હતો. હું દેવીની સામે બેસી એક ચિત્તે બંદગી કરવા લાગ્યો. મેં એક કલાક આવી રીતે બંદગી કીધી. હજી તો હું બંદગીથી ફારેગ થઇ ઉઠું એટલામાં મારી પીઠે કોઇનો હાથ મુકાયો. મેં પાછળ ફરી જોયું તો તે પેલોજ શખસ હતો કે જે તે વખતે મંદીરના એક ખુણામાં બેસી રહેલો હતો. તે મને એકી ટગરે જોવા લાગ્યો, ને પછી બોલ્યો, 'શું તને બંદગી કરવાથી કાંઇ ફાયદો થાય છે?' મેં કહ્યું, 'બેશક! મને એથી ઘણો ફાયદો છે, અને તે ગમે તે હોય, પણ તું મને પૂછનાર કોણ?' જ્યારે તે બોલ્યો, 'નાદાન આમાં ફોકટનો વખત કહાડવામાં કાંઇ સાર નહિ; ચાલ મારી સાથે આવ! એક જણના આપણે ઢોર ચોરી લાવીએ.'

તેના આ રીતે બોલવાથી ગુસ્સે થઇ મેં તેના મોંઢાપર એક લપડાક ખેંચી કહાડી ને કહ્યું કે ફરીથી આવી પાક જગ્યાએ એવા સુખન કાહાડશે તો તેનું ખૂન કરી નાંખીશ.' આથી તે બોલ્યો, 'પાક જગ્યા? આ પાક જગ્યા કે? લે આ પાકની હું નાપાક કરૂં છું,' એમ બોલી તે દેવીના મ્હોડાંપર થુકયો, અને તેજ વખતે મારી મોટી અજાયેબી વચ્ચે તે એમનો એમ પથ્થર થઇ ગયો. મેં તેને હલાવી જોયો પણ તે તદન નક્કર પથ્થરનોજ બની ગયેલો હતો. આ પછી હું મંદીરની બહાર આને લગતી ખબર કરવા દોડયો. ત્યાં બહાર કોઇ નહિ હતું જેથી હું શેહેરમાં દોડયો, ને મારી મોટી અજાયેબીથી મેં જોયું કે તમામ શેહેરનાં લોકો પથ્થરનાં બની ગયેલાં હતાં. એકેએક ઘર કે એકેએક મહોલ્લા પથ્થરના માણસોથી ઉભરાઇ ગયેલાં હતાં. જે જે માણસો જે જે કામ કરતી ઢપે હતા તેઓ તેજ ઢપે એમના એમ પથ્થરના પડેલાં હતાં. કોઇ દુકાનમાં બેઠેલાં, તો કોઇ રસ્તામાં ચાલતાં, તો ઘરમાં બીછાને સુતેલાં, સઘળાં પથ્થર પથ્થર ને પથ્થરજ. મારાં પોતાના બેશીઓને મેં ઘરમાં પથ્થરના પડેલાં જોયાં, મેં કેટલાક દિવસો સુધી માહેતમ કીધી, આખાં શેહેરમાં હું શિવાય કોઇબી બચેલું નહિ હતું. હું ઘણાક મહિનાઓ સુધી ભમ્યા કીધો

ને મને કાંઇ સુજયું નહિ. હું દેવીના મંદીરમાં બંદગી કરતો હોવાથી હુંજ આખાં શેહેરમાંથી બચી ગયો હતો, અને આ સઘળાનું મુળ કારણ પેલા પાપીથી દેવીનું અપમાન થયું એજ હતું. આ પછી કેટલેક મહિને કાંઇબી ચેન નહિ પડવાથી હું ત્યાં મંદીરમાં આવી આ પોથાના ઇલમનો અભ્યાસ કરવા લાગ્યો. પહેલાં મેં આ પોથામાંની ભાષાનો અભ્યાસ કીધો કે જે ભાષા કેમ શીખવી તેનું સઘળું શિક્ષણ તેના કાયદા સાથે તે મહાન ગુરૂએ ત્યાં લખેલું છે. આ ભાષાનો અભ્યાસ મેં થોડા વખતમાં પૂરો કીધો, જે પછી આ પોથામાં લખાયેલી બાબત મેં વાંચવા માંડી; અને મને ઘણું શીખવાનું મળ્યું. મેં વિચાર્યું કે તે મહાન ગુરૂના કહેવા મુજબ બરાબર પાંચસો વર્ષે આ શેહેર ફના થયું હતું, અને શહેરમાં વીતી ગયેલા દરેક બનાવોની ત્યાં નોંધ રાખવામાં આવેલી હતી, જેથી મારેબી આ મહાભારત બનાવની નોંધ ત્યાં લખી જવી જોઇતી હતી. આથી મેં આ વિચીત્ર ભાષા લખતાં શિખી ત્યાં તે બનાવની નોંધ લખેલી છે.

અંદર લખવામાં આવેલા ઇલમના જોરે મારૂં મરણ કયા દિવસે, કયા વર્ષમાં અને કેટલે વાગે થશે જે હું જાણવા પામ્યો છું. જેથી મારૂં મરણ કે જે આ શહેરમાં થયેલા બનાવ પછી દશ વર્ષે થયું હતું, તે રોજે, તે કલાકે, ઓ બાદશાહ! હું મારા પોતાના હાથે આપણાં મુડદાં સાચવી રાખવાનો પેલો એજમતી મસાલો મારાં દીલે ચોપડી, તેમજ તેનાં કેટલાક ઉંડા ગળી જઇ આ દિવાનખાનાની ઉત્તર તરફની દીવાલના એક ગાળામાં સુઇ ગયો છું અને બરાબર તેજ વખતે મારૂં મરણ નીપજ્યું છે.



## પ્રકરણ ૧૧ મું.

## પાછું સજીવન થયેલું શહેર.

'આ લખાણ તે પોથાના ત્રીજાં પાનાપર કીધેલું હતું.' પેલો સાધુઓનો સરદાર તેમ જ મારો પેલે ભવનો બાપ પોતાનો કીસ્સો આગળ કહેતાં બોલ્યો,

'તે પછી મેં તે પોથાનું ચોથું પાનું ખોલ્યું કે જેમાં તમામ મારી તેમ જ મારા દીકરાઓની હકીકત લખેલી હતી, કે જે હકીકત જો કે આપણે સઘળા જાણીએ છીયે તોપણ આ મારા દીકરાઓ તેમ જ મારા વડા દીકરાની બૈરીને જણાવવી જોઇએ, કે જેથી આ બદમાશ હલાકુ તે હમાણુના જાંગીરને સજા કરયા પહેલાં આપણે એનો ગુન્હો કેવો હતો તે એઓને જણાવી શકીએ.

'આપણે એ પોથામાંની ચોથાં પાનાની મારે લગતી હકીકત મારો ક્રાસ્સો ખલાસ કર્યા પછી આપણે બધાં નીચે જઇ તે પોથામાંથી એ લોકને વાંચી સંભળાવશું. તેમ જ એ લોકના પેલે ભવના શરીરો દેખાડશું; પણ તેટલામાં મારે જે કાંઇ કેહેવું છે તે તમોએ સાંભળી લેવું જોઇએ.' તે આ છેલ્લો વાકય મને, જાંગીર અને આઇને જોઇ બોલ્યો.

'ગ્રહસ્થો ! એક પારસીના અવતારમાં મુસાફરી કરતો હું હયાં કેવી રીતે આવ્યો જે સઘળું હું તમોને જણાવી ચુકયો છું. પેલા પોથાના ત્રણ પાનામાં શું શું લખેલું હતું જેબી મેં તમને કહ્યું છે, અને ચોથાં પાનામાં લખેલી મારે લગતી હકીકત આપણે હવે પછી આ નવા આવેલાંઓને જણાવીશું. આ પછી મેં તે પોથાનું પાંચમું પાનું ઉઘાડયું, તો તેમાં આપણી ગુજરાતી ભાષા કેમ શીખવી તેને લગતા કાયદા કાનુનો તે મહાન જ્યોતીશે પોતાના જાદુને આધારે લખેલા હતા. જે પછી છડાં પાનામાં તે જ્યોતીશે પોતાનો સઘળો જાદુઇ ઇલમ લખેલો હતો અને તેને કેમ શિખવો તેની રીતબી અંદર ખુલાસેવાર જણાવેલી હતી. આ પછી સાતમા પાનાથી શહેરના લોકોમાં પાંચસો વર્ષમાં થયેલાં મરણની ટીપ આપવામાં આવેલી હતી અને દરેક નામને નંબર આપી તે આ પીરામીડના કેતરમે માળે કેતરમા ગાળામાં છે, તે સઘળું લખેલું હતું; અને આ ટીપ તે પોથાના સાતસો પાના રોકતી હતી. છેક છેવટના પાના સુધી આ મરણના આંકડાની ટીપજ લખેલી હતી.

આવી રીતે હું આ ગંજાવર પોથો વાંચી આ પીરામીડના દરેક ખુણે ખુણામાં ફરી વળ્યો. છેક એકસોમે માળેબી હું આ જમીનના ભીતરમાં જઇ

આવ્યો. આ પોથામાં નોંધેલી ટીપ મુજબ મુડદાંઓ બરાબર ગોઠવેલાં હતાં કે નહી તે જાણવા થકી મેં પોથામાંના કેટલાંક નંબરો તપાસી જોયાં તો મને માલમ પડયું કે તે બહુ તાજુબી ભરી રીતે બરાબર ગોઠવેલાં હતાં. આ જમીનના ભીતરમા દરેક માળે જાણે મુડદાંઓથી ભરેલા મહોલ્લાના મહોલ્લા છે. દરેકને સરખા દીવાલોમા ગાળા કરી એક એક ઉપર પથ્થરની પેટીઓમાં ગોઠવી મુકેલાં છે. જેટલાં જોવાય તેટલાં મુડદાં મેં પેટીઓના ઢાંકણ ઉઘાડી જોયાં અને હું અજબ થયો કે એકબી મુડદાંમાં જરાબી કોહવાટની નીશાન દેખાતી ન હતી. જાણે દરેક જણ ભર ઉંઘમાં પડેલાં હોય એમજ લાગતું હતું.

અંદર આખો પીરામીડ ફરી વળી હવે હું બહાર આવ્યો અને આજુબાજુની જગ્યાઓમાં ફરવા લાગ્યો. આપણો આ પીરામીડ એક ઉંચાણવાળી જગ્યાપર બાંધેલો છે. ત્યાંથી નીચાણમાં ઉત્તર તરફ પેલું તમામ પથ્થર થઇ ગયેલું શહેર આવેલું છે, કે જે એ ઉંચાણપરથી દેખાય છે, માટે ચાલો આપણે સઘળાં બહાર જઇ તે શહેરનો દેખાવ જોઇએ.'

આવી રીતે પેલો સાધુઓનો સરદાર બોલી રહ્યો કે, સઘળાંઓ ઉઠયાં અને બા આબરૂથી ઉભા રહ્યાં. એ પછી તે અમો આગળથી ચાલી ગયો ને તેની પૂઠે અમો ગયાં. દીકરા હું કહેતાં ભુલી ગયો કે આ સઘળો વખત તું ઉંઘમાં પડેલો હતો અને તુને અમારી થોડેક દૂર એક બીછાનાપર સુવાડેલો હતો. હમણાંબી તું સુતેલોજ હતો. અમો તે પીરામીડના પેલાજ દરવાજામાંથી બહાર નીકળ્યાં, ને તે સાધુનો સરદાર અમને એક જગ્યાપર લઇ ગયો કે જ્યાંથી સઘળો નીચેનો દેખાવ દેખાતો હતો. અમે જોયું કે જ્યાં અમે ઉભાં હતાં તે જગ્યા ઘણી ઉંચી એક ટેકડા જેવી હતી જ્યાંથી અમારી નીચેનું સઘળું દીસ્તું હતું. અમારી નજરે નાના નાના એક બે મજલાના સારી બાંધણીના સંખ્યાબંધ ઘરો પડયાં, અને આ ઘરોની હાર આગળ સારી પહોળાઇના રસ્તા દેખાતા હતા, કે જેપર પુષ્કળ લોક જમા થયેલું અમને દીસ્યું; પણ એમ કેમ ? તે લોક હાલ ચાલ કર્યા વગર સ્થીર કેમ ઉભાં હતાં ? કેમકે તેઓ

તમામ પથ્થરના બની ગયેલાં હતાં. એ પછી અમો સઘળાં ટેકડાપરથી નીચે ઉતર્યાં અને શહેરમાં દાખલ થયાં. યા ખુદા! અમારી નજરે શું પડયું? તમામ શહેરના લોકો પથ્થરના હતાં! રસ્તામાં ચાલતાં કે દુકાનમાં બેઠેલાં, કે ઘરોમાં કોઇ સુતેલું, તો કોઇ કામકાજ કરતું, તેની તેજ રૂપમાં શુદ્ધ સફેદ સંગેમરમરના પથ્થરમાં ફેરવાઇ ગયેલું હતું, અને જાણે ત્યાં પુતળાંઓનું એક-ઝીબીશન થઇ રહેલું હતું, કે જે પુતળાં બનાવતાં હજારો વર્ષો વહી જાય, તોબી આટલી સંખ્યામાં બની શકે નહિ. એ પછી અમો એક ખુલ્લી જગ્યામાં જઇ ચઢયાં કે જ્યાં પેલા સાધુએ બધાંને બેસવા ફરમાવ્યું. અમો એક કુંડાળામાં બેઠા. મને તેમજ જાંગીર અને આઇને જુદાં જુદાંજ રાખવામાં આવતાં હતાં, ને અમને કદીબી એક બીજાં સાથે થઇ જવાની તક આપવામાં આવતી ન હતી. અમો બેઠાં પછી પેલો સાધુ અમારી વચમાં બેઠો ને તે બોલ્યોઃ—

'બુજરગો! આજથી પચ્ચીસ વર્ષની વાતપર હું એક પારસીના અવતારમાં ત્યાં આવી ચઢયો હતો કે જે વખતે મારી વય ચાળીશ વર્ષની હતી, એટલે હમણા મારી વય પાંસઠ વર્ષની થઈ છે. ગ્રહસ્થો, એ પચ્ચીસ વર્ષ લગી મેં તે મહાન ગુરૂ ત્યોગોનો ઇલમ પેલા પોથામાંથી શિખવા માંડયો હતો, અને તે હું કેટલો શિખ્યો છું અને હમણાં હું એ ઇલમથી શું શું કરૂં છું તે બતાવવા માટે જ હું તમને ત્યાં લઇ આવ્યો છું.'

'આ પીરામીડમાંના પોથામાંની મારી કાંહાણીને લગતી હકીકત જ્યારે મેં વાંચી ત્યારે હું જેટલો તાજુબ થયો, તેટલોજ આ કામ આટોપવા અને મારા એક હજાર વર્ષ પછીના આ જન્મમાં મારાં આગલાં સ્નેહીઓને પાછો મળવા થકી આ ઇલમ મેં ખુબ હોંસથી શીખવા માંડયો. શિખતાં શિખતાં પાંચ વર્ષે મારા હાથમાં કાંઇ લગામ આવી. મારા વખતના જે જે અમીર ઉમરાવો મરણ પામ્યા હતા, અને જેના મુડદાંઓ ત્યાં સાચવી રાખવામાં આવેલાં હતાં તે મેં પેલા પોથાના ઇલમમાં ફરમાવ્યા મુજબ, એક એક તેઓની પેટી-માંથી બહાર કહાડી આ પીરામીડના દિવાનખાનામાં હારબંધ સરખાં ગોઠ-

બ્યાં, તે બાદ મારા વઝીર માયો તેમ જ ગુરૂ લુગો અને મારા દીકરાઓનાં શરીરો તેઓની વચમાં મુકયાં. જે પછી હું તેઓના શરીરોપર બીજાં બે વર્ષ લગી ભણુતર ભણ્યો, કે જે ભણુતર આ પોથાના ઇલમમાં જણાવેલું છે. આ ભણુતર મોટે ભાગે અવસ્તા જબાનમાં લખેલું છે. આ ભણુતર બે વર્ષ લગી ભણ્યા પછી બરાબર બે વર્ષે–તેજ દિવસે ને તેજ કલાકે,–કે જ્યારે મેં તે ભણુતર શરૂ કીધું હતું,–એક એક શરીર મને ઉઠીને બેસતું દેખાયું. પહેલાં મારા વઝીરનું મુડદું ઉઠીને બેઠું ને તે આમ બોલ્યું: 'ઓ દાનાવ બાદશાહ એમનામાહાત! આખરે એક હજાર વર્ષ પછી હું તુને મળવા આવ્યો છું. મેં યુરોપખંડના લંડન શહેરમાંના એક ઉમરાવને ત્યાં જનમ લીધો છે ને મારૂં નામ ફ્રેંક પરસન છે.'

આટલું બોલી મારા વઝીરનું મુડદું પાછું ધબ દઇને જમીનપર પડી ગયું. એ પછી મારા ગુરૂનું મુડદું ઉઠીને બેઠું ને તે આ મુજબ બોલ્યું: 'ઓ બાદ-શાહ મેં એક હજાર વર્ષ પછી પાછો તુને મળવાથકી જનમ લીધો છે. હાલમાં મેં હિન્દુસ્તાનમાંના એક માતબર મારવાડી વેપારીને ત્યાં જનમ લીધો છે ને મારૂં નામ હેમચંદ પાનાચંદ છે.'

'એ મુજબ સઘળા મારા અમીર ઉમરાવોએ ઉઠીને તેઓએ હમણાં કયાં કયાં જનમ લીધા છે તે જણાવ્યું, અને મેં તાજુબીથી જોયું કે તે મહાન ગુરૂ મારા દરેક અમીર ઉમરાવોને વાસ્તે જે જે જન્મ લખી ગયો હતો તે જ તેઓએ લીધેલા હતા. મારા દીકરાઓએ પોતે કયાં કયાં જનમ લીધા હતા તે જયારે તેઓએ મને જણાવ્યું ત્યારે હું બહુ તાજુબ થયો કે તેઓએ મારાં જ શેહેરમાં અને વળી મારાં ઓળખીતાં કુટુંબમાં જનમ લીધેલા હતા. વળી મારા વડા દીકરાની બૈરીએ બી ત્યાં જ જનમ લીધેલો હતો. આથી મેં સઘ-ળાંઓના હાલના જનમના નામ નીશાન નોંધી લઇ, તેઓપર તે પોથામાં શિખવેલો ઇલમ ચલાવવા માંડયો. રાતને દીવસ સમાધી લઇ તેઓને ત્યાં તેડવા વીલ પાવર યાને ઇચ્છા શક્તિ મેં કરવા માંડી, ને આ મુજબ બે વર્ષ

લગી ખંતથી મેહેનત કરતાં પહેલાં મારો વઝીર કે જેણે એક ઈંગ્રેજનો જનમ લીધો હતો તે ત્યાં આવી પુગ્યો. તે ત્યાં ક્યારે આવી પુગશે તે વિષેની આગાહી મને સ્વપનામાં થઇ જેથી હું તેને લેવા આ જંગલની સરહદ તરફ ગયો, કારણ હું જાણતો હતો કે આ જંગલમાંની ફાડી ખાનારી જંગલી જાનવરોની વસ્તીને લીધે તે ત્યાં આવી શકશે નહિ. આ જંગલી હેવાનોને કેમ વશ કરવાં તેબી હું એ પોથાના ઇલમથી શીખ્યો હતો, જેથી આ હેવાનોની હવે મને જરાબી ધાસ્તી નહિ હતી. તેના આવી પુગવાનો જે દિવસ મને સ્વપનામાં દેખાયો હતો, બરાબર તે જ દિવસે તે કાશમીર તરફથી પેલાં જંગલની હદ આગળ આવી પુગ્યો. આ હદ આગળ હું તેને મળ્યો, તે ઈંગ્રેજી પોશાકમાં હતો તે પોતે હજુ જાણતો ન હતો કે તે પોતે કોણ હતો. તેને સવાલ કીધાથી તેણે મને જણાવ્યું કે આ બાજુ શિકાર ઘણા મળેછ એમ જાણવાથી તે ત્યાં શિકાર ગાહે આવેલો હતો. મેં તેને જણાવ્યું કે હું કોઇબી હથ્યાર વગર નજરબંધીથી શિકાર મારી શકુંછ. મારી આ વાતથી તે ઘણો જ તાજુબ થયો, પણ તે મને કોઇ ફકીર સમજતો હોવાથી અને હિન્દુસ્તાનના ફકીરો કેવું કેવું જાદુ મંતર કરેછ તે વાતથી તે વાકેફ હોવાથી તેને મારો ઇલમ જોવાનો શોખ થયો જેથી તે મારી સાથે જંગલમાં થોડેક દુર આવ્યો. અમો થોડેક દુર ગયા કે એક રાક્ષસી કદનો સિંહ અમારા તરફ ફુંફારા મારતો ધસી આવ્યો. મેં પેલા ઈંગ્રેજ, તે મારા પેલે ભવના વઝીરને જરાબી ડરવા ના કહ્યું; પણ જયારે તે અમારી બહુ નજદીક બરાડ પાડતો ધસી આવ્યો, ત્યારે તેની હિમ્મત રહી નહિ, તેણે પોતાની બંદુક તેના તરફ તાંકીને તે ફોડવા જતો હતો પણ મે એક અજાત મારી બંદુક તેના હાથમાંથી નાખી દીધી. પછી તરતજ હું મારા ઇલમનો એકજ કલામ બોલ્યો કે તરતજ પેલો સિંહ ત્યાંને ત્યાંજ જમીનપર ચોંટી ગયો. એ પછી હું પેલા ઈંગ્રેજને આ સિંહ આગળ લઇ આવ્યો. તે બીહતો બીહતો મારી સાથે આવ્યો. પછી તેની બીક ભાંગી નાખવા હું પેલા સિંહની પીઠપર ચહડી બેઠો, જેથી તેની બીક ભાંગી ગઇ અને તે નજદીક આવી જમીનપર ચોંટી ગયેલા

આ સિહને ખુબ ધ્યાનથી જોવા લાગ્યો; અને મારા ઇલમપર આફરીન પોકારવા લાગ્યો. આ પછી મેં તેની આગળ તરેહવાર જાદુઇ ઇલમની વાતો કરવા માંડી, અને મારી વાતથી તે એટલો તો તાજુબ થઇ ગયો કે મારી સાથે ત્યાં આ મઠ જોવા આવવા તે એકે બોલે કબૂલ થયો. વળી તે વધુ એમ અજબ થયો કે હું એક આવો ફકીર આવું સરસ ઇંગ્રેજી કેમ બોલી શકતો હતો, કેમકે તે મને એક ફકીરજ સમજતો હતો. આ પછી હું તેને ત્યાં લઇ આવ્યો ને તે પોતે કોણ હતો તે સઘળું તેની સાચવી રાખેલી લાશ દેખાડીને જણાવ્યું. તેના ધ્યાનમાં તુરત વાત ઉતરી ગઇ ને તે મને પગે પડયો. વલી તે મને જણાવવા લાગ્યો કે તેને એવીજ કીસમનો એક સ્વપનો રાતે ઉંઘમાં જોયો હતો. ત્યાર બાદ મેં તેને સઘળું ફેરવીને આ મઠને લગતું દેખાડયું, ને પછી તેને પેલો છુપો ઇલમ શીખવવા માંડયો. હવે અમો આપણા ગુરૂ હ્યુગોને ત્યાં બોલાવવા માટે ઇલમ ચલાવવા લાગ્યા કે જે એક મારવાડીને પેટે અવતરેલો હતો. થોડાક વખતમાં તેબી ત્યાં આવી ચઢયો, તે ત્યાં કાશમીર તરફ કસ્તુરી ખરીદવા આવેલો હતો, અને મારી મન શકિતથી તે ત્યાં દોરવઇ આવ્યો. અમો તેને પાછાં પેલાંજ જંગલમાં લેવા ગયા. તે તે જંગલના રસ્તાપરથી કાશમીર તરફ જવા માટે કયે દિવસે પસાર થનાર હતો તે મને સ્વપનામાં માલુમ પડયું, અને તે દિવસે અમો ત્યાં જઇ તેની ગાડી થોભાવી તેની સાથે વાત કરવા લાગ્યા. તે પોતે એક મારવાડીના પોષાકમાં હતો, અને જાણે અમને વર્ષોનો ઓળખતો હોય એમ તે અમારી સાથે વાત કરવા લાગ્યો. તે અમને ફકીરો સમજવા લાગ્યો, અને તેણે પોતાનો હાથ દેખાડી પોતાનું ભવિષ્ય મારી પાસે જાણવા માંગ્યું. મેં તેને એકેકું એવું તો મારા ઇલમના જોરે કહ્યું, કે તે હેરત થઇ ગયો. એ પછી અમોએ તેને આ મઠમાં આવવા જણાવ્યું, અને મેં કહ્યું કે તે ત્યાં આવશે તો તેને ઘણું જાણવાનું મળશે. તે મારા ઇલમના જોરે તુરત તૈયાર થઇ ગયો, અને અમો તેને ત્યાં લઇ આવ્યા. જે પછી મેં તેની આગળ સઘળી કેફીયત કહી અને તેનું એક હજાર વર્ષનું શરીર દેખાડી મેં તેના કાનમાં ઇલમના

કેટલાક બોલો કહ્યા એટલે તે જાણે કે વર્ષોનું સઘળું ભૂલી ગયો હોય એમ તેને સઘળું ધ્યાન આવવા લાગ્યું. તેનો આજથી એક હજાર વર્ષનો ઇલમ તેને પાછો યાદ આવ્યો, અને જાણે સઘળા બનાવો કાલેજ બની ગયા હોય તેમ તે પરપર સઘળું બોલવા લાગ્યો. પેલા પોથામાં જોઇ તેણે પોતાના હરફ તરત ઓળખ્યા, અને અજબ જેવું તો એ હતું કે તેની પાસે લખાવી જોતાં પેલા પોથામાંના અને તેના અક્ષરોબી જરાકે જરાક મળતા આવ્યા. આ પછી અમે ત્રણે જણે સાથે ઇલમ ચલાવવા માંડયો, અને એક એક પછી સઘળા અમીર ઉમરાવો ત્યાં આવવા લાગ્યા. તેઓમાં કોઇએ ઇંગ્રેજ, તો કોઇએ ખોજો, તો કોઇએ પારસી, હીંદુ વિગેરે તરેહવાર કોમોમાં જનમો લીધેલા હતા. તેઓ સઘળે સઘળા ત્યાં તરેહવાર બાહનાથી આવી લાગ્યા. કોઇ સીમલા તરફ હવા ખાવા આવેલું હતું, જ્યાંથી અમો તેને તેડી લાવ્યા, તો કોઇ વળી ત્યાં ફરવા આવતાં ભુલા પડેલા અમને મળી ગયા; તો કોઇ વેપાર અર્થે કાશ્મીરમાં આવેલા; એવી રીતે અમને સઘળા મળી ગયા, અને હવે બાકી મારા બે દીકરાઓ અને મારા વડા દીકરાની બૈરી રહ્યાં.

મેં રમળ નાખી જોયા તો મને માલમ પડયું કે તે મહાન સિનયાગો બાદશાહની નાની બેટી જાંમી તે હાલની આયમાય બાપુજીનો એક દિવસ બહુ ભારી હતો, ને આ ભારી દિવસમાં જો તેણી મરણ પામે, તો પછી બીજાં પાંચસો વર્ષ રહીને તેણી જનમ લે. જેથી મેં તેણીને બચાવી લેવાનો વીચાર કીધો. ત્યાં આ પીરામીડના ભીતરમાં એક એવું ભોંયરૂં ખોદવામાં આવેલું છે કે જેમાંથી જવાથી હિન્દુસ્તાનની સતલજ નદીના મુખ આગળ જવાય છે; અને આ બાબતનો ઇસારો પેલા પોથામાંથી એમ મળે છે કે કોઇ કદાચ દુકાળ પડી જાય અને વર્ષાદ નહી પડે ને પાણી સુકાઇ જાય તો ત્યાં બીજા સરોવરો કે નદી કે કુવા નહિ હોવાથી–કેમકે ત્યાંની જમીન ખોદતાં માંહેથી બહુ ઉંડાણમાં જતાં પાણી નીકળતું હોવાથી–આ નદીમાંથી પાણી લાવી શકાય એ માટે આ શહેરના લોકોએ ટુંકે રસ્તેથી નદી તરફ જવા થકી આ ભોંયરૂં ખોદેલું હતું.'

'હવે ત્યારે સઘળી તૈયારી કરી હું એકલો તમારી તરફ ભરૂચ આવવા માટે આ મુસાફરીએ નીકળ્યો. બધા ભાઇબંધો મને નદીના મુખ વેર મુકવા આવ્યા. અમો તે ભોંયરાંમાંથી પસાર થઇ નદી આગળ આવ્યા. હયાંથી એક વહાણ મુંબઇ તરફ જતું હોવાથી તેના માલેકને નાણાની સારી રકમ આપવા કહી મેં વહાણમાં જગ્યા લીધી. તમે તાજુબ થશો કે હું હયાં જંગલમાં પૈસા કેવી રીતે લાવી શકયો હોઇશ. પણ તેનો ખુલાસો સેહેલ છે. અમારા ઇલમથી અમો જેટલા જોઇએ તેટલા પૈસા બનાવી શકીએ છીએ,' એમ બોલી તેણે એક હાથ ઉંચો કીધો કે ત્યાંની બાજુમાંની ખાલી જગ્યાપર સોનાન સીકકાનો એક મોટો ઢગ થઇ ગયો, ને પાછો હાથ નીચે કરતાં તે ગેબ ગઇ ગયો.

'તયારે તમે જોયું હશે,' તે પોતાની વારતા આગળ ચલાવતાં બોલ્યો, કે, અમો અમારા ઇલમથી શું શું કરિયે છીયે. અમારા ઇલમનો એક બીજો ચમત્કાર હું તમને મારી વારતા પુરી કરયા પછી દેખાડીશ કે જે માટે હું તમને હયાં લાવ્યો છું. ત્યારે હું સૌને મળી ભેટી પેલાં વહાણપર ભરૂચ જવા માટે ઉપડયો. બરાબર વીસ દિવસે અમારૂં વહાણ ભરૂચ બંદરે સહીસલામત પુગ્યું, ને હું તુંને તેજ દિવસે સાંજના મળ્યો, કે જે વખતે હું તારા બાપ સાથે વાત કરતો હતો ને તું સ્કુલેથી આવી પુગ્યો હતો. મેં તારૂં ભવિષ્ય શિહા જણાવ્યાથી તારા બાપે મને ગાળો દઇ હાંકી કહાડયો. તારો બાપ મને એક સાધુ જ સમજ્યો હતો, અને હું તેને સારી કાણી ઓળખતો હતો. અમો બેઉ એક મેકના મિત્રો હતા, પણ મેં મારા ચેહેરાપર એક જાતના પાલાની ભુકી લગાડેલી હોવાથી તે મને પિછાની શકયો નહિ. આ પછી હું ત્યાંથી ચાલી ગયો, ને મેં તારાપર એવી તો નજરબંદી ચલાવી કે તું 'ગેલાની' કુવા તરફ દોરવઈ ગયો. તેજ દિવસ તે મહાન સીનયાગોની દીકરી તે આ આઇ માય માટે ભારી હતો,' મારી ઐરી તરફ આંગળી કરી બોલી તેણે પોતાનું દાસ્તાન આગળ ચલાવ્યું:—

'હવે ત્યારે તું પેલા કુવાપર જઇ ચઢયો,' તે મને જોઇ આગળ બોલત

બોલ્યો, 'તેં તેણીને જોઇ અને તું તેણીપર મોહી પડયો. આ વખતે બાઇ શરમથી લાલચોળ બની ગઇ. 'એ પછી તેણી અચાનક કુવામાં પડી ગઇ, અને તેં તેણીને બચાવી લીધી. આ સઘળો દેખાવ હું ત્યાંનાંજ ઝાડો પાછળ સંતાઇને ઉભો રહી જોતો હતો. બાદ કેટલાંક ગૈરાંઓ ત્યાં આવી ચઢ્યાં, અને પછી શું થયું તે તમો સઘળાં જાણો છો. કુવાપરથી તમારા જવા પછી હું તમારી પુઠે આવ્યો, ને મેં તમારી સાથે મારા દીકરા કાવસને જોયો. આજ વખતે મને તેની સાથે ભેટી પડવાનું બહુ મન થયું, પણ એ વખતે હું મારા આ સાધુના વેશમાં હોવાથી મેં મન કઠણ કરી તેને પ્યારથી જોવામાંજ સંતોષ લીધો.

હવે ત્યારે, એ રીતે મારા પેલે ભવના દોસ્ત બાદશાહ સિનયાગોની નાની બેટી જાંમીને મેં બચાવી લીધી હતી. બાદ હું તમો સઘળાં ને તુરત ત્યાં લાવનાર હતો, પણ પાછા રમલ નાંખતાં મને એવું દેખાયું કે આ જાલીમ હલાકુ તે હાલના જાંગીર તરફથી તુંને હજુ દુઃખ થનાર હતું, અને આ તારૂં કરમ મારા કોઇબી ઇલમથી ફેરવી શકાતું નહિ હોવાથી મેં આ વિચાર માંડી વાલ્યો હતો. ઉપરાંત મને વધુ એ માલમ પડયું કે તમો પોતેજ નાંસતાં ત્યાં આવી પુગનાર હતાં.

આથી હું પાછો ત્યાં આવી લાગ્યો. અને અમો અમારા ઇલમો શિખવામાં વખત પસાર કરવા લાગ્યા. તમો કયે રોજે ત્યાં આવી પુગશો તે અમને સારી કાણી માલમ હતું, જેથી અમો તે દિવસની રાહ જોતા બેઠા. બાદ કેટલાંક વર્ષ પછી રમલ નાંખતાં મને આ જાંગીરનો એક દિવસ બહુ ભારી જણાયો, 'તે જાંગીર તરફ જોઇ બોલ્યો, 'મને એમ માલુમ પડયું કે તું જાંગીરને ઠાર કરશે,' તે મને દેખાડી બોલ્યો, 'આથી હું એક વખત ફરીથી તમો તરફ આવ્યો. તમો સુરતમાં હતાં, ને તમને એક છોકરો થયો હતો જે સઘળું હું મારા ઇલમના જોરે જાણી શકયો હતો. હું સુરતમાં આવી રાતે તારાં ઘર તરફ નજર રાખવા લાગ્યો. જે દિવસે હોનારત થનાર હતી તે દિવસે

મેં બારીક નજર રાખી. તે દિવસે રાતના આ બદમાશ જાંગીર તારાં ઘર આગળ આવી છૂપી રીતે તારી ઐરી સાથે વાત કરવા લાગ્યો, જે તુંને ખબર પડી જવાથી તેં તેના દીલપર ધસી જઇ તેના નાકપર જોરથી મુકી મારી કે જેથી તેના નાકમાંથી ચોધાર લોહી વહેવા લાગ્યું. આ મુજબ ત્યારે આ દિવસે આ જાંગીરનું તારે હાથે ખુન થનાર હતું કે જે મેં મારા ઇલમના જોરે એક મુકીમાં ફેરવી નાખ્યું હતું. આ વિષેની આગાહી જ્યારે હું તુંને પેહેલાં ભરૂચમાં મળ્યો ત્યારેબી મેં તારા બાપ આગળ કીધી હતી કે જ્યારે હું બોલ્યો હતો કે તારા હાથે કોઇનું લોહી રેડાશે.

અમારો ઇલમ શિખતાં શિખતાં અમો હાલમાં તકદીર ને થોડુક ઉલ-ટાવી શકવામાં ફતેહમંદ થયા છીએ અને જેમ જેમ અમો વધુ અભ્યાસ કરશું તેમ તેમ હવે થોડાજ વખતમાં અમો તકદીરપર સદાબરો કાબુ રાખી શકશું, અને મોતને દુર કરશું. આ મુજબ મેં ત્યારે પેલી કહેવત મુજબ સુલીનું વેર કાંટામાં કહાડી નાંખ્યું હતું, પણ હું પેલી મુકી અટકાવી શકયો નહિ કેમકે હજુ અમે અમારા ઇલમમાં બરાબર પુરવીણ થયેલા નથી.

આ પછી થોડાક મહિના બાદ તારી ઐરી આ લુચ્ચા જાંગીર સાથે ચાલી ગઇ, કે જે વખતે તું કાંઇ કામે ભરૂચ ગયેલો હતો, અને હું સુરતમાંજ હતો. મેં તેઓને જતાં મારી નજરે જોયાં હતાં, અને હું તારી વાટ જોતો ત્યાંજ થોભ્યો હતો. થોડાક દિવસમાં તું સુરત આવી પુગ્યો, તું ઘરમાં ગયો કે જે તેં ખાલી જોયું. તું ગુસ્સામાં દીવાનો થઇ ઘરની બહાર ધસી આવ્યો ને તેં મને તારાં ઘરની સામે બેઠેલો દીઠો. જે પછી તું મારી આગળ આવ્યો ને તેં મારી સાથે વાત કીધી. હવે તારો દહાડો અમારા તરફ આવવા માટે આવી પુગેલો હોવાથી હું તુંને મારી નજરબંદીમાં જકડી લઇ છોડી ગયો. આ પછી હું એક વહાણ મારફતે પાછો હ્યાં આવી લાગ્યો. તમો હ્યાં કયારે આવી પુગશો જેની આગાહી મને સ્વમામાં થઇ હતી, અને તે મુજબ તે દિવસે

અમો તમને લેવા પેલાં જંગલના છેડાપર આવ્યા હતા, જે પછી શું શું બન્યું તે તમો જાણોછો.

ત્યારે એ મુજબ બુજરગો! મારાં મરણ વખતે મેં આ મારા પાપી દીકરાપર કીનો લેવાની ઇચ્છા કીધી હતી કે જે આજે એક હજાર વર્ષ બાદ ફળીભૂત થવા પામી છે. હું આજેજ સાંજના આઠ વાગે મરણ પામ્યો હતો, ને આજેજ આપણે એનો ભોગ આપણી મહાન દેવી ગુંડીને ચઢાવીશું. જે પછી તે મહાન સિનયાગોની આ બેટી જાંમી તે હાલની આઇમાયને આ મારા સપુત સાથે સહલા સંપથી રેહેવું પડશે, અગર એણી નહિ રહેશે તો આપણે એણીનેબી દેવીને અર્પણ કરીશું. જે પછી આપણે આપણો ઇલમ શીખવાનું જારી રાખશું, અને મેહેનત કરી અમર કાયા બનાવવાને શક્તિમાન થઇશું. આજથી એક હજાર વર્ષ પરના આપણા લોકોએ મુડદાંઓને તાજાં રાખવાનો મસાલો શોધી કહાડયો હતો કે જેની બનાવટ આપણા મહાન પોથામાં લખેલી છે. ત્યારે આપણે એવીજ કીસમનો કોઇ મસાલો બનાવવાને કાં નહિ શક્તિમાન થઇએ કે જેથી આપણી કાયા અમર રહે?'

'આપણે થઇશું! આપણે થઇશું!' પેલા સઘળા સાધુઓ એક અવાજે સાથે બોલી ઉઠયા.

'હા, આપણે થઇશું જ,' તે સાધુના સરદારે પાછું પોતાનું ભાષણ આગળ ચલાવ્યું, 'આપણે આપણા ઇલમમાં કેટલા બધા આગળ વધ્યા છીયે તે આપણાથી અજાણ્યું નથી, પણ આ નવાં આવેલાંઓને કાંઇ હેરત કરે તેવું દેખાડવું જોઇએ. ઓ મારાં વહલાંઓ! સામે જુઓ,' તે અમોને જોઇ બોલ્યો, 'પેલું શહેર કે જે આજથી પાંચસો વર્ષની વાતપરનું તમામ પથ્થરનું થઇ ગયેલું છે, જેપર હું કાંઇ ભણતર ભણી થોડાક દાણા છાતુંછ, અને પછી શું ચમ્તકાર થાયછ તે જુઓ.'

એમ બોલી પેલા સાધુએ પોતાની આંખ બંધ કીધી અને કાંઇ મનમાં બડબડવા લાગ્યો. જે પછી થોડાક દાણા તેણે પોતાના મોટા ચામડાંના

ઝભાના ખીસામાંથી કહાડયા, અને પેલાં શહેર તરફ છાંટયાં, અને પછી અમારી તાજુબી જોઇજ લો! પેલું શહેર કે જે તમામ પથ્થરનું થઇ ગયેલું હતું, અને જેના મ્હોલ્લે મ્હોલ્લા તેમજ ઘરોના લોકો પથ્થરના બની ગયેલાં હતાં, એટલું જ નહિ પણ રસ્તાપર ચાલતાં ગાડાંઓ, ગાડીઓ વિગેરે તેના જાણવર સાથે પથ્થર થઇ ગએલાં હતાં તે સઘળામાં પાછો જીવ આવી ગયો અને તેઓ પોતપોતાના કામે જતાં હોય તેમ ઉતાવળથી હાલચાલ કરવા લાગ્યાં. તેઓની રૂપ રૂપ ઉપરથી જાણે કાંઇ જ બન્યું નહિ હોય તેવું લાગતું હતું, અને વળી કોઇ કોઇ તો પોતાના ઓલખીતાંઓને રસ્તાપર જોઇ સલામબી કરતા હતા. વળી પાંચસો વર્ષની વાતપર જે વખતે આ શેહેર પથ્થર થઇ ગયું તે વખતે જે લોકો રસ્તાપર મારામારી કરતાં હતાં, તેઓ જાણે કાંઇ જ બન્યું નહિ હોય તેમ પાછી મારામારી કરવા લાગ્યાં. ખાસી પાંચ મીનીટ સુધી અમોએ આ દેખાવ જોયો પણ પછી પોતાની મેળે આખું શેહેર પાછું જેવું હતું તેવું જ પથ્થરનું થઇ ગયું.

'બૂજરગો! આ દેખાવ ખલાસ થતાં મારો બાપ બોલ્યો, આ મુજબ આપણે આપણા ઇલમથી આ શહેરને સજીવન કરી શકયા છીએ, પણ એ કાયમનું સજીવન થઇ શકતું નથી કેમકે આપણો ઇલમ હજુ ઘણો કાચો છે. માટે હવે આપણે ઇચ્છેલું કામ આટોપી, યાને આ મારા પાપી દીકરાનો દેવી માતાને ભોગ આપી આપણે આપણા કાંમમાં પુર ઉલટથી આગળ વધીશું. આપણે દુનિયાને માટે એક એવી કીસમનો અમરગી બક્ષનારો મસાલો બનાવીશું કે જે ખાધાથી કુળ દુનિયાના લોકો અમર કાયા ભોગવસે અને આપણને આશીશ દેશે. તમામ દુનિયામાં આપણી વાખવાખી થશે, ને જેમ પયગમબરો પોતાના ધરમથી પોતાનું નામ અમર રાખી ગયા છે, તેમ આપણું નામ આ અમરગીના એજમતી મસાલાથી સદા કાયમ રહેશે. ગ્રહસ્થો! હવે મારે વધુ કાંઇ કેહેવું નથી. આપણે હવે આપણા મઠમાં પાછા જઇએ અને ખાધા

પીધા પછી આપણે પેલા પોથામાંથી મારી અને મારા બે દીકરાઓની હકીકતથી આ લોકોને વાકેફ કરિએ કે જેથી આ પાપીને મરવા અગાઉ માલમ પડે કે તેને કેવા કેવા ગુન્હા કીધેલા હતા.'



## પ્રકરણ ૧૨ મું.

### રે! રે! પ્યાર!

આટલું બોલી પેલો મારો કેહેવાતો બાપ ઉઠયો ને આગળ ચાલ્યો. અમો બધા તેની પૂઠે ગયા, ને પાછા તે પીરામીડમાં દાખલ થયા. દીકરા આટલો વખત તું બોછાનામાં સુતેલો હતો તે હવે તું જાગતો થયો હતો અને તુંને એક સાધુ દુધ પીવાડતો હતો. તારી માને જોવાથી તેં તોફાન મચાવ્યું, જેથી પેલો સાધુ તુંને ઉંચકી લાવી તારી માના હાથમાં આપ્યો. આ પછી અમને જાતજાતની ફ્રુટનું ભોજન પીરસવામાં આવ્યું જે ખાઇ ત્યાંના ઝરા-માંનું પાણી પી અમો તંદ્રોસ્ત થયાં. જે બાદ થોડોકવાર આસાએશ લઇ પેલા મારા બાપના હોકમથી અમો સઘળાં તેની પૂઠે ગયાં. તે અમને કેટલીક ચાલો વટાવી નીચે ભોંયરાંમા જવાના ગોલ દાદર આગળ લઇ આવ્યો કે જે બે માણસ સાથે ઉતરી શકે એટલોજ પોહલો હતો. અમો બબેની હારમાં તેની પુઠે ગયા. પચીસએક પગથ્યાં ઉતર્યાં કેડે અમો એક મોટાં દિવાનખાનામાં આવી પુગ્યા કે જ્યાં સંખ્યાબંધ થાંભલાઓ હતા.

જે મુજબ પેલા સાધુએ તે દિવાનખાનાનું વર્ણન કીધું હતું તેજ મુજબનું સઘળું ત્યાં હતું. પેલી ઊંચી બેઠકવાળી કબર, તેની બાજુમાંનો ગંજાવર પોથો, એ સઘળું તેના કેહેવા મુજબનું બરાબર હતું. અમોને તે એક બીજા દિવાન-ખાનામાં લઇ ગયો કે જ્યાં બે ઊંચી બેઠકપર ગોઠવીને મુકેલી પત્થરની

પેટીઓ હતી. આ પેટીઓનાં ઢાંકણુ ખોલવામાં આવ્યાં અને પરવરદેગાર! પેલી બે પેટીમાંની એકમાં હું સુતેલો હતો! ને બીજીમાં જાંગીર સુતેલો હતો. જાણે અમે ભરઊંઘમાં પડેલા હોઇએ તેમ લાગતું હતું. આ સઘળું જોવાથી જાંગીર કે જેને હમણા સુધી આ બધું નજરબંદીથી ઉભું કીધેલું તરકટ લાગતું હતું, તે હવે તેને ખરૂં લાગવા માંડયું, અને તે શરમીંદગીથી પોતાનું સર નમાવી પોતાના બાપ આગળ ગુઠણુ મરડી પડી તેની માફી ચાહવા લાગ્યો, પણ તેને બીજા સાધુઓએ તેમ કરતાં અટકાવ્યો. એ પછી અમો બીજા ઓરડામાં ગયા કે જ્યાં આઇને પેટીમાં મુકેલી હતી. તેણીબી આ સઘળું જોઇ હેરત થઇ, ને તેણીની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. બાદ અમોને પીરામીડના સઘળા ખુણા દેખાડવામાં આવ્યા, અમો સઘળા માળોપર જઇ આવ્યાં ને તે સઘળું પેલા સાધુના કહેવા મુજબનુંજ હતું. અમોને પેલું નદી તરફ જવાનું ભોંયરૂંબી બતાવવામા આવ્યું, કે જે જોઇ આગલા વખતના લોકોની કારીગીરપર અમો આફરીન કરવા લાગ્યાં; અને દીકરા! અમો જ્યારે આ સઘળું જોવા જાવામાં રોકાયેલાં હતાં ત્યારે તું તો એક સાધુની સંભાળ તળે ઉપરના માળપર મજેહથી ઉંઘ કહાડતો હતો.

અમોને બાજુમાંના એક બીજા ઓરડામાં લઇ જવામા આવ્યા, કે જે ઓરડાની એક છેડેની દીવાલમાં એક રાક્ષસી કદની દેવી કોતરેલી હતી. આ દેવી ઉંચાઇમાં ત્રીસ ફીટ અને પ્હોલાઇમાં વીસ ફીટ હોવી જોઇએ, અને તેણીને બેઠેલી ઢબમાં કોતરેલી હતી. તેણીનું માથું તેણીના કદ પ્રમાણે બહુ મોટું હતું, તેમજ તેણીના ડોળાબી તેવાજ મોટા હતા. દેવીની બાજુમાંજ એક શખ્સનું પુતળું હતું, કે જે પાંચસો વર્ષની વાતપર જે ધણીએ દેવીને અપમાન કીધું હતું તેનું હતું, કે જે દેવીના શ્રાપથી પથ્થરમા ફેરવાઈ ગયેલો હતો; અને તે હજુબી ત્યાં તેવીજ પથ્થરની હાલતમાં એમનો એમ ઉભેલો હતો. આ સઘળું જોઇ અમો પેલાં પોથાવાળાં દિવાનખાનામાં પાછા આવ્યા, ને પેલા સાધુના સરદારના હોકમથી સઘળાં ગોઠવઇને બેઠાં, પછી તે ગંભીર અવાજે બોલ્યો:—

'બુજરગો! આજથી એક હજાર વર્ષપર આ મારો નાનો કાફર દીકરો, મને તેમજ મારા વડા દીકરાને દુઃખ દઇ નાસી જવા પામ્યો હતો અને જેને મળવા મેં મારી મરતી ઘડીએ ઇચ્છા કીધી હતી, તે આજે કેવી રીતે આપણા હાથમાં આવ્યો છે, જે આપણે એઓને જણાવ્યું છે. માટે હવે એને આપણી મહાન દેવી માતાને ચઢાવવા પહેલાં, એનાં પાપો કેવાં હતાં તેબી એને જણાવવું જોઇએ, કે જેની નોંધ આ મહાભારત પોથામાં કાયમ રાખવામાં આવેલી છે. માટે એ મારા સપૂત હીંચી,' તે મને જોઇ બોલ્યો, 'તું પોતે આ બેઠકપર બેસી આ પોથો અમને વાંચી સંભળાવવાની તસદી લે.'

તેનાં આ ફરમાન મુજબ હું ઉઠયો ને પેલા પોથાની બેઠકપર જઈ ચઢી બેઠો. એ પછી સાધુઓએ મને તે પોથાનું તે મહાન બાદશાહની તવારીખને લગતું ચોથું પાનું કહાડી આપ્યું, અને હું તેમાંની સાફ ગુજરાતી ભાષા જોઇ તાજુબ થયો. મેં જોયું કે એકબી હરફ વાંકો ટીકો કે ભૂલ વગરનો હતો. આવી તે મહાન ગુરૂના ભેજાંની શકિત જોઇ હું હેરત થયો, અને ધીમા પણ સાફ અવાજથી મેં અંદરનું લખાણ વાંચવા માંડયું, કે જે નીચે મુજબ હતુંઃ—

"બેબીલોનનો તે મહાન બાદશાહ કે જે તારીખ ૧૯ મી માર્ચ ઇસવીસન ૯૦૬ ને રોજે મરણ પામ્યો હતો તેને લગતી, તેમ જ તેના બે દીકરાઓ અને તેઓની બૈરીઓને લગતી તવારીખ આ પાનામાં તે મહાન બાદશાહના વઝીરે તે મહાન ગુરૂ પાસે લખાવેલી છે, કે જે બોલેબોલ સાચી છે.

'તે માહાન બાદશાહ કે જેનું મુબારક નામ એમનામાહાત હતું તે આજથી એક હજાર વર્ષપર બેબીલોનમાં જાહોજલાલીથી રાજ કરતો હતો. તેના રાજમાનું એકે એક જણ ખુશહાલ તેમ જ આબાદ હતું; અને દરેક જણ આ બલવાન રાજાને ઉઠતાં ને બેસતાં આશીશ દેતું હતું. આ રાજાને પેટે બે છોકરાઓ થયેલા હતા કે જેમાંના એકનું અને વડાનું નામ હીંચી તેમ જ નાનાનું નામ હલાકુ કરી હતાં.

ઇજીપ્તનો રાજા સિનયાગો કે જે બી આ બેબીલોનના રાજાને જેટલોજ દરેક બાબતમા સુખી હતો તે આ રાજાનો જીવજાનનો મિત્ર થતો હતો. તે એટલાં વેર કે બેઉ રાજા પોતપોતાના દેશ તજી મહીનાના મહીનાઓ એક-એકના ઘરે મેહેમાન તરીકે પડી રહેતા હતા, અને જ્યારેબી તેઓ છુટા પડતા ત્યારે બેઉની આંખમાંથી બેશુમાર આંસુ ટપકતાં હતાં; અને જે પછી તેઓ ગમમાં ગીરફ્તાર થઇ જતા હતા. આ મુજબ તેઓ પાછા એક બીજાને મળતા ત્યારેજ તેઓને ચેન પડતું. ને પછી બેઉ સાથેના સાથે જ રહી મોજ મજાહ કરતા હતા. આ રાજાને પેટે બે છોકરીઓ થએલી હતી કે જેમાંની વડીનું નામ યાલી અને નાનીનું નામ જાંમી કરીને હતાં; અને જ્યારેબી રાજાઓ એક બીજાંને મળવા જતા ત્યારે તેઓ પોતાના છોકરાંઓને સાથે લઇ જતા; અને બેઉના છોકરા છોકરીઓનેબી એક બીજાં વગર ચેન પડતું ન હતું. તેઓ કોઇબી વખત છુટાં પડવા માંગતાં નહી, અને અગર બાદશાહોને પોતાને દેશ જવું પડતું તો તેઓ છોકરાંઓને ત્યાં જ રાખી જતા કેમકે નહિ તો છોકરાંઓ છુટાં પડવા માટે રડીને શોર કરતાં હતાં.

આ મુજબ ઇજીપ્તના બાદશાહ સિનયાગોની નાની છોકરીએ બીબીલોનના બાદશાહ એમનામાહાતને ત્યાંજ પળી, અને છોકરાંઓ સાથેના સાથેજ મોટાં થયાં. તેઓ જોડ જોડમાં જ રમતાં, હસતાં, અને શિખતાં હતાં. તે-ઓમા એમનામાહાતનો નાનો દીકરો હલાકુ, અને સિન્યાગોની નાની દીકરી જાંમી ઘણાં મસ્તાન હતાં, અને આ બેઉની જોડ સાથેની સાથેજ રહેતી હતી. હીંચી અને યાલી ગરીબ હતાં, અને બેઉ એક બીજાંની પૂઠે ભમતાં હતાં. બેઉ છોકરાઓની ઉમ્મરથી બેઉ છોકરીઓની ઉમ્મર નાની હતી, અને જાણે તેઓ નાનપણુથીજ માટી બૈયર લાગતાં હતાં; તેમજ તેઓ જ્યારે 'માંય દીકરાં'નો દાવ રમતાં ત્યારે યાલી હીંચીની બૈરી અને જાંમી હલાકુની બૈરી થતાં, અને તેઓની આ રમત જોઇ બેઉ રાજા મગન થઇ એક બીજાંને આપસ આપસમાં કેહતા કે ભવિષ્યમાં એમજ થવાનું.'

એ મુજબ છોકરાંઓ ધીમે ધીમે મોટાં થતાં ગયાં. સૌથી હલાકુ બહુ મસ્તાન હતો, તે પોતાના વડાભાઇનેબી દમ કસતો. તેનો સ્વભાવ જ ઘણો આકળો હતો. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તે વધારે મસ્તાન બન્યો. આથી તેના બાપ એમનામાહાતે તેને બીજા મુલકના એક બાહોશ મોલવી પાસે એલમ શિખવવા મોકલવાનું દુરૂસ્ત ધાર્યું; કેમકે તે હ્યાં બીલકુલ શિખવાપર ધ્યાન આપતો નહતો, અને બસ આખો દિવસ મસ્તી તોફાન જ કર્યા કરતો. એ મુજબ જ્યારે તે બાર વર્ષનો થયો ત્યારે તેના બાપે તેને બીજાં ભુલકાંઓથી છુટો કીધો, કે જેમ કરતાં જોકે તેને ઘણું દુઃખ તો ઉપજ્યું,–કેમકે છોકરાંઓ એક બીજાં સાથે ઘણાં જ પલોટાઇ ગયેલાં હતાં,–તોપણ તેના બાપે ધાર્યું કે એમ મોહબત કરવા જતાં તે છોકરાનું ભવિષ્ય બગડી જાય, જેથી તેણે જીવ કઠણ કરી હલાકુને તે મોલવીને ત્યાં સઘળી ગોઠવણ કરી દમાસકસ મોકલ્યો.

આ પછી સિનયાગોની બેગમે પોતાની બેઉ છોકરીઓને એમનામાહાતને ત્યાંથી તેડાવી લેવા માંગ્યું, કેમકે તેણીને તેઓ વગર સોહવાતું ન હતું; પણ રાજા એમનામાહાતે માંગી લીધું કે એક છોકરીને પોતાના બેટા સાથે રમવા તેને ત્યાં જ રેહેવા દેવી અને એકનેજ બોલાવવી. આ તેની માંગણી રાજા સિનયાગોની રાણીએ કબુલ કીધી, જેથી રાજાએ નાની છોકરી જાંમીને મોકલાવી દીધી અને વડી છોકરી યાલીને પોતાને ત્યાં રાખી કે જે તેને ઘણી ગમતી હતી.

દિવસો પસાર થતા ગયા અને પેલાં બે છોકરાંઓ સાથેના સાથે જ મોટાં થયાં. તેઓ ઘણાં જ ગરીબ અને નમાના હતાં. હવે હીંચીની વય પંદર વર્ષની અને યાલીની વય બાર વર્ષની થઇ હતી. તેઓ જેમ જેમ મોટાં થતાં ગયાં તેમ તેમ હવે એક બીજાંને શરમથી જોવા લાગ્યાં, અને હીંચીએબી તેણીને બચી લેવાનું છોડી દીધું.

એક દિવસે યાલી બગીચામાં સાંજને વખતે ફરતી હતી, જે વખતે હીંચી પોતાનો અભ્યાસ કરી રહ્યા પછી તેણીને આવી મળ્યો. તેણી તેને

જોઇ શરમથી લાલ બની ગઇ. જોકે પ્યાર શું તે તેણી હજુ સમજતી ન હતી, તોપણ આ વખતે તેણીને પોતે એક મોટી ઉમ્મરની બાનુ હોય તેવું લાગ્યું. હીંચીએ આવી તેણીનો હાથ પકડયો અને તેણીએ શરમીંદગીથી પોતાનું સર નીચું નમાવી દીધું. એ પછી એકાએક તેણીની આંખમાંથી કાંઇબી કારણ વગર આંસુ ટપકવા લાગ્યાં જેથી ઉશકેરાઇ હીંચી બોલ્યો:

'વહાલી, આજે તું રડેછ કેમ? તુંને શું છે?

'કાંઇ નહિ,' તેણી ધીમા અવાજે બોલી, આજે મારૂં માથું ઘણું દુ:ખેછ, તું જતો રહે હીંચી, હું એકલી જ હ્યાં શાંત બેસવા માંગુછ.'

'પણ ચાલની આપણે સાથે બેસીએ,' હીંચી તેણીને બાજુમાંથી પકડી બોલ્યો, 'આજે હું તારી સાથે ઘણી ટકટક નહિ કરશ.'

એ પછી તેણી પોતાની નામરજી છતાં તેની સાથે ગઇ, અને બેઉ એક ઝાડના છાયા તળે બેઠાં. કોઇબી કાંઇ બોલ્યું નહિ. પાંચ મીનીટ, દશ મીનીટ, પા કલાક, પણ એમાંથી કોઇનીબી જબાં આજે ઉપડી નહિ. તેઓને આજે શું થઇ ગયું હતું તે તેઓને બીલકુલ સમજ પડયું નહિ, અને બેઉ એક બીજાંને જોયા વગર ચુપ બેસી રહ્યાં. યાલી એક દરાખના વેલાની જાલી ગુંથી તેની સાથે બેદરકારીથી રમત કરવા લાગી, જ્યારે હીંચી પોતાની બાજુમાની જમીનમાં બેધ્યાનપણે ખાડો ખોદવા પડી ગયો.

આજ વખતે તેઓના બાપો ફરતા ફરતા હ્યાં તેઓની પાછળથી આવી ચઢયા, અને આ બે નાદાન છોકરાંઓ હ્યાં શું કરેછ તે જોવાથકી તેઓ ધીમે પગલે છુપાઇને ચાલી આવી, ઝાડની પાછળના એક બાજઠપર ધ્યાનથી તેઓની વાત સાંભળતા બેઠા.

આવી રીતે ચુપચાપ બેઠા પછી થોડેકવારે હીંચીનો વાત કરવાનો તેમને અવાજ સંભળાયો.

'વ્હાલી,' તે બોલ્યો, 'આજે તું મારી સાથે બોલતી કાંય નહિ? મેં કાંઇ તુને ગુસ્સે કીધી છે?'

તેના આવા સવાલથી યાલીએ તેના તરફ જોયું, અને પછી તેણી જોરથી હસી પડી; તોપણ હીંચી ગંભીર જ રહ્યો. તેણેબી તેણી તરફ જોયું ને પછી ગંભીરપણે પાછો બોલ્યો:—

'યાલી, આજે તારી સાથે હું કાંઇ ગંભીર બાબતપર વાત કરવા માંગુછ, માટે તું એમ હસના.'

'એ વરી શું છે?' તેણી પાછું હસતાં બોલી, 'હીંચી! એ આજે તું પપ્પાના જેવો એટલો બધો ડાહ્યો ડોહરો સાએ થઇ ગીયો? ને એમ બીક લાગે તેવું મોહડું કરીને મારી સાથે કાંય વાત કરેછ?'

'નહિ યાલી,' તે બોલ્યો, 'હમેશ એમ જ મોટાં માણસો કાંઇ બારીક વાત કરવી હોયછ ત્યારે ગંભીર થઇને જ બોલેછ અને દરેક સમજુઓ તેને ગંભીર થઇને જ સાંભળે છે; માટે યાલી તુંબી હમણાં ગંભીર થઇને સાંભળ નહિ તો હું તારી સાથે કદી બોલશ નહિ. જો કંઇ ઘણી જ ગંભીર વાત છે!'

'પણ એવું બધું ગંભીર તે શું હોસે? વરી પાછો આજે રાંધણીમાંથી અચાર કે મુરબ્બો ચોરવાનો મનસુબો હોશે!' તેણીએ નીર્દોષપણે જવાબ આપ્યો.

'નહિ યાલી, હમણા હું કાંઇ માટી મૅએરની વાત કરવા માંગુછ,' તે હજુ ગંભીરતાથી બોલ્યો. તેના આવી રીતના બોલવાથી યાલી શરમઇ ગઇ.

માટી મૅયરને લગતી તેની આ વાત શું હોશે તે તેણી સમજી ગઇ હોય એમ તેણીના શરમથી લાલ થઇ ગયેલાં મોંઢાંપરથી દેખાઇ આવતું હતું. તેણી લજવાઇને નીચું જોતી ચુપજ બેઠી, અને આ વખતનો તેણીનો દેખાવ એક ચીતારા માટે યોગ્ય હતો.' 'દીકરા હું જ્યાં તેણીની ખુબસુરતીનું વર્ણન કરતો નથી કેમકે તું જાણેછ કે તેણી કોણ હતી. તેણી તારી મા આઇજ હતી અને

તેણીની બાજુમાં બેઠેલો હીંચી તેબી પેલો ભવનો હું જ હતો. તેણીની ખુબસુરતીનું વર્ણન તે પોથામાં હદબહાર લખેલું હતું, જે સઘળું બાતલ કરી મેં તે પોથામાં આગળ શું વાંચ્યું તે હું તુને જણાઉં છું.'

"તેઓ આ મુજબ ચુપચાપ બેસી રહ્યાં, અને પાછી કોઇની જબાં ઉપડી નહિ. એ પછી હીંચીએ હીંમત કરી તેણીનો એક હાથ પકડયો ને તે ગુંગલાતે અવાજે જેમતેમ ધીમેથી બોલ્યો:

'યાલી! તું મારી બૈરી થશે?'

તેના આ સવાલથી તેણી શરમથી વધુ લાલ થઇ ગઇ, અને પછી તેણીની આંખમાંથી બેસબબ આંસુ ટપકવા લાગ્યાં. આથી વધુ ઉશ્કેરાઇ હીંચી તેણીને પોતાની ગોદમાં દાબી બોલ્યો:

'યાલી, તું મને જે હોય તે ખરેખરૂં કહી દે. તું શરમા ના. બોલ તારે ના કેહેવું હોય તો ના કેહે જેથી જોકે મને કંઇબી નુકશાન થવાનું નથી, તોપણ તારા ગમમાં હું ઝુરી જવસ,' અને એમ બોલી તેબી પોતાના ખીસાંમાંથી રૂમાલ કાહાડી તે આંખે દાબી રડવા લાગ્યો.

તેને આમ રડતો જોઇ યાલી હવે ગંભીર બની ગઇ અને તેણીએ તેને રડતાં અટકાવ્યો. જે પછી બેઉએ એક બીજાંને પોતાની આંસુથી ભીજાયેલી આંખોએ જોયું, અને એમ કરતાં તેઓથી થું દઇને હસાઇ પડાયું. હવે તેઓ બેસબબ એટલાં તો હસવા લાગ્યાં કે તેઓ હસ્તાં હસ્તાં એક બીજાંના દીલપર તુટી પડયાં, અને તેમ કરતાં એક બીજાંને કોટી કરી તેઓએ બકીઓ લીધી.

આ સઘળો રમુજી દેખાવ જોવાથી પેલા ભરઇને તમાસો જોતા રાજાઓથીબી જોરથી હસાઇ જવાયું, અને આ અવાજ કયાંથી આવ્યો તે જોવાથકી પેલાં આશક માશુકો ચમકીને આમતેમ જોવા લાગ્યાં. તેઓની નજર તેઓના પિતાઓપર પડતાં જ તેઓ શરમઇને ગંભીર બની ગયાં. બેઉ રાજાઓએ પોતાના ભુલકાંઓને પેટમાં ચાંપ્યાં જે પછી તેઓએ બેઉના હાથ એકમેકસે મેળવી

વીંટીઓ પહેરાવી ત્યાંને ત્યાંજ અદરાવ્યાં. બાદ તેઓ મહેલમાં ગયાં અને ખાણી પીણી તેમજ તમામ શેહેરમાં રંગરાગ કરવાનો હોકમ કીધો.

આ મુજબ હીંચી અને યાલી અદરાયાં, જે વખતે હીંચી પંદર વર્ષનો અને યાલી બાર વર્ષના હતાં. તેઓનાં લગન બીજાં ત્રણેક વર્ષબાદ કરી આપવાનો રાજાઓનો મનસુબો હતો, અને એ ત્રણ વર્ષબી પસાર થતાં કશો વિલંબ લાગ્યો નહિ. આ અરસામાં હીંચી જાતજાતના હુનરની તાલીમ લઇ બહુ બાહોશ થયો હતો. તે ખગોળ વિદ્યા, જ્યોતિશ વિદ્યા, ભુસ્તર વિદ્યા, તેમ જ ભૂગળ વિદ્યામાં બહુ ફાવી નીકળ્યો ને પોતાના જ્ઞાનથી ભલા ભલા ઉસ્તાદોનેબી એક કોરે બેસાડવા લાગ્યો. તેને આ સઘળી કેળવણી ઉસ્તાદ ગુરૂ હ્યુગો પાસે મેળવી હતી, કે જે તેનો ઉસ્તાદ હતો.

વળી જાતજાતની લડાએક કવાએતમાં પણ તે એકો થયેલો હતો, અને તીર કામટાંની નીશાણ બાજીમાં તો તેના જેવો આખાં મુલકમાં કોઇ ન હતો. પોતાનો સઘળો હુનર તે ઉકમદથી તેની અદરાયલીને દેખાડતો, અને તેણીનેબી તરેહવાર શિક્ષણ આપતો હતો.

એ મુજબ ત્યારે ત્રણ વર્ષ વહી ગયાં, અને તેઓના માબાપોએ તેઓને પરણાવી આપવાનો વિચાર કીધો. તેઓએ એક સારો દિવસ નક્કી કીધો 'ને તે રોજે તેઓની શાદી હતી એવો ઢંઢેરો આખાં શહેરમાં પીટાવ્યો. આથી તમામ શહેરમાં એક મહિના અગાઉથી રંગરાગ મચી રહ્યો. રાજાઓએ પોતપોતાના પરોણાઓને નોતરાં મોકલ્યાં તે એટલાં વેર કે દુર દેશાવર વસતાં દોસ્ત આશનાવોનેબી તેડાવવામાં આવ્યાં અને તેઓને મુસાફરીનો સઘળો ખરચ તેમ જ સરસામાનબી પુરો પાડવામાં આવ્યો; અને આ મુજબ એમનામાહતનો નાનો બેટો હલાકુ કે જેને દમાસ્કસના એક રાજવંશી મોળવીને ત્યાં એલમ શિખવા મોકલાવેલો હતો તેનેબી આ લગનની ખુશાલીમા ભાગ લેવા માટે આવવાથકી નોતરૂં મોકલવામા આવ્યું; તેમ જ શેહેનશાહ સિનયાગોની બાનુ અને તેઓની નાની બેટી જાંમીબી ત્યાં આવવા માટે કેરોથી ઉપડી ચુકાં.

આવી રીતની ધમચકરી ચાલી રહેલી હતી, તેમાં લોકોએ શાહજાદાને માનપત્ર આપવાનો એક મેળાવડો કરવાનો વિચાર કરી વધારો કીધો. તે દિવસ શાહાજાદાના લગનની બે દિવસ આગમજનો ઠરાવવામાં આવ્યો, ને આને માટે સઘળી તૈયારીઓ ચાલી રહી. શેહેરની વચમાંની એક ખાલી જગ્યાપર એક મસ મોટો મંડપ ઉભો કરવામાં આવ્યો, અને તેને સણુગારવામાં જરા કે જેહેમતની કાંઇબી બાકાત રાખવામાં આવી નહિ. આ મંડપ ત્રીસ હજાર માણસ બેશી શકે એટલો મોટો બનાવવામાં આવેલો હતો અને પરોણાઓને જમાડવા માટેની મીઠાઇઓ બનાવવા થકી દેશ દેશના મીઠાઇ બનાવનારાઓને તેડવામાં આવેલા હતા; કે જેઓ પોતાના કામપર અત્યારથી જ મંડી ગયા હતા. આ મીઠાઇઓ તેમ જ જાતજાતનાં ફળોનાં શરબતો બનાવવા માટે એક ખાસ જુદો મંડપ ઉભો કરવામાં આવ્યો, અને ત્યાં કીસમ કીસમના મિષ્ટાનો તૈયાર કરવા માટે દસ હજાર ભઠિયારાઓ કામે લાગી ગયા. દેશ દેશાવરના અમીર ઉમરાવોએ આ મેલાવડા વખતે ભેટ કરવાના નજરાંણાંઓ તૈયાર કરી રાખ્યાં, અને એ મુજબ સઘળાં તે ભાગ્યશાલી દિવસની ઇંતેજારીથી રાહ જોવા લાગ્યાં.

આખરે તે દિવસને ફક્ત પાંચ દિવસ જ બાકી હતા જ્યારે પેગામચીઓ ખબર લાવ્યા કે બાદશાહનો નાનો બેટો હલાકુ સીરીયાનું જંગલ કાંઇબી અકસ્માત વગર પસાર કરી સહીસલામત પોતાના રસાલા સાથે શેહેરની સરહદ ઉપર આવી પુગ્યો હતો. આથી હીંચી એક મોટાં લશ્કરની સ્વારી લઇ તેને એસ્તેકબાલ લેવા ગયો, અને ઘટતાં માન સાથે તેને શેહેરમા લઇ આવ્યો. બાદ મેહેલમાના તેને માટે ખાસ આરાસ્તે કીધેલાં એક દિવાનખાનામાં તેને ઉતારો આપવામાં આવ્યો.

એમનામાહાત બાદશાહ પોતાના આ નાના દીકરાને ઘણે લાંબે વખતે પેટમાં ચાંપતાં પોતાની આંખમાંના આંસુ થોભાવી શકયો નહિ, અને તે તેને કોટી કરી બેશુમાર બચીઓ લેવા લાગ્યો. તે હવે શિખી કેલવાઇને ઘણો

હુશિયાર થયેલો હતો, તેની ઉમ્મર હાલમા સતર વર્ષની હતી એટલે તે પોતાના ભાઇ હીંચીથી એકજ વર્ષ નાનો હતો. વળી તે પોતાના ભાઇ કરતાં બેહદ ખુબસુરત હતો, અને તેના ભાઇ કરતાં તેનો દેખાવ બહુ દબદબા ભર્યો લાગતો હતો.

મુસાફરીની થાકથી ફરાગાત થયા પછી હલાકુ પોતાની મા તેમ જ ભોજાઇ યાલીને મલવા તેઓના દિવાનખાના આગળ ગયો, કે જેઓને તેને હજુ જોયાં ન હતાં. યાલી તેને દિવાનખાનાની ચાલમાં મળી અને હલાકુ તેણીને ભેટી પડવા દોડયો. પણ તેણીના શરમથી લાલ થઇ જવાથી તે અચકી ગયો અને હવેજ તેને ભાન આવ્યું કે હવે તે કાંઇ બાલક ન હતો. તેણે તેણીને ઘટતી ઇજતથી સલામ કીધી, કે જેનો જવાબ તેણીએ પૂર ગંભીરાઇ અને અદબ અદાથી આપ્યો. જે પછી બેઉ ત્યાં જ ઉભાં રહી એક બીજાંને બાડે ડોળે જોવા લાગ્યાં, અને થોડોક વખત આમ ઉભો રહેવા પછી હલાકુ અદબથી બોલ્યો:—

'મેહેરબાન બાનું, તમારા સુખી દિવસ માટે મને તમને મુબારકબાદી આપવા દો. હું જાણીને ખુશ છું કે હીંચી તમારો ચાહા જીતી શકયોછ, અને હું ઇચ્છુંછ કે તે તમને બધી બાબતમાં સુખી કરે.'

હજુબી આ તેના બોલવાનો યાલીએ કશો ઉત્તર આપ્યો નહિ, તેણીને હમણાં શું થતું હતું જે તેણી પોતે સમજી શકી નહિ. તેણી થોડો વખત આમ ઉભી રહી પછી ગંભીરાઇથી બોલી.

'ભાઇ હલાકુ, આટલો વખત આમ ચુપ ઉભાં રહેવાથી તમે કાંઇબી અપમાન લઇ જતા ના. મારી હમણાં જરા તબિયેત ઠીક નહિ હોવાથી હું દર ગુજર માંગી લઉં છું હું થોડાજ વખતમાં તમને પાછી મળશ, તેટલાં મને માફ કરો.'

એમ બોલી તેણી પેલી સીધી ચાલમાંથી ધીમે કદમે ચાલી ગઇ. હલાકુ તેણીની અદબ અદા, ચાલઢાલ, રૂપરંગ જોઇ એટલો તો અજાએબીમાં

લીન થઇ ગયો કે તે તેણીને બેધ્યાનપણે ચાલી જતાં જોવા લાગ્યો; અને મોટી અજાયેબીથી જ્યારે તેણે જોયું કે ચાલમાંથી ચાલી જતાં તેણીએબી ફરીને તેને જોઇ ઝડપમાં પોતાનું ડોકું ફેરવી નાખ્યું હતું, કે જેથી બેઉની આંખ એકબીજાં સાથે મળી હતી,—ત્યારે તે તાજુબગીમાં અર્ધ ઘેલો બની ગયો, અને ધીમે કદમે પોતાનું માથું નીચું રાખી તે ચાલ છોડી ગયો; કે જ્યારે તેના વિચારો તેણીની ખુબસુરતીપર જ લાગી રહેલા હતા. તે તેણીના પ્યારમાં પડયો હતો.

અને યાલીના બાબમાંબી તેમ જ હતું. તેણી પોતાના ઓરડામાં ગઇ, અને બીછાનાપર ઉંધે મસ્તક પડી દુસ્કે દુસ્કે રડવા લાગી. આ રડવાનો સબબ તેણીને માલમ પડતો ન હતો, પણ હલાકુનો ચેહેરોજ તેણીની સામે આવી ઉભો રહેતો, કે જેનો જ તેણી આ વખતે વિચાર કરતી હતી. તેણીએ હલાકુને હીંચી સાથે સરખાવી જોયો, ને તરતજ કબૂલ કરી લીધું કે હલાકુ હીંચી કરતાં લાખ દરજજે દરેક બાબતમાં સરસ હતો. 'શું એનો દબદબા ભર્યો દેખાવ!' તેણી હમણા પોતાના મન સાથ બોલતી હતી, 'શું એનું કસરતથી કસાયલું મજબૂત ને કદાવર આંગ! શું એની કાઠી! ને શું એનો ખુબસુરત ચેહરો! અફસોસ! હીંચી તો એની જુતીનેબી પુગે નહિ,' અને આટલું ઉશકેરાઇને પોતાના મન સાથ બોલી તેણી ધુમ રડવા લાગી.



## પ્રકરણ ૧૩ મું.

## પ્યાર! પ્યાર! તું શું શું કરી શકે છે?

એ પછી બીજે દિવસે સહવારના તેણી એકલી બગીચામાં ફરવા ગઇ. તેણી જે ઓરડામાં હલાકુ ઉતરેલો હતો તે બાજુ ગઇ અને તેના ઓરડાને દુરથી તાજુબીથી પ્યારભરી આંખે જોવા લાગી. તેનો ઓરડો મેહેલના ભોંય-તળિયેજ હતો, અને તે ઓરડાની બે બારીઓ બગીચામાં ઉઘડતી હતી, કે

૭

જેને રેશમી પડદા કીધેલા હતા. તુરત તેણીએ વિચાર કીધો કે આ બારી આગળ જઇ જરા પડદો ખીસાડી તેના ઓરડામાં ચીમઇને જોવું. તેણીએ ધાર્યું કે તે હજુ બીછાનામાંજ સુતેલો હશે, અને તેણીને તેનો ખુબસુરત ચેહેરો તેના જાણ્યા વગર એકચિત્તે જોવાની તક મળશે.

આથી તેણી આજુબાજુ જોઇ તેના ઓરડાની બારી નીચે ગઇ, અને બહુ સંભાળથી પડદો ખીસેડી માંહે જોવા લાગી. તેણીએ ખુશાલીથી જોયું કે હલાકુ હજુ ઉંઘમાં જ હતો, જેથી તેણી કશાબી ચીંતા વગર તેનો સોહામણો ચેહેરો એકી ટગરે બારીકીથી ટીકવા લાગી. તેણી આવી રીતે ખાસી બે મીનીટ ત્યાં જોતી ઉભી રહી, અને કોઇ આવી જશે એવીબી ધાસ્તી તેણીને રહી નહિ. તેણી એટલાં વેર બેફામ બની ગઇ કે હલાકુ પલંગપર હીલચાલ કરવા લાગ્યો જેબી તેણીએ જોયું નહિ, અને જ્યારે તે આમ હીલચાલ કરી સરવાળે બીછાનામાં ઉઠીને બેઠો ત્યારેજ તેણીને સઘળું ભાન આવ્યું. તેણી એકદમ ચમકી, અને પેલી બારી આગળથી પોતાનું ડોકું ખસેડી નાંખ્યું, પણ હજી તો તેણી એમ કરે એટલામાં હલાકુએ તેણીનો ખુબસુરત ચેહેરો જોઇ લીધો; તેઓની આંખ એક બીજાંસે મળીબી ગઇ. તે એકદમ ઉઠી બારી આગળ આવ્યો ને પેલો પડદો ખીસેડી તેણીને જોવા લાગ્યો. તેણી આ વખતે શરમથી લાલચોળ થઇ ગયેલી હતી. પહેલાં એક પળ કોઇ બોલ્યું નહિ, પણ પછી હલાકુ બોલ્યો:

'સહવારના ઉઠતાંને વાર તમારો ખુબસુરત ચેહેરો જોવા માટે હું પોતાને ભાગ્યશાલી સમજુ છું, બાનુ તમારી કાંઇ ફરમાસ છે? તમે હ્યાં શું કામ આવ્યાં?'

'નહિ કાંઇ નહિ,' તેણી ગભરાટથી અચકીને બોલી, 'તમે મુસાફરીથી થાકીને આવ્યા છો જેથી તમારી બધી સગવડ સચવાઇ છે કે નહિ તે જોવા થકી મે તમારા ઓરડામા જોયું. તમો મુસાફરીથી બહુ થાકી ગયેલા દીસો છો. સીરીયાનું જંગલ પસાર કરતાં કોઇબી મુસાફર થાકેલો નહિ હોય

એવું મારા સાંભળવામાં આજ સુધી આવ્યું નથી. તમે મ્હોડું ધોઇને ત્યાં બગીચામાં જરા હવા ખાવો એટલે તમે હુશિયાર થઇ જશો.'

'હું હમણા જ આઉં છું,' તેણી સાથે ફરવાનુ મળશે એ વિચારથી ખુશ થઇ હલાકુ મગન થતો બોલ્યો.

આ પછી તેણી તેના ઓરડા આગળથી ચાલી ગઇ અને બગીચામાંના એક બાજઠપર જઇ બેઠી. આ વખતે તેણી તેના ખુબસુરત ચેહેરાનો જ વિચાર કરતી હતી. જાણે તેણી પોતાનું તમામ ભાન ભૂલી ગઇ હતી. તેણીને હમણા લાગતું કે કાંહાણી કીસ્સામાં વાંચેલો પ્યાર કેવો હશે તે તેણીને આજ સુધી ખબર નહતું, અને તેનો અનૂભવ હમણાં જ તેણીએ મેળવ્યો હતો. હીંચી સાથે તેણીએ પ્યાર કીધો હતો, પણ તે વખતે તેણી તદન નાદાન હતી અને પ્યાર શું તે બિલકુલ સમજતી નહતી. હમણા તેણી પોતાની ઉમ્મર પ્રમાણે અકલમંદ થએલી હતી, અને હમણાં જ તેણીને પ્યારની પરીક્ષા થઇ હતી.

તેણી આવા આવા તુરંગોમાં બેઠેલી હતી, જેવામાં પાછળથી આવતાં કોઇના પગલાં તેણીએ સાંભળ્યાં. તેણીએ પાછળ ફરી જોયું તો હલાકુને પોતા તરફ આવતાં દીઠો. તેણીએ તેનો સુંદર ચેહેરો અને સીધું આંગ જોયું, અને તેણીથી 'કેવો ખુબસુરત!' કરીને મનમાં બોલાયા વગર રેહેવાયું નહિ. તે તેણી તરફ આવ્યો અને તેણીની બાજુમાં બેઠો. કે જેથી તેણી પાછી લાલ લાલ થઇ ગઇ.

આ વખતે મેહેલની અગાશીપર હીંચી બીછાનેથી ઉઠી સવારનો રળિયામણો દેખાવ જોતો ઉભેલો હતો, જેણે આ બે જણને સાથે દીઠાં. આથી-તે મગન થઇ મગરૂરી લેવા લાગ્યો અને મન સાથ પોતાના નાદાન વિચારોમાં વમાસવા લાગ્યો કે હલાકુ તેણીની ખુબસુરતી જોઇ છક થઈ જશે, અને તે આવી ખુબસુરત બૈરી મેળવવા માટે તેને ચીકુઉ કરશે. તે આજે જ હલાકુને પોતાની ભવિષ્યની મોહરદાર સાથે ઓળખાણ કરાવનાર હતો, અને આવી રીતે તેઓ એકબીજાં સાથે પોતાની મેળે મળી જવાથી તે ખુશ થયો, અને

તેઓ સાથે બાગમાં ફરવાના વિચારે તેઓ આગળ જવા, જલદી મોહોડું હાથ ધોઇ કપડાં બદલવા દોડયો.

મોઢું હાથ ધોતાં અને કપડાં બદલતાં તેને ખાસો અર્ધો કલાક લાગ્યો. તે હવે પાછો અગાશીપર આવ્યો અને હેઠે પેલાંઓ છે કે નહિ તે જોવા લાગ્યો. તેણે બાજઠ ખાલી દીઠો, પણ દુર ચોપાસ નજર ફેંકતાં તેણે ફળફુલાદીના ખેતરમાં ધીમેથી સાથે ચાલતા બે આકારો જોયા. આ તેવોજ હશે એવું ધારી તે નીચે બાગમાં આવ્યો અને તેઓ પૂઠે જવા લાગ્યો. તેઓ ઘણા દુર નીકળી ગયેલાં હતાં, અને હવે તેઓ એક નાના ટેકડાની પાછળ ગયેલાં હોવાથી તેને દેખાતાં નહતાં. તે ઉતાવળે પગલે ચાલ્યો, અને તે ટેકડાની થોડેક દુર આવી લાગતાં તેને તેઓને એક પથ્થરપર સાથે બેઠેલાં દીઠાં. આ બાજુની જગ્યા ટેકાટેકરયાવાળી હતી અને ત્યાં પુશકળ નાના નાના ટેકડાઓ થઇ રહેલા હતા. તેઓ જ્યાં બેઠેલાં હતાં તેની પાછળ તેમજ સામે પણ એક નાનો ટેકડો હતો, અને તેઓની સામેના આ ટેકડા પાછળ ભરાઈ એકદમ તેઓ સામે નીકળી આવી તેઓને બીધરાવવાનો તેણે વિચાર કીધો. આ મુજબ તે એક લાંબો ચકરાવો લઇ પેલા ટેકડા આગળ આવી લાગ્યો. આ ટેકડાની બાજુમાંજ એક ઉંડો ખાડો હતો, અને આ ટેકડાપર એક નાની પગડીપરથી જવાતું હતું.

તેઓને બીધરાવી મારવાના ખ્યાલથી ખુબ ગેલમાં આવી જઇ આ પગથીપરથી તે દોડતો કે ચઢી ગયો. જુના જુના કાંકરા ત્યાં પુશકળ હતા જેપરથી તેના પગ ખરર દઇ લપસી જતા હતા, પણ તેની દરકાર કર્યા વગર તે ઘેલા ગાંડાની કાણી એકદમ ઉપર ધસી ગયો. તેની મોટી મુશકેલી એ હતી કે તેઓને બીધરાવી મારવાના ખ્યાલથી તેનાથી હસાઇ જવાતું હતું, અને જોરથી હસાઇ જવાઇ તે ઉઘાડો પડી નહિ જાય તે માટે તેણે પોતાના રૂમાલનો દાચો એક હાથે મોઢે દીધો હતો.

આવી રીતે તે ઉપર ધીમે કદમે ચઢી આવ્યો, અને મનમાં હસતાં હસતાં પેલા ટેકડાની પાછળ ભરાઇને બેઠો. તે જ્યાં બેઠો હતો તેની

બાજુમાંજ પેલો ઉંડો ખાડો હતો, અને એક પગલું પાછળ હઠતાં ખાડામાં પડી જવાય તેમ હતું; જેથી તે પેલી પગથીપર પગ ટેકાવી બે હાથે મજબૂત ટેકડાના પથ્થરો પકડી બેઠો હતો; અને હવે એકદમ ઉઠી પેલાંઓને બીધરાવવાનો તેણે વિચાર કીધો, જેથી તે પેલા પથ્થરની પછવાડેથી ઓચીંતો ઉઠવા ગયો, પણ પેલાંઓનો વાત કરવાનો અવાજ આવવાથી તેઓ શું વાત કરે છે તે જાણવા થકી તે પોતાની જગ્યાપરજ બેસી રહ્યો, અને ધ્યાનથી તેઓની વાત સાંભળવા લાગ્યો, કે જે આ મુજબની હતી:—

'પણ બાનુ!' હલાકુ ધીમા પણ સંભળાય તેવા અવાજથી બોલ્યો, 'તમે આ શું કબૂલ કીધું?'

'હું તો તે વખતે બીલકુલ નાદાન એક બાર વર્ષની છોકરી હતી, અને મારા બાવાએ બીલકુલ મારી મરજી પૂછયા વગર મને અદરાવી હતી, પણ જો તેવણ મને પૂછતેબી તોબી હું કાંઇ જવાબ આપી શકતે નહિ; કેમકે તે વખતે હું તદન નાદાન હતી,' વાલી શરમાળપણાથી અચકી અચકીને બોલી.

'ત્યારે આ લગન શું તમારી મરજીથી વિરૂદ્ધ છે?' હલાકુએ પાછું પૂછયું.

'તદનજ.' તેણીએ ધીમા અવાજથી જવાબ આપ્યો.

એક માણસ ગમે તેટલી પુખ્ત ઉમરનો હોય, પણ જ્યાં સુધી તે આ દુનિયાના કાવાદાવા અને દુ:ખ સુખ પોતાની નજરે જોતો નથી, ત્યાં સુધી તે એક નાદાન બચ્ચાં જેવોજ રહે છે. હીંચીના બાબમાંબી એમજ હતું. જો કે તેણે મોટા મોટા અમીર ઉમરાવો સાથે કામ પાડેલું હતું, તેમજ તે એક અઢાર વર્ષનો જવાન છતાં તેણે મોટી મોટી મંડળીઓમાં આગેવાની ભર્યો ભાગ લીધેલો હતો, તોપણ હજી સુધી તે બીલકુલ નાદાન હતો. તે બાજે વખત કાંઇ ગંભીર વાતમાંબી હસી પડતો, યા તો આડું અવળું બોલી દઇ પોતાની નાદાન્યત દેખાડી આપતો હતો; કેમકે તે પોતે લાડમાં ઉધરેલો હોવાથી તેણે આ દુનિયાની જંજાલોમાં ભાગ લીધેલો નહતો; અને જેથી તેને એકબી કાવતરૂં કે બેવફાઇ, કે લુચ્ચાઇ ચોતતાઇ વતરોગે કશુંબી જોયું નહતું.

ત્યારે જ્યારે આજે તેણે તે અનુભવ્યું ત્યારે તે હમણાં એક પળ સુધી જે નાદાન છોકરો હતો તે એક મરદ થઇ ગયો. તેના મોઢાંપરનું સદાનું હસવું ગેબ થઇ ગયું, ને તે ગંભીર બની જઇ પોતાના કાનો ઉંચા રાખી ધડકતે દિલે પેલાંઓની વાત સાંભળવા લાગ્યો. તેઓ થોડીક પળ સુધી ચુપ થઇ ગયેલાં હતાં, પણ પછી હલાકુએ ચુપકીદી તોડી, ને તે આ મુજબ બોલ્યો:—

'અહા! તે એક ઊંડો સ્વાસ લઇ બોલ્યો, 'ગયા, ગયા, તે દિવસો કે જ્યારે આપણે સાથે એકએકની ગોદમાં બેસી મા દીકરાં રમતાં હતાં! મારા બાવાએ મને શિખવવાને બાહાને દમાસકસ મોકલાવી દીધો તે માટે મને હમણાં કેવું લાગી આવેછ! અફસોસ! મારાં આટલાં વર્ષોની ગેરહાજરી પછી તમારી સાથે વાત કરતાં મને કેવું અસીકું ને અજાણ્યું લાગેછ! અગર હું ઘ્યાંનો ઘ્યાંજ રહ્યો હતે તો આજે આપણી દોસ્તી કેટલી બધી ધાડી થતે? અરે! તમારો બચપણનો ચેહેરો મને હજુ યાદ આવે છે, પણ મેં સ્વપ્નેબી ધાર્યું નહતું કે તમે હમણાં આટલાં બધાં ખુબસુરત થશો!'

'મેંબી ધાર્યું નહિ હતું, કે તમે આટલા બધા દેખાવલા ને કદાવર થઇને દમાસ્કસથી આવશો.' તેણી બહુજ ધીમા અવાજે શરમથી બોલી.

તેણે તેણીનો હાથ પકડયો, બેઉની નજર એકબીજાંસે મળી, ને પાછાં બેઉ નીચી નજર રાખી ચુપ બેઠાં.

હીંચી, તેઓની આ સઘળી વાત ગુસ્સાથી લાલચોળ બની જઇ હાંફતો હાંફતો સાંભળતો હતો. તેણે હમણા વિચાર કીધો, કે પેલાંઓ આગળ એકદમ જાહેર થઇ તેઓપર ફીટકાર નાખવો; પણ તેઓના હજુ વાત કરવાનો અવાજ આવ્યાથી તેઓ વધુ શું શું બોલે છે તે સાંભળવાના ખ્યાલે તે એમનો એમ બેસીજ રહ્યો.

'ત્યારે શું તમે મારા ભાઇ હીંચીને કદી ચાહયોજ નથી?' હલાકુએ ઓચીંતો આ સવાલ કીધો, કે જેથી તેણી કંઇક ચોંકી, પણ હુશિયારીથી બોલી:—

'કદી નહિ.

'ત્યારે તમો કોઇ બીજાને ચાહતાં હશો,' વળી પાછું એકાએક તેનાથી બોલાઇ જવાયું, અને આ સવાલ પૂછવા માટે તે કાંઇક પસ્તાયો. આ સવાલથી વધુ ચોંકી તેણીએ તેના તરફ જોયું, પાછી એક બીજાની આંખ મળી, અને પાછાં તેઓ નજર ફેરવી નાખી ચુપ થઇ ગયાં. એ પછી યાલીની આંખમાંથી ઓચીંતાં આંસુ ટપકવા લાગ્યાં, તેણી નીચું જોતી રડવા લાગી. આથી હલાકુને ઘણું લાગી આવ્યું, તેણે તેણીનો હાથ પકડયો, ને મમતાથી બોલ્યો:–

'બાનું, તમને શું છે? તમે રડોછ કાંય? ખરેખર, આ લગ્ન તમારી મરજી વિરૂદ્ધ થશે તો તમને ઘણું ભોગવવું પડશે. એક મેકની ખુશી વગરનાં લગન કદી બી સુખી નીવડતાં નથી; પણ અફસોસ! હવે એમાંથી પાછળ હઠાય તેમ નથી. એને માટેની સઘળી તૈયારીઓ થઇ ચુકી છે, અને રાજના ખજાણામાંથી બે શુમાર પૈસો ખરચાઇ ચુકો છે.'

'નહિ, એમાંથી છુટવાનો એક રસ્તો છે,' તેણી પોતાનાં આંસુ નુછતી ધીમેથી બોલી.

'તે શું? આ લગ્ન થતાં અટકાવવાં એજ કેની?' હલાકુએ ઝડપથી પૂછયું.

'નહિ લગ્ન તો થશે જ.' તેણી અચકાઇ અચકાઇને બોલી.

'લગન થશેજ? અહં, હું સમજયો. પણ કોઇ બીજા સાથે. ઠીક મને તેનું નામ કહી દેવો, હું મારા બાવા સાથે બંદોબસ્ત કરી તમારૂં દુ:ખ ઓછું કરવાને મારેથી બનતું કરીશ.'

'તેનુ નામ તમે તો જાણો છોજ,' તેણી પોતાના બે હાથ આંખે દાબી મોંહું ઢાંકતાં બોલી, ને પછી બહુજ ધીમા અવાજે ઉમેર્યું, 'હીંચીની જગ્યા તે તેનો ભભભાઇ લેલે તોતો'––તેણીથી વધુ બોલાઇ શકાયું નહિ તેણી ગુંગલાઇ ગઇ.

હલાકુ સઘળું ચેતી ગયો, તે ધારતો તોજ કે તેણી તેને માટે બોલતી હતી, પણ તે નહિ સમજવાનું દોલ ઘાલતો હતો; તેમ જ તેણી બી જાણતી હતી કે તેણી કોણ વિષે બોલતી હતી તે તે સઘળું સમજતો હતો પણ શરમનો

માર્યો ઓસકાતો હતો; અને તેણી હજુ બી ચુપ જ રહી હલાકુને જ તેની માંગણી કરવાની ફરજ પાડતે—કેમકે સ્ત્રી જાતીના, શરમાળપણાથી હમેશાં એમ જ બને છે,—પણ તેણીએ જોયું કે લગનનો દિવસ હવે ઘણો નજદીક આવી ચઢયો હતો જેથી આ બાબતમાં હવે વધુવાર મોઘમમાં રહેવામાં સાર નહતો; જેથી તેણીએ આ મુજબ ખુલ્લે ખુલ્લું તેને જણાવી દીધું હતું.

હલાકુએ તેણીને એક વખત ફરીથી જોઇ, બેઉની આંખ એક વખત ફરીથી એક થઇ, પાછાં બેઉ લજવઇ ગયાં; પણ હવે હલાકુએ હિંમત કરી તેણીને પોતાની ગોદમાં લીધી ને તેણીના સુંવાળા ગાળો ચુમીઓથી ભરી નાખ્યા. પછી તેણી લજવઇને ધીમેથી તેની ગોદમાથી છુટી થઇ, ને એકદમ ઉઠી ઉભી થઇ.

આવી રીતે એકદમ ઉઠવાથી તેણીએ પોતાની સામેના પથ્થર પાછળ ભરાએલો એક માણસનો આકાર જોયો, તેની ને તેણીની નજર એક થઇ અને તેણી એક ચીસ પાડી હલાકુના હાથમાં બેશુદ્ધ થઇ ગઇ. તે આકાર એકદમ ઉઠીને ઉભો થયો, ને હલાકુએ શરમીંદગીથી પોતાના ભાઇનો ગુસ્સાથી લાલ થયેલો ચેહેરો દીઠો.

થોડો વખત બેઉ ભાઇઓ એકમેકને અચંબાથી જોવા લાગ્યા. જે પછી હીંચી પોતાની ભરાવાની જગ્યામાંથી બહાર આવ્યો, અને યાલીના બેશુદ્ધ થયેલાં શરીરને જોવા લાગ્યો. તેણીએ બે ત્રણ મીનીટ બાદ આંખ ખોલી, ને પોતાની સાંમે હીંચીને જોવાથી પાછી ગભરાઇને રડવા લાગી. હીંચી રાતોપીળો થઇ બેઉને જોવા લાગ્યો, પછી તે મક્કમ અવાજે બોલ્યો:—

'હમણા જે મેં સાંભળ્યું તે જો ખરૂં હોય તો હું આજ પલે યાલી સાથે થયેલું મારૂં કારજ તોડવાને ખુશી છું.

'ઓ હીંચી, મારીપર દયા કરો, હું હમણાં દિવાની જેવી થઇ ગઇ છું,' યાલી ગુંગલાતે અવાજે રડતાં બોલી.

'ત્યારે શું હમણા તમોએ જે વાત કીધી તે ખરી નથી? શું તમોએ મારી મજાકને ખાતર આ મુજબ વાત કીધી હતી?' હીંચીએ કંઇક ખુશાલીથી આ સવાલ કીધો.

કોઇ કાંઇ બોલ્યું નહિ. હીંચી પાછો ગંભીર થઇ બેઉને ડોલા કકડાવી જોવા લાગ્યો, પછી તેણે મજબૂતીથી યાલીનો હાથ પકડયો ને થથડાવી નાખનારા અવાજે બોલ્યો:–

'બોલ, મને છેલ્લો જવાબ આપ? તું મને ચાહેછ કે નહિ?'

હજુ તેણી કાંઇબી બોલી નહિ, જેથી તેને પાછો આ સવાલ કીધો, અને હવે યાલીએ પોતાના દીલના ભીતરમાંથી 'નહિ' કરીને અવાજ કહાડયો, જેથી તેણે નાસીપાસીનો એક ઉંડો સ્વાસ ખેંચી ઉમેર્યું:–

'ઠીક ત્યારે, હું આને માટે કાંઇબી વાંધો લેતો નથી. હું તો કોઇબી રીતે તુને સુખી થયેલી જોવા માંગુછ; પણ હમણાની તારી આવી ચાલ માટે તું તારા બાપના સખ્ત ઠપકાને પાત્ર થશે, જેથી તારીપર કાંઇબી બોહતાન નહિ આવે એ માટે હું કાંઇ બીજીજ ગોઠવણ કરશ. પણ બોલ ઓ હલાકુ,' તે તેના ભાઇને ડોળા કકડાવી જોઇ બોલ્યો, 'તું યાલી સાથે પરણીને એણીને સુખી કરશે?'

પોતાના ભાઇની આવી ભલાઇથી હલાકુનો અવાજ તેના ગળામાંજ ગંઠાઇ ગયો, તેનાથી બોલી શકાયું નહિ; તે શરમીંદગીથી નીચું જોતો ચુપજ ઉભો રહ્યો. આથી વધુ ઉશ્કેરાઇ હીંચી બોલ્યો:–

'તુંને એણી સાથે પરણવુંજ પડશે, અને એણીને સુખી કરવીજ જોઇશે. નહિ તો, યા ખુદા! હું તારો જાન લઇશ!'



# પ્રકરણ ૧૪ મું.

## નસીબનું ચક્કર.

એટલું બોલી તે ત્યાંથી ગુસ્સાભેર ચાલી ગયો. અફસોસ! ઇનસાન ધારેછ શું ને બનેછ શું! થોડીક મીનીટો અગાઉ ખુશાલીથી ઉછલતાં જીગરે પોતાની પ્રિયાની તેના ભાઇ સાથે મુલાકાત કરાવવાના વિચારથી ખુશ ખુશ થતો તે આવ્યો હતો, અને હમણા તેની ખુશાલી પરપોતા માફક ફુત થઇ ગઇ હતી. તે સદાનો હસ્તો રમતો જવાન હમણા જાણે એક પુખ્ત ઉમ્મરે પહોંચી ગયેલા ને તમામ દુનિયાની જંજાલોમાં સપડાયેલા કોઇ કમનશીબ પુરૂષ જેવો થઇ ગયેલો હતો. તેના કપાલપર વિચારની કરચલીઓ વળી ગયેલી હતી, તેનું સદાનું હસતું મોઢું હમણાં જાણે જનમમાં કોઇ વખત હસ્યુંજ નહિ હોય એવું રડમસ જેવું થઈ ગયેલું હતું. તે પોતાનું સર નીચે નમાવેલું રાખી ગમમાં ગીરફતાર થઇ ચાલતો હતો અને તે કયાં જતો હતો તેનુંબી તેને ભાન નહતું.

મેહેલમાંના પોતાના ઓરડામાં તે આવી પુગ્યો, એટલે બીછાનાપર ઉંધે મસ્તક પડી માહેતમ કરવા લાગ્યો. તે બેઅખત્યાર રડયો, ને રડતાં રડતાંજ આંસુઓ સુકાઇને ચીકત થઇ જવાથી ભરઉંઘમાં પડયો. બપોરના ખાણાનો વખત થવાથી તેના નોકરે આવી તેનું બારણું ઠોકયું, જેથી ચમકી ઉઠી, બારણું ખોલી તેણે નોકરને કહ્યું કે, હમણાં તેનું માથું સખત દુઃખવાથી તેને ભુખ નહતી. એમ કહી તેણે પાછું બારણું ઢાંકી દીધું, ને ઓરડામાં વિચારના વમળમાં આમથી તેમ ડોળા ખાતો ફેરા ખાવા લાગ્યો. વારંવાર તે પોતાના મન સાથ કાંઇ બડબડતો ને અચીંતો એકદમ થંભ ઉભો રહી જઇ જમીનપર કાંઇ જોતો હોય તેમ એકી ટગરે જોઇ એક દિવાના માણુસ માફક ચાળા કરતો હતો. અફસોસ! અફસોસ! થોડાક કલાક અગાઉનો કયાં તેનો બચપણના બહારમાં ખીલતો દેખાવ! ને કયાં તેનો હમણાંનો આફતોમાં જાણે વિંટલાઇ

તારાજ નારાજ થઇ ગયેલો દેખાવ? કેટલો તફાવત! કેટલો ફેર! કેટલો નહિ ધારેલો બનાવ!

આવી રીતે ઘણાક ફેરા ખાઇ આખરે તે પોતાના પલંગપર બેઠો, ને વિચારમાં ને વિચારમાં બબડયો:—'હા, એમ થવુંજ જોઇએ. એમાં કાંઇ મારે જાપતો છે? તેણીએ પોતાના મનગમતા ખાવીંદ સાથે પરણવું જોઇએ, અને એમાં કોઇનોબી દાવો નથી. અગર તેણી સુખીજ થતી હોય તો મારે તેણીને મદદ કરવીજ જોઇએ. હા, હું મદદ કરીશજ.'

એમ બોલી તે પોતાની કબાટ આગળ ગયો, અને તેનું એક ખાણું ઉઘાડી, માંહેથી ખડયો કલમ તેમજ કોરાં ચર્મપત્રો બહાર કહાડયાં, કે જે લઇ તે બાજુની ટેબલપર લખવા બેઠો; અને તેણે આ મુજબનો એક રૂક્કો લખી કહાડયો:—

'મારા મુરબ્બી મહાન બાદશાહ સિનયાગો! જત આ રૂક્કો તમને લખી જણાવવાની હું રજા લઉં છું. લખવા કારણ એ છે જે તમો નામદારની બેટી સાથે મારાં જે લગન થનાર છે, તે માટેનો હું કાંઇ બંદોબસ્ત કરવા માંગું છું. મારી માંગણી એ છે જે તમોએ તમારૂં રાજપાટ મને સોંપી દેવું, તેમજ માલખજાનો વતરોગે જે કાંઈ હોય તે મને આ લગનની રીતમાં આપવું. અગર નહિ તો હું આ લગનથી બાઝ આવું છું, અને મારૂં કારજ તોડી નાંખું છું.

લા૦ તમારો વહાલો,

**હીંચી.**

આવી રીતનો રૂક્કો લખી ઉપર રાજાનું નામ લખી તે પહોંચાડવા માટે તેણે એક નોકરને ફરમાવ્યું, ને પછી પાછું ઓરડાનું બારણું બંધ કરી ગમમાં ગીરફતાર થઇ તે બીછાને પડયો.

બાદશાહ સિનયાગો તેના મેહેલમાંજ રહેલો હતો જેથી નોકરને તે રૂક્કો પહોંચાડતાં ઘણો વિલંબ લાગ્યો નહિ. જે વખતે નોકરે રૂક્કો બાદશાહના હાથમાં

મુકયો, તે વખતે તે એક આરાસ્તે દિવાનખાનામાં બેસી પોતાના મિત્ર અને ભવિષ્યના વેહેવાઇ બાદશાહ એમનામાહાત સાથે મસલ્લતમાં રોકાયલો હતો. તેઓ લગનનીજ વાત કરતા હતા અને કોણ કોણને તેડાં કરવાં તે વિષે તકરાર ચલાવતા હતા.

બાદશાહ સિનયાગોએ બેદરકારીથી પેલો રૂક્કો નોકરના હાથમાંથી લીધો, ને તેટલીજ બેધ્યાનીથી ખોલી વાંચવા માંડયો. જેમ જેમ તે વાંચતો ગયો, તેમ તેમ ગુસ્સાથી તે લાલ બનતો ગયો, તેણે તે રૂક્કો બે ત્રણ વખત વાંચ્યો જે પછી ધિક્કાર ભર્યા ચેહેરાથી બાદશાહ એમનામાહાતના હાથમાં મુકયો. તેણેબી પહેલાં બેદરકારીથી વાંચ્યો, પણ પછી તેબી પોતાના દીકરાની આવી નીચ માંગણીથી શરમીદગીથી રાતો તાતો થઇ ગયો. બેઉ પહેલાં કાંઇબી બોલ્યા નહિ, પણ પછી એમનામાહાતે ચુપકીદી તોડી.

આ બાબતમાં કાંઇ ગંભીર ગેરસમજુતી થયેલી દીસે છે, મને લાગતું નથી કે મારો નમાનો દીકરો પૈસાની આવી નીચ માંગણી કરે. આવો આપણે એની પાસે જઇ મોઢે મોઢું આ બાબતનો ખુલાસો પૂછીયે.'

આ મુજબ બેઉ હીંચીના ઓરડા ભણી ગયા અને ત્યાં આવી તેઓએ તેનો દરવાજો ઠોકયો. થોડાજ વખતમા હીંચીએ નીચું જોતાં દરવાજો ખોલ્યો અને તેઓને અંદર લીધા. તેઓ અંદર જઇ ખુરસીઓપર બેઠા, અને હીંચી હજુ પોતાની નજર જમીનપર જ ઠેરવી રાખી બેદરકારીથી પલંગપર જઇ બેઠો. આ પછી તેનો બાપ બોલ્યો:—

'દીકરા, અમને નોકરે આવી આ રૂક્કો હમણા જ પહોંચાડયો છે. શું એ તારોજ લખેલો છે?'

'હા,' હીંચીએ તરત જ મક્કમપણે જવાબ આપ્યો.

'દીકરા આજે તારાં મગજની હાલત મને ઠીક લાગતી નથી; તુંને શું છે? હકીમને કાંય નહિં બોલાવતો?' તે તેની આગળ જઇ તેના કપાળે પોતાનો હાથ મુકી બોલ્યો.

'નહિ, હું તદન સારી કાંણી છું,' પાછો હીંચીએ તરતજ ઠરાવભરેલા અવાજે જવાબ આપ્યો.

'પણ ત્યારે આવી રીતનુ લખાણ તું તારાં મગજની બેફામીમાં જ કરી શકયો હશે, બાકી તું આવું લખેજ નહિ. બોલ દીકરા, તેં એ મજાકમાં જ લખેલું હતું ની ? આજે તારી તબિયત જ મને ઠીક લાગતી નથી. આ શું તારી આંખબી જાણે બેશુમાર રડયાથી લાલતુટી જેવી થઇ ગઇ છે; આજે દીકરા તું એવો સોરઇ સુકઇ રડમસ જેવો સાએ થઇ ગયો ?'

'નહિ બાવા, હું તદન સારી હાલમા છું, અને મેં મારી મગજની પૂરતી સાવચેતીમાં જ આ રૂક્કો લખેલો છે. એમાં મેં ખોટું કે વાંધા ભરેલું જરાબી લખેલું નથી. આજ કાલ એકે એક છોકરો રીત વગર પરણતો નથી.' હીંચી એક અવાજે સડસડાત નીચું જોતો બોલી ગયો.

'પણ મારા દીકરા,' તેના આવા જવાબથી એકદમ ઉશકેરાઇ જઇ પણ તરતજ પાછા નરમ પડી જઇ રાજા તેને પતાવતાં બોલ્યો, 'રીત તો તુંને મળેલી જ છે, અને તે એક રાજવંશીના બેટાને મળે તેથીબી વધારે છે. દીકરા આજે તું એવાં બચાં જેવાં ઘેલાં ગાંડાં શું કાહાડે છે ?'

'નહિ બીલકુલ કાંઇ નથી; મને તો સઘળું રાજપાટ જોઇએ છે.' હીંચો પાછો એકદમ ઠરાવથી બોલી ઉઠયો.

તેના આવા જવાબથી બેઉ રાજાઓ ઘણા ઉશ્કેરાઇ ગયા, ને રાજા એમનામાહાતને પોતાના બેટાની આવી ચાલથી લજવાઇ તેના દોસ્ત સામે નીચું જોવું પડયું. તેઓ થોડોક વખત ચુપ રહ્યા, પછી રાજા એમનામાહાતે તેના મિત્રને ઇસારત કરવાથી બેઉ ઓરડો છોડી ગયો. ઓરડો છોડયા પછી એમનામાહાત પોતાના મિત્રને કેહેવા લાગ્યો: 'વહાલા દોસ્ત, તું આ બાબેનો જરાબી અંદેશો કરતોના. આજે મને એની તબિયતજ બીલકુલ બગડી ગયેલી દીસે છે, જેથી એ એવો થઇ ગયો છે. આપણે હકીમ પાસે એના મગજની તપાસ કરાવીશું ને પછી એને આ બાબત પાછી પૂછીશું.'

રાજા સિન્યાગોનેબી આ વાત પસંદ પડી, અને તેબી કહેવા લાગ્યો કે આજે હીંચી બહુ શોકાતુર તેમજ રડમસ જેવો દીસતો હતો. આથી તેઓએ મનસુબો કરી રાજવૈદને તેની તપાસ કરવા થકી મોકલી આપ્યો, અને પછી બેઉ પોતપોતાની વાતમાં પાછા મસગુલ થયા.

થોડા વખતમાં વૈદ્ય તેઓને આવીને પાછો મળ્યો, અને કેહેવા લાગ્યો કે હીંચીની તબિયેત બિલકુલ ઠીક હતી. આ પછી હલાકુ અને યાલી આવી લાગ્યાં, બેઉ રાજાએ તેઓને પેલો રૂક્કો વંચાવ્યો, અને તેઓને સઘળી હકી-કતથી વાકેફ કીધાં. તેઓ પેલું કાગળ વાંચી ફીક્કાં મારી ગયાં, અને બેઉ એકબીજાંને ગભરાટથી જોવા લાગ્યાં; તોપણ તેઓ કશું બોલ્યાં નહિ. એ પછી રાજા એમનામાહાતે પોતાની બેગમને બોલાવી મંગાવી, અને તેણીને સઘળી કેફિયત કહી. તેણીબી આ વાતથી બહુ તાજુબ થઇ. બાદ હીંચીને તેડાવવામાં આવ્યો, તે નીચું જોતો ગુપચુપ ઓરડામાં દાખલ થયો, અને એક ખુરશીપર જઇ બેઠો. તેની મા તેની નજદીક જઇ તેને સમજાવવા લાગી, પણ તે કાંઇબી હાલચાલ કર્‌યા વગર ચુપજ બેશી રહ્યો. પછી તેનો બાપ તેની નજદીક ગયો, અને ગંભીરપણે બોલ્યો:—

'દીકરા, આજની તારી ચાલથી હું ગમમાં ગીરફતાર થઇ ગયો છું, હું નહિ ધારતોતો કે તું આવો લોભ્યો નીકળશે. હજુબી એ હઠ છોડી દે અને આવી તારી બેવકુફીભરી માંગણી પાછી ખેંચી લે. એ તો હોય, જયાંસુધી માણસ વીસ વર્ષની ઉપરનું થતું નથી, ત્યાંસુધી તેનામાં ખરૂં ખોટું પારખવાની શક્તિ બરાબર ખીલેલી હોતી નથી. અમેબી વળી નાદાન હતા, ત્યારે એવાજ બેસમજ હતા!'

'નહિ, બાવા, હમણા મને પુરેપુરી સમજ છે, અને જે હું કરૂંછ તે બરાબર સમજું છું. મારી આ માંગણીમાં બેવકુફી ભર્યું જરાબી નથી, અને હું એ શરત મુજબજ શાદી કરશ, નહિ તો કદીબી નહિ.' તે પોતાની નજર જમીનપરજ ઠેરવી રાખી સડસડાત બોલી ગયો.

'ઓ પાપી! ખબીસ! લોભ્યા!' તેના આવા જવાબથી એકદમ ઉશ્કેરઇ જઇ રાજા ગુસ્સાથી બોલ્યો, મને ખબર નહિ કે તું આટલો બધો નીચ ને બેવકુફ નીકળશે. અફસોસ! અફસોસ! બચાંની નાનપણની શકલ જોઇ આપણે કેવા સારા વિચારો બાંધિયેછ! પણ તે કેવા ખોટા પડેછ! ઓ બેવકુફ ગદ્ધા! તું બૈરીને પરણવા માંગેછ કે પૈસાને? જા, તારાં કરમ ફુટેલાં, કે તું આવી એક ખુબસુરત અને ફરેસ્તાઇ ખસલતની ધણિયાણી મેળવવામાં નિશફળ નીવડયોછ, જા, તારૂં કાળું કર, કાલ સવાર સુધીમાં તું મારા મેહેલમાંથી નીકળી જજે, આજથી તું મારો બેટો નહિ, અને હું તારો બાપ નહિ.'

આટલું બોલી બાજુમાંના એક સોફાપર તે ફસડાઇ પડી ઝારઝાર રડવા લાગ્યો. તેની રાણી તેમજ રાજા સિનયાગો તેની પાસે જઇ દીલાસો દેવા પડયાં, અને આવી રીતે તેઓ રોકાએલાં હતાં, તેટલાં હીંચી ચુપચુપ બેઠકપરથી ઉઠયો અને નીચું જોતો ઓરડામાંથી પસાર થઇ ગયો. જતાં જતાં તેણે પોતાની નજર હલાકુપર નાખી લીધી કે જે યાલી સાથે વિચારમાં મસગુલ બેઠેલો હતો. બેઉની નજર એક થઇ, જેથી તુરત હલાકુએ નજર ફેરવી નાંખી. હીંચી તેને ડોળા કકડાવી જોતો મુગો મુગો ઓરડો પસાર કરી બહાર ચાલી ગયો.

હલાકુ તેમજ યાલીએ જ્યારે પેલો હીંચીનો રૂક્કો વાંચ્યો હતો, ત્યારે તેઓ તેની મતલબ બિલકુલ સમજી ગયાં હતાં, અને જ્યારે યાલીએ જોયું કે પોતાને સુખી કરવા માટે હીંચીએ આટલો બધો સ્વભોગ આપ્યો હતો, ત્યારે તેણીની દયાની લાગણી ઉશકેરાયા વગર રહી નહિ. અગર જો હીંચી આ યોજના નહિ કરતે તો આ કારજ તોડવા માટે તેણીને પોતાના બાપના સખત ઠપકામાં સપડાવું પડતે અને તેણી સદાની હીણાતે; તોપણ હમણાંની આ બાપ બેટાની તકરાર વખતે સઘળો ખુલાસો કરી દઈ હીંચીને બચાવી લેવાનું તેણીએ ઘણું મન કીધું, અને એક પળ તો તેણી પોતાની બેઠકપરથી અડધી ઉઠીબી, પણ હલાકુએ તેણીને આંખનો ઇસારો કરી પાછી બેસાડી દીધી. આથી તેણીએ

ધાર્યું કે આ બાબેનો ખુલાસો આ વાદળ વીત્યા કેડે હલાકુ જરૂર કરશે; જેથી તેણી ચુપજ બેસી રહી અને મુગે મોંહે હીચીને. થયેલાં સઘળાં અપમાનો તેણીએ સાંભળ્યાં કીધાં.

થોડેક વખતે રાજા એમનામાહાત પોતાના ગમમાંથી બેદાર થયો, અને રડમસ જેવા અવાજે બોલ્યો:—

'ભાઈ સિનયાગો, અફસોસ! આજે મારી સામે મારા બેટાએ તમને અપમાન કીધું એ હું કેમ સાંખી શકું? અરે, અરે, એ જનમતાંજ મુવો હતે તોજ ઠીક થતે કે મને આવું હીણું નહિ લગાડતે. હવે લોકલોકમાં મને નામોશી લાગશે, મારી ફજેતી થશે, અને તમામ લોક રંજીદા થઇ જશે. લગનના ખરચમાં ખરચ કરવાને કશીબી બાકાત રખાઇ નથી, જે સઘળો બારેવાટ જશે. શેહેરે શેહેરથી લોકો રંજ ખેંચી મુશાફરી કરતાં આવ્યાંછ તે સઘળાં નીરાશ થઇ મને કદુવા દેતાં પોતાને વતન પાછાં ફરશે,' અને એમ બોલી તે પોકેપોક રડવા લાગ્યો.

'ભાઇ,' રાજા સિનયાગો તેને દીલાસો દેતાં બોલ્યો, 'તું એ બાબતની કશી ચીંતા ના કર. એ તો હોય. લોક સમજે છે કે નાદાન બચાં તે કેવાં હોય? પણ મને એક વિચાર સુજેછ કે જે જો અમલમાં મુકાય તો સઘળી ખટપટ મટી જાય. મારૂં કહેવું એમ છે કે હીચીની જગ્યા હલાકુ લે તો કેમ?'

તેના આવા સવાલથી રાજા એમનામાહાતે પોતાની આંસુ ભરી આંખ ખોલી તેની સામે જોયું, અને પછી તેણે હલાકુ અને યાલીને જોયું કે જેઓ શરમાઇને નીચું જોવા લાગ્યાં. એ પછી તે ઉઠયો અને હલાકુની પાસે જઇ તેનો હાથ પોતાના હાથમાં લઇ કરગરીને બોલ્યો:—

'દીકરા હલાકુ, આટલું મારે ખાતર કબૂલ કર? તું યાલી સાથ શાદી કર અને અમને તેમજ કુલ દેશના લોકોને શાદ કર?'

'મને એમાં જરાબી વાંધો નથી,' હલાકુ ઉભો થઇ બોલ્યો, 'પણ યાલીની પસંદગી પૂછવી જોઇએ.'

આથી સિનયાગો ઉઠીને પોતાની બેટી આગળ ગયો અને તેણીનો હાથ પકડી ઓજરખ્વાઇથી બોલ્યોઃ

'મારી વ્હાલી દીકરી? તુંબી આ કબૂલ કર?'

બાનુ યાલી ઉઠી અને કાંઇબી બોલ્યા વગર પોતાના પિતા આગળ શીર નમાવી ઉભી, જેથી બેઉ પાદશાહઓએ પોતાના ફરઝંદોના હાથ એકમેકસે મેળવી આપ્યા. બાદ તેઓએ હીંચીને મેહેલના એક ઉપરના ઓરડામાં બંધ કરાવી તમામ શેહેરમાં એવો ઢણ્ઢેરો પીટાવ્યો કે હીંચીને કોઇ કીસમની બીમારી લાગુ પડી જવાથી, તેમજ તે હમણાં શાદી કરી શકે એવી હાલતમાં નથી એવાં તબીઓના કેહેવાથી તેનું કારજ તોડી નાખવામાં આવેલું હતું, અને શેહેરે શહેરથી આવેલાં લોકો નીરાશ નહિ થઇ જાય તે માટે બાનુ યાલીની શાદી બાદશાહના નાના બેટા હલાકુ સાથે થનાર હતી.

લોકો આવો ઢંઢેરો સાંભળી હીંચીની દયા ખાવા લાગ્યાં, પણ તેઓએ આ રંગમાં ભંગ ન થયો તે માટે શુક્ર ગુજારી કીધી, અને મોજ મજાહ ચાલુજ રાખી.



## પ્રકરણ ૧૫ મું.

## બાદશાહી લગન.

ત્યારે એ મુજબ હીંચીને ઠેકાણે હલાકુ ગોઠવઇ ગયો. બાદશાહે જ્યારે હલાકુને યાલીનો હાથ કબૂલ કરવા જણાવ્યું હતું, ત્યારે તેણે યાલીની પસંદગી પૂછવા માટે જણાવ્યું હતું; તે એવું બતાવવા કે તેને યાલી સાથે એ બાબત કાંઇબી વાતચિત થઇજ નહતી. યાલીબી તેનો આવો ઠાવકો જવાબ ચેતી ગઇ હતી, પણ તેની ઇશારતથી તેણી ચુપજ રહી હતી. બાદ તેણે તેણી સાથે મસલત કરી એવું ઠરાવ્યું કે શાદી થઇ ગયા પછી આ બાબત બાદશાહઓને તે જણાવી દેશે અને હીંચીને ખેજાલત પહોંચતાં અટકાવશે.

શાદીનો દિવસ પૂર ધામધુમથી આવી પુગ્યો, અને સૌ કોઇ રંગ રાગમાં મસ્ત થયાં. સહવારના પહોરમાં દારૂગોળાના બાણો છોડવામાં આવ્યા, તેમ જ લશકરી બેંડોએ ખુશનુદી ભર્યા રાગ વજાડી લોકોને શાદ કીધાં. હજારો લોક મેહેલની બાજુમાં જમા થયું, અને 'ખોદા બાદશાહી જોડાંને આબાદ રાખે!' એવા પોકારો કરવા લાગ્યું. આ પછી બાદશાહી જોડું,–હલાકુ અને યાલી–મેહેલની અગાશીપર આવી લોકોને સલામ કરવા લાગ્યું, અને લોકોએ તેઓને ખુશાલીના પોકારોથી વધાવી લીધાં.

આ સઘળો દેખાવ મેહેલની ઉપરના એક ઓરડામાંની બારીમાંના વીનીશનમાંથી એક જણ મુંગે મોઢે ને શાંતતાથી જોતું હતું, કે જે બિચારો ગરીબ હીંચી હતો. અફસોસ! તેણે બીજાંને સુખી કરવા પોતાનો કેવો ભોગ આપ્યો હતો? તે કેવો હલકો પડયો હતો? તેમજ તે પોતાના બાપની કેટલી ઇતરાજીમાં આવી ગયો હતો? અને જે સઘળું તેણે કેવાં મુંગે મોઢે અને નરમીથી ખમ્યું હતું? જે આપણે જોઇ ગયા છીએ. અહા! એ તે હાતમ દીલ! એ તે જાતી ભોગ! એ તે સખાવત! અને એ તે પરોપકાર!

સાંજ પડી ચુકી, લોકો એટલું તો રંગરાગ અને મોજમજાહમાં મસ્ત થઇ ગીયું, કે રસ્તાપર લોકોના ટોળેટોળાં જમા થઇ તરેહવાર મજાક અને મસ્તી તોફાન કરવા લાગ્યાં, કે જે માટે લશકરીઓની મદદ લેવી પડી. શેહેરનો ગરીબમા ગરીબ ભઠિયારોબી તે દહાડે નેહાલ થઇ ગયો, યાને દુર દેશાવરથી એટલાં તો લોક મજાહ કરવા ઉતરી પડયાં હતાં કે શહેરના તમામ ભઠિયારાઓથી તેમને ખોરાકી પુગાડવા થકી પહોંચી વળાયું નહિ. ખાસ ઉભા કરવામાં આવેલા બાદશાહી મંડપમાં સવારથી લોકોએ પોતાની બેઠક લઇ લીધી, કે જેમાં જેઓને નોતરાં કીધેલાં હતાં તેઓનેજ દાખલ કીધામાં આવ્યાં; અને તેઓની સંખ્યા ત્રીસ હજાર ઉપરની હતી: કે જેમાં અમીર ઉમરાવો દેશ દેશના પંડીતો, આલમાઓ, એરવદો વિગેરે વિગેરે હતા.

સાંજના ચાર કલાકે શાહઝાદીને સોનાથી મઢી લીધેલા એક પાલખીમાં

બેસાડી મંડપમા પૂર ઠાઠમાઠથી લાવવામા આવી, બાદ પાંચ કલાકે શાહઝાદો વીસ હજાર ઘોડેસ્વાર તેમજ વીસહજાર પાયદલ લશકર સાથે બહાર પડ્યો. જેવો તે મેહેલના મેહેરાબમાંથી બહાર નીકળ્યો કે ગોયા વાદલ ગરજતું હોય એવા કાનના બેહર ફાડી નાખે તેવા એક અવાજે લોકો ખુશાલીના પોકારો કરવા લાગ્યાં, અને જાણે આસમાનપરથી ફુલોનો વર્ષાદ વર્ષતો હોય એમ લોકોએ તરહેવાર ફુલોનો તેનાપરથી સતકાર કીધો. એ પછી તે આગળ ચાલ્યો. તમામ લશકર તેની પૂઠે ગયું, કે જેઓ નાગી તલવાર સાથે ઉંચ તુંખમના એરેબીક ઘોડાઓપર સ્વાર થઇ દમામમાંજ ઘોડાપર બેઠેલા હતા.

તમામ શેહેરના મ્હોલ્લાના ઘરોપર લોક જમા થયેલું હતું, એકએક બારી, કે એકએક છાપરૂં, કે ઝાડો, કે દીવાલો, એવાં નહિ હતાં કે જ્યાં એકબી માણસને બેસવાની કે ઉભું રહેવાની જગ્યા હોય. જેમ જેમ તે આગળ વધતો ગયો તેમ તેમ લોકોએ શોર કરી તેને વધાવી લીધો! કે જેનો જવાબ તે નીચું નમન કરી આપતો હતો. આ સઘળો દેખાવ ગંભીર ચેહેરે પણ સંતોશની લાગણીથી હીંચો મેહેલની બારીએથી ચીમઇને જોતો હતો.

આખરે લોકોના ટોળેટોળાં પસાર કરી તે મંડપમાં આવી પુગ્યો, કે જ્યાં અમીર ઉમરાવોએ તેને આવકાર આપ્યો. તેને બા ઇજતથી અંદર લઇ જવામાં આવ્યો, અને તેને માટે ખાસ બનાવેલી બેઠકપર બેસાડવામાં આવ્યો. જે પછી શાદીનો હીરાજડીત પોશાક પેહેરવાની કીયા શરૂ થઇ. આજ વખતે પેગામચીઓ મારતે ઘોડે ખબર લાવ્યા કે ઇજીપતના બાદશાહ સિનયાગોની બેગમ તે યાલીની મા કેરોથી મુસાફરી કરતી પોતાની નાની બેટી જાંમી સાથે સીરીયાના જંગલની સરહદપર આવી પુગી હતી. આથી બેઉ બાદશાહઓ લાહો લશકર લઇ તેઓને લેવા ગયા, અને શહેરમાંનું રંગરાગથી મસ્ત થયેલું લોક બી તેઓ પુઠે ખુશાલીના અવાજો કરતું ગયું. તેઓએ મુસાફરીની ગણતરી કરી નકકી કરી જ રાખેલું હતું કે આજ દિવસે તેમજ આજ વખતે તેઓ સીરીયાનું જંગલ પસાર કરી તેઓ તરફ આવી પુગશે.

બાદશાહઓ સાથે યાલી બી પોતાની માને ભેટવા તેણીની ખાસ પાલખીમાં ગઇ. તેઓ શહેર બહાર એક બીજાંને હરખથી ભેટયાં, જે વખતે લોકોએ પોકારો કરી તેમને વધાવી લીધાં. યાલી કે જેણી ઘણા વર્ષ વેર પોતાની મા બેનથી છુટી પડી હતી,—કેમકે તેણી નાનપણથી જ પોતાના બાપના જીગજાનના દોસ્તદાર રાજા એમનામાહાતને ત્યાં જ રહેલી હોવાથી, તેમજ તેણી તે પછી કદી બી પાછી પોતાને વતન નહિ ગયેલી હોવાથી—લાંબો કાળ સુણી તેણીએ પોતાની મા બેનને જોયાં ન હતાં, જેથી તેણીએ પોતાની બેન જાંમી—કે જે તેણીથી બે વર્ષ નાની હતી,—તેણી વિષે ધાર્યું હતું કે તેણી હજી એક નાની રમકડાં જેવી છોકરી હશે; પણ જ્યારે તેણીએ તેણીને જોઇ ત્યારે તેણીની અજાયેબીનો પાર રહયો નહિ. તેણીએ ધાર્યું હતું કે તેણીની નાની બેહેનને બચી લેવા તેણીને કેડપર લેવી પડશે, યા તો વાંકું વળવું પડશે; પણ જ્યારે તેણી તેણીની આગળ આવી ઉભી, ત્યારે તેણીની નાની બેનને જ તેણીને બચી લેવા માટે વાંકુ વળવું પડયું; એટલી બધી તેણી કદાવર, ઊંચી, અને જવાનીના જોમમાં ખીલી નીકળેલી એક જોબનવંતી જવાન ઓરત જેવી દેખાતી હતી.

યાલી તો તેણીનો આવો દમામદાર ઠેરો જોઇ તાજુબજ થઇ ગઇ, અને અચરતીમા તેણીને જોવા લાગી. શું બોલવું અને શું પૂછવું તે તેણીને સમજ પડયું નહિ, પણ જ્યારે જાંમીએ જાણે એક નાનાં બચાંને પટાવીને રમાડે તેમ તેણીના ગાલપર પોતાનો હાથ નરમીથી માર્યો, ત્યારે જ તેણી હુશિયાર થઇ અને પોતાની બેહનને ખેરઆફીયત પૂછવા લાગી.

માં દીકરાંની કોટીપર કોટી પૂરી થઇ, એક એકની તનદરોસ્તી પૂછાઇ અને સઘળું સરઘસ પાછું તેઓને લઇ મંડપ તરફ ચાલ્યું. લોકોના ટોળેટોળાં હજી તેમની પૂઠેનાં પૂઠે જ હતાં, અને તેમના શોરથી આખું શેહેર હલમલી રહ્યું હતું. વાજતે ગાજતે સરઘસ મંડપમાં આવી ચઢયું કે અમીર ઉમરાવો અને બેગમોના આવકાર અને આદરસતકારનો મારો શરૂ થયો. તેઓ દરવાજા

આગળ આવી પુગ્યાં કે હલાકુ પોતાની બેઠકપરથી દમામમાં જ હેઠે ઉતર્યો, અને પોતાની સાસુને આવકાર આપવા સામો ગયો.

મોઢાંપર બુરખો નાખેલો જ રાખી તેઓ પાલખીમાંથી બહાર આવ્યાં, અને તેમને માટે જુદાં જુદાં ખાસ બનાવેલાં ખાનગી દિવાનખાનામાં તેઓને લઇ જવામાં આવ્યાં, જ્યાં રાણીએ પોતાના મોંઢાંપરથી બુરખો ઉઘાડી પોતાના ખાવિંદ રાજા સિન્યાગો તેમજ બેટી યાલીની મુલાકાત લીધી. તેણીએ પોતાની બેટીને પેટમાં ચાંપી તથા જમઇને નમન કરી આવકાર દીધો.

એ પછી યાલી હલાકુને જાંમી સાથે મુલાકાત કરાવવા લઇ ગઇ કે જેણી તે દિવાનખાનાના પોતા માટેના એક બીજા કમરામાં બેઠી હતી. તેણી જતાં જતાં હલાકુને કહેવા લાગી: 'અરે! તમે તો તેણીને ઓળખશો જ નહિ જો! આપણે અગાઉ તેણી સાથે રમતાં તાં તેવી તેણી કાંઇ હજુ બુચી નથી! તમે જોજો તો ખરા તેણી કેવી ગલાંડર જેવી થઇ ગઇછે તે! ને વરી હું તમુને કહી રાખુંછ હં! કે તેણીપર આશકબાશક નાપડી જતા જો? કેમ કે તેણી ઘણી ખુબસુરત છે!' આવી રીતનું તેણીનું બોલવું હલાકુએ બેધ્યાનપણે સાંભળ્યું, ને તે તેણી સાથે ઓરડામાં દાખલ થયો. તેઓને આવતાં જોઇ જાંમી પોતાની બેઠકપરથી ઉઠી તેઓને સામી લેવા આવી, તેણીએ તેઓને અદબઅદાથી એક નરમાંશ ભર્યું નીચું નમન કરી આવકાર આપ્યો, અને પછી પોતાનો બુરખો ખોલી નાંખી તેણી તેઓની સામે આવી ઉભી, અને થઇ ચુક્યું.

હા, બેઉ એકમેકપર મોહીત થઇ ચુકાં. હલાકુએ ધાર્યું નહી હતું કે તે પોતા સામે આવી એક નાજે અંદાજવાળી બેહદ ખુબસુરત જવાનીમાં ખીલી રહેલી ઓરત જોશે; જેથી તે અજાયબીમાં ગરક થઇ એક પળ જ્યાં ઉભો હતો ત્યાં જ સ્તબ્ધ થઇ ગયો. તેમ જ જાંમીએ બી ધાર્યું ન હતું કે તે પોતા સામે આવા એક દમામદાર ખુબસુરત મરદને જોશે, જેથી તેણીબી સુનીબાવરી થઇ ગઇ; અને તેઓ બેઉને આવી રીતે અજાયબીમાં લીન થઇ ગયેલાં દેખી નિર્દોષ યાલી મનમાં મલકાવા લાગી. તેઓ આવી રીતે શરમીંદગીમાં કંઇક

વધુવાર ઉભાં રહેલાં હોવાથી, યાલીએ તેઓની ચુપકીડી તોડી અને તેણી હસતાં હસતાં બોલી:

'હલાકુ, આપરે પેલી નાની મઇ જેવી બુચી સાથે રમતાં તાં તે જોઇ કે કેવી થઇ ગઇછે તે? મારે કરતાં બી કેટલી ઉંચી વધી ગઇ? અવળી ધ્રટીનો આટો બાટો ખાધેલો શું?' તેણી તકોર કરતી હસતાં બોલી.

તેણીની આવી મજાકથી જાંમીથી હસી પડાયું, અને પછી તેઓ ત્રણે જણ હસવા લાગ્યાં. એ પછી ત્રણેએ એક બીજાંની ખબર અંતર પુછી અને હવે હલાકુ યાલી સાથે ઓરડાની બહાર નીકળ્યો. આ વખતે તે તદન ફેરવઇ ગયો હતો. તેનું ધ્યાન જાંમીના મોહક ચેહેરાપર જ લાગી રહેલું હતું. તે વિચારમાં ને વિચારમાં જ યાલી સાથે ઓરડાની બહાર આવ્યો કે કેટલાક ખીદમતગારો શાદીની ક્રિયા શરુ કરવા માટે એક બીજાં દિવાનખાનામાં તેને લઇ ગયા કે જ્યાં તેને ગોલાબ જલથી નહવાડવામાં આવ્યો; અને પછી તેને માટે ખાસ બનાવવામાં આવેલો હીરા માણેકનો ઝભો પેહેરાવવામાં આવ્યો. આ સઘળી ક્રિયામાં હવે હલાકુનું બીલકુલ ધ્યાન નહતું, જેથી તેને જેમ ખીજમતદારો કરે તેમ કરવા દીધું. તેના વિચારો તો બસ જાંમીપર જ લાગી રહેલા હતા, પણ તેણે દિલગીર ચેહેરે જોયું કે એ સઘળાંનો હવે વિચાર કરવો ફોકટ હતો. તોબી તેણે મનમાં તો ધાર્યું કે આ લગન થતાં અટકાવવાં, પણ તે કેવી રીતે? તે તેને સુઝયું નહિ.

જાંમીની હાલત બી તેના જેવી જ થઇ ગયેલી હતી. જ્યારે યાલી સાથે તે ઓરડા છોડી ગયો ત્યારે તેણી તેને જોતી તાજુબગીથી થોડાક વાર ઉભી અને પછી હેરત ભર્યા અવાજે મનથી બડબડી: 'અહા! કેવો ચેહેરેનમુન! આવો એક ભરથાર મેળવવા માટે મને પેલી છોકરીની કેવી અદેખી લાગેછ! અરે! હું જરાક વહેલી આવી હતે તો એને મારા હાથમાં લેવા કંઇબી કરી શકતે, પણ હવે કંઇબી થઇ શકે, તેમ નથી. એકુ કલાકમાં તો એઓ પરણીબી જશે.' અને આવો વિચાર કરી તેણી શોકાતુર જેવી ત્યાંના જ સોફાપર બેસી રહી.

તે વખતના રેવાજ મુજબ સઘળી ક્રીયા ખલાસ થવા પછી હલાકુ તેમ જ યાલીને તેઓ માટે ખાસ બનાવવામાં આવેલી મંડપની વચમાંની ઉંચી બેઠકપર લઇ જઇ બા ઇજતથી બેસાડવામાં આવ્યાં, અને લોકોએ તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધાં. બાદ શહેરના બુજરગ દસ્તુરોએ તેમને પરણાવવાની ક્રીયા શરૂ કીધી. ગરીબ બીચારો હલાકુ, તેના દીલમાંની તમામ ખુશાલી જાંમીને જોવા પછી સદાની ફના થઇ ગઇ હતી, અને હમણાં શું થતું હતું તેનું વટીક તેને ધ્યાન નહતું, જેથી જયારે દસ્તુરે તેને 'પસંદે કરદમ' કરી પૂછયું, ત્યારે તેનાથી તરતજ જવાબ અપાયો નહિ. તેણે સાંભળ્યું નહિ હશે એવું ધારી દસ્તુરે તેને પાછું પૂછયું, હવે તે પોતાના ખ્યાલમાંથી ચમકી ઉઠયો, તેણે ઉંચે જોયું, અને તેણે પોતા સામે જાંમીને ઉભેલી દીઠી, કે જેણી પોતાના બુરખામાંથી એકી ટગરે તેને જોતી હતી. બેઉની નજર એક થઇ, જેથી વળી પાછો દસ્તુરના સવાલનો તેનાથી જવાબ આપી શકાયો નહિ; અને લોકોની ગડબડથી તેને સંભળાતું નહિ હશે એવું ધારી તેના કાન આગળ જઇ દસ્તુરે ત્રીજી વખત પૂછયું, જેથી હવે તે ધીરેથી 'પસંદે કરદમ' કરીને તરત જ બોલી ઉઠયો.

ખરેખર, હમણાની તેની હાલત ગમનાક થઇ પડેલી હતી. તેને લાગતું કે તે પોતાની મરજી વિરૂદ્ધ આ શાદી કરતો હતો, અને હવે શું કરવું જેનો તે ફોકટનો વિચાર કરતો હતો. થોડે થોડે વારે તે પોતા સામું જોતો અને તાજુબગીથી જોતો કે જાંમીબી તેને એકી ટગરે પોતાના બુરખામાંથી જોતી પોતાની મા પાછળ અને બીજી બેગમો સાથે ઉભેલી હતી.

પોણે કલાકે શાદીની ક્રીયા પૂરી થઇ, અને હવે પેહેરામણીની ધમાલ મંડાઇ. દેશ દેશાવરના અમીર ઉમરાવો, બાદશાહને તેમજ પરણતાં જોડાંને જાત જાતની ભેટ સોગાદો નજર કરવા એક એક પછી માંચડાપર આવવા લાગ્યાં, અને પેહેરામણીની નોંધ તેઓનાં નામ ઠામ સાથે બાજુએ બેઠેલા મેહેતા મુનીમો ચોપડાઓમાં લેતા ગયા. બે કલાક વહી ગયા પણ આ પેહેરામણીની

ધમાલ નીઠતાં નીઠી નહિ, અને બાદશાહો તેમ જ રાણીઓ લોક લોકની ભેટ સોગાદો સ્વીકારતાં બેઝાર થઇ ગયાં. હીરા મોતી અને સોનાની જણસોથી ત્યાંના ખાસ મુકેલા ટોપલા ઉભાઇ ગયા, શ્યાલો તેમ જ ઝરી અને હીરા મોતીથી મઢી લીધેલા પોશાકોના બાદશાહી માંચડાપર ઢગ થઇ ગયા, અને હજુ તો આ અડધી પેહેરામણી હતી. હજુ તો અમીર ઉમરાવો, બેગમો અને શાહજાદાઓ, તેમ જ પંડીતો અને ઓલમાઓ, ઉપરાંત ગામના પટેલો, પૈસાદાર શેહેરીઓ, વગવાળા ઓધેદારો, અને એથાબી વધારે, કુલ દેશની રૈયત તરફથી સૌ સૌની ગુંજાસ મુજબની પેહેરામણી થનાર હતી અને તમામ લોક પોતાની વારી આવે ત્યાંસુધી મંડપમાં જ, એટલું જ નહિ પણ મંડપની બહાર વટીક ટોળેટોળાં થઇ ઉભેલું હતું.

આથી બેઉ બાદશાહો આ પેહેરામણીઓ કેવી રીતે સ્વીકારવી તેનો કાંઇ તોડ શોધવા પડ્યા, અને સરવાળે તેઓએ મસલત કરી લોકોની મારી ચાહી એવું કેહેવાડયું કે જે જે લોકો પેહેરામણી કરનાર હોય તેઓએ પોતાની ભેટોના બંદલ કરી અંદર પોતાનાં નામઠામની ચોઠીઓ મુકી તેઓના માણસોને હવાલે કરવાં. એ પછી તેઓએ દરબારના એકસો અમીર ઉમરાવોને લોકોમાં જઇ તેઓની ભેટો એકઠી કરવા મોકલયા, અને તેઓ લોકોમાં ફરી મોટી શ્યાલોમાં ભેટો જમા કરવા લાગ્યા. તે છતાંબી હજી નીવેડો આવ્યો નહિ, જેથી રાજાઓએ એવો ઢંઢેરો પીટાવ્યો કે બાકીની ભેટ સોગાદો બીજે દિવસે તેના મેહેલમાં મોકલી આપવી.

આ પછી બાદશાહી કુટુંબ મેહેલમાં જવા માટે તૈયાર થયું. પરણુતાં જોડાં માટે ખાસ સોનાથી મઢી લીધેલી ગાડી લાવવામાં આવી કે જેને વીસ કદાવર ખુબસુરત ઘોડા જોડેલા હતા, જેની બાજુમાં હાંકનારાઓ જરીના પોશાકોમાં સજ થઇ એક હાથે રાજદંડ પકડી, બીજે હાથે લગામ ધરી ઘોડાઓને દોરવતા હતા.

શાહજાદો હલાકુ પોતાની બેગમનો હાથ પકડી અમીર ઉમરાવોના ટોળાંમાંથી પસાર થઇ ગયો, કે જેને સઘળાંઓએ નમન કરી માન આપ્યું. બાદ બેઉ બાદશાહો પોતપોતાની રાણીઓના હાથ પકડી તેઓ આગળથી ચાલી ગયા કે જેમને બાજુએ ઉભેલા અમીર ઉમરાવો અને ઓલમાઓએ ગુટણ મંડીએ પડી માન આપ્યું. બેઉ બાદશાહો પોતાની બેગમોને લઇ જુદી જુદી ખાસ ગાડીઓમાં બેઠા, કે જે ગાડીઓને બી વીસ ઘોડા જોડેલા હતા. એ પછી સરઘસ આગળ ચાલ્યું. પેહેલાં શાહજાદાની ગાડી ચાલી જે પાછળ બાજુ બાજુએ બેઉ બાદશાહોની ગાડી ચલાવવામાં આવી, જેની પુઠે જે જે અમીર ઉમરાવોને બાદશાહે પોતાને ત્યાંની જ્યાફતમાં નોતરાં કીધેલાં હતાં તેઓ પોતપોતાની ગાડીમાં ચાલ્યા.

આ સરઘસની બેઉ બાજુએ સપેહસાલારો નાગી તરવાર લઇ કદાવર ઘોડાપર સ્વારી કરતા ચાલતા હતા, તેમજ સરઘસની આગળ, પાછળ અને વચમાં એક એક બેંડની ટોલકી હતી, કે જે સુંદર રાગ વજાડી લોકોનાં દીલ ખુશાલીથી છલછલ કરતી હતી. આ લોકો તેમજ લશકરથી બનેલું સરઘસ એટલું તો લાંબુ થયું કે તે ખાસું ત્રણ માઇલ લાંબુ થયું, અને જયારે આગળ ચાલેલી સ્વારી મેહલમાં આવી પુગી, ત્યારે પાછળની સ્વારી તો હજી કુચ કરવા થકી ખોટી થતી મંડપ આગળ જ ઉભી રહી, જેથી જ્યારે શાહજાદો અને તેના પરોણાને મેહેલમાં પુગાડી લસ્કર પાછું આગળ વધ્યું ત્યારે જ પાછલાં લસ્કરે કુચ શરૂ કીધી.

આ સઘળો ધામધુમીઓ દેખાવ મેહેલના ઓરડાની એક બારીમાંથી એક જણ ચીમાઇને જોતું હતું, અને તે આપણો ગરીબ હીંચી હતો. બિચારો તે તો લોકોની ખુશાલીમાં વિસરાઇ જ ગયો હતો, તે એટલાં વેર કે તેની જગ્યા હલાકુએ લીધી હતી એબી લોક મોજમજાહમાં ભૂલી ગયું, તેમજ તેને માટે કોઇએ આપસ આપસમાં પૂછપરછ વટીક કીધી નહિ. ગરીબ બીચારો, તે મુગે

માટે આ સઘળો દેખાવ મેહેલના તેના ઓરડામાંથી જોતો હતો, પણ તે જરા બી અદેખો થયેલો દીસ્તો ન હતો, એવું તેનું હાતમ દીલ હતું.

શાહજાદો મેહેલમાં આવી પુગ્યો કે જ્યાફતની ધમાલ શરૂ થઇ. અમીર ઉમરાવો, દરતુર દાવરો, તેમજ ઓળખીતાંઓને બાદશાહઓએ મેહેલમાં એક સુફરે જમવા બોલાવ્યા હતા, જ્યારે શહેરના તેમજ દુર દેશાવરથી આવેલાં તમામ લોકોને જ્યાફત આપવા માટે પેલા ગંજાવર મંડપ અને તેની બાજુના મેદાનમા ગોઠવણ કરવામાં આવેલી હતી. કુલે શહેરના તેમ જ દેશાવરના રાજાઓના ઓળખીતાં અને નહિ ઓળખીતાં મળી પાંચ લાખ માણસને બાદશાહી ખજાનામાંથી જમાડવાનાં હતાં, જે માટે દેશદેશાવરોથી તરકારી, ગોસ્ત, ફ્રુટ વિગેરે ઢગના ઢગ મંગાવવા પડયા હતા, અને ગોસ્ત માટે એક લાખ બકરાં અને એક લાખ ગાયોને રેંહેસવામાં આવ્યાં હતાં. સઘળી વાણીઓ તૈયાર કરવા માટે એક લાખ ભઠિયારાઓને દેશેદેશથી મોટા ખરચે બોલાવેલા હતા, અને તેઓના કામ સારૂ એક લાખ ચુલા ખુલ્લી જગ્યાઓમાં માંડવામાં આવેલા હતા. એક બોલમાં કહી તો સઘળું મોટા પાયાપર હતું; અને આવી સારી રીતે ગોઠવણ થયેલી છતાં ભઠિયારાઓથી પાંચ લાખ માણસોને પંહોચી વળાયું નહિ, તો જો કે તેઓ જીવ પટકી રાત દિવસ પકવાનો પકાવવા માટે મેહેનત કરતા હતા. તેઓની આવી જીવતોડ મેહેનતથી દોઢસો ભઠિયારાઓ નાન થાપતાં થાપતાં હાથ લચકાઇ જવાથી અશક્ત થઇ પડયા, જેથી તેઓને ઇસ્પીતાલમાં સારવાર માટે મોકલવામાં આવ્યા. બસો ભઠિયારાઓને ચુલા આગળના અતિશે તાપથી કાલજાંના દરદો લાગુ પડયાં, કે જેમાંના પચાસ તો ત્યાંના ત્યાં જ કાલજાં ફાટી જવાથી પટકાઇ મરણ પામ્યા. ઉપરાંત પીસતાલીસ રસોઇઆઓ ઘીમાં ભડકો લાગ્યાથી ત્યાંના ત્યાં જ બળી ભસ્મ થયા; અને આ મુજબ ગરીબ બાવરચીઓ કે જેઓ વધુ પૈસા મેળવવાની લાલચે લોકોને ખોરાક પુરો પાડવા આવ્યા

હતા તેઓ લોકની આવી ભારે ગીરદીથી લાઇલાજ થઇ ગયા. લોકોની પાંતની પાંત ખુલ્લાં મેદાનોમાં બેસાડવામાં આવી કે જેમને પીરસતાં બાવરચીઓ થાકીને બેહોશ થઇ ચતાપાટ જમીનપર પડયા. આ ખબર જ્યારે રાજાઓને કાને પડી ત્યારે રાજાઓએ પોતાનું તમામ લસ્કર તેઓની મદદે મોકલી આપ્યું અને લસ્કરીઓએ લોકોને ખોરાક પીરસવામાં મદદ કીધી.

આવી રીતનો રંગઢંગ આખાં શહેરમાં મચી રહ્યો હતો, તેમ જ બાદશાહી મેહેલમાંબી કાંઇ ઓછી ગડબડ નહતી. નાના મોટાં મળી સુમારે પાંચ હજાર પરોણાઓને રાજાએ પોતાને ત્યાંની જ્યાફતમાં નોતર્યાં હતાં, અને તેઓ માટે મેહેલની આસપાસના ગંજાવર બગીચામાં બેઠકો માંડવામાં આવી હતી. ખાણા-પર પચીસ જાતની વાણી પિરસવામા આવી તેમ જ દેશ દેશનો ઉંચો શરાબ લોકોએ બાદશાહ અને શાહજાદાની સલામતીપર સલામતી લઇ જેટલો પીવાય તેટલો નોશ કીધો. બાદશાહ એમનાબાહાત તેના મિત્ર બાદશાહ સિન-યાગો સાથે તેઓ માટે બનાવવામાં આવેલી ખાસ બેઠકપર બેઠેલા હતા, તેમ જ તેઓની રાણીઓ તેઓની બાજુમાં બેઠેલી હતી, અને શાહઝાદો હલાકુ પોતાની બેગમ વાલી સાથે તેઓના જમણા હાથપર હતો, જેની બાજુમાં બાનું જાંમી બીરાજેલી હતી. હલાકુ પોતાની પરણેતર સાથે કંઇક બેદરકારીથી વાત કરતો હતો, અને તે જાંમી સાથેજ હસી હસીને વાત કરતો; તેમ જ સલા-મતીઓ લેતો હતો; તો બી એથી નિર્દોષ વાલીને કશાબી અદેખા ઉપજતી નહતી. સઘળે મજાહ અને મજાહનો જ રંગ ઉડી રહેલો હતો, સઘળાંના મ્હોડાં મજાહમાં જ મલકાઇ રહેલાં હતાં, શિવાય એક જણ કે જે મહેલની ઉપરના એક ઓરડામાંથી આ બાગમાં ચાલતી સઘળી ધમચકડી જોતો હતો, કે જે આપણો ગરીબ હીંચી જ હતો.



# પ્રકરણ ૧૬ મું.

## ભયંકર કાવત્રું.

સઘળી ચીજોનો અંત આવેછે, દુઃખી તેમ જ સુખી દિવસોબી બોલ-બોલતામાં વહી જાયછે, વખતબી આગળ અને આગળ જ વધતો જાયછે, અને છેવટ માણસ જાતનોબી અંત આવી જાયછે. તેજ મુજબ તે લગનની ધમચકડીના સુખી દિવસોબી આવ્યા અને પસાર થઇ ગયા; અને એક મહિનોબી બોલબોલતામાં નીકળી ગયો. હા, એક મહિનો તે લગન પછી પસાર થઇ ગયો, કે જે અરસામાં શાહઝાદા હલાકુએ જેટલી પોતાની પરણેતર સાથે વાતચિત કીધી નહશે તેટલી તેણે બાનુ જાંમી સાથે કીધી હતી, સબબ કે તે તેણીની મોહીનીમાં ઉંડો અને ઉંડો ગીરફતાર થતો ગયો હતો. તે યાલી તરફ બિલકુલ ધ્યાન આપતો નહિ, અને હવે તો યાલીનેબી આ સઘળો ભેદ જરા જરા સમજ પડતો ગયો, કે જેથી તેણી ગમમાં ગીરફતાર થઇ ગઈ. તેણીએ જોયું કે જેમ હલાકુના આવ્યાથી તેણીનુ દીલ હીંચીપરથી ઉઠી ગયું હતું તેમજ જાંમીના આવ્યાથી હલાકુનું દિલ, પોતાપરથી ઉઠી ગયું હતું.

ગરીબ હીંચી, એકલો પોતાના ઓરડામાં બેશી રહી વાંચ્યા કરતો હતો અને સાંજના બગીચામા જરા લટાર મારી આવતો હતો. તેનો બાપ તેનું મ્હોડું વટીક જોતો નહતો એટલો બધો તે તેના ઉપર તેનું કારજ તોડવા માટે ખફા થયેલો હતો; કેમકે તે હજુ સુધી ખરા ભેદથી વાકેફ થયેલો ન હતો.

હલાકુએ યાલીને એવા દીલાસા દઇ ચુપ રાખી હતી કે લગન વીત્યા બાદ તે સઘળો ભેદ બાદશાહઓને જણાવી દેશે, પણ લગન પછી એક મહીનોબી થઇ ગયો તે છતાં તેણે જરાબી આ બાબતનો ખુલાસો બાદશાહ આગળ કીધો નહિ. હવે તે ગભરાતો કે તે ખુલાસો કરશે તો તેનાજ માથે વાદળ આવશે, તેમજ યાલીબી આ ખુલાસો કરવા થકી ડરતી હતી, જેથી તેણીબી દુઃખી દીલે ચુપજ બેઠી હતી; અને ગરીબ હીંચી, પોતાની વહાલી યાલીપર વાદળ આવી પડશે

એવા ખ્યાલથી તેઓ મુગે મોઢે આ સઘળું સહન કરતો; જેથી આ ભેદ કોઇ-નેબી માલમ પડયો નહિ, તો જો કે તેની મા કાંઇક સમજવા લાગી હતી કે આ સઘળામાં કાંઈ ઉંડો ભરમ સમાએલો હતો.

એક વર્ષ વીતી ગયું, અને યાલીએ એક અતિ ખુબસૂરત બેટીનો જન્મ આપ્યો. આ આખાં વર્ષમાં હલાકુ જાંમી સાથે બહુ હળી ગયો હતો. તેઓ સાથેનાં સાથે જ ફરતાં હરતાં, અને કોઇનું ધ્યાન નહિ ખેંચાય તે માટે તેઓ ચોરી છુપીથી એક બીજાં સાથે બહાર જતાં હતાં. આ એક વર્ષમાં બાદશાહ એમના-માહાત ધીમે ધીમે પોતાના વહાલા પણ નશીબના ચકકરમાં પીસાઇ ગયેલા હીંચીને પાછો ચાહવા લાગ્યો હતો, અને તેની બેગમના કાલાવાલાથી તે તેની સાથે પાછો હેતથી વર્તતો હતો.

ગરીબ હીંચી, તેણે હજી બી ભેદનો એક હુંકારો બી પોતાના પિતાને કહ્યો નહિ, અને આપસ્વાર્થના બુરા ખવાસથી આ ખુલાસા વિષે હલાકુ બી ચુપ જ રહ્યો.

ગરીબ યાલી, તેણી પસ્તાવાના ગારમાં ઊંડી ડુબી ગઇ. તેણીએ હવે પુરતી સાવચેતીથી જોયું કે હલાકુ તેણીને બીલકુલ ચાહતો ન હતો, અને જ્યારથી જાંમી આવી હતી ત્યારથી તેનુ દીલ તેણી ઉપરથી બીલકુલ ઉઠી ગયું હતું. તેણી પોતાના મનમાંજ આ સઘળું પામી જઇ એ વિષે જરાબી બોલતી ન હતી, અને મનમાં ને મનમાં જ મુઝાઇ બળાપામાં બળી જળી બેપ્રામ જેવી પોતાના કમરામાં બેસી રહેતી હતી.

ત્યારે એક વર્ષ વીત્યાં બાદ, બાપડો હીંચી હીનપસ્તીથી હીણાઇ પાછો પોતાના બાપનો ચાહ જીતી શકયો. બાદશાહ હવે સમજવા લાગ્યો કે તે પોતાના બેવકુફી ભર્યાં પગલાંથી પૂરેપૂરો પસ્તાઇ ચુકયો હતો; જેથી હવે, તે તેની સાથે વાતચિત કરતો હતો, તેમ જ બાદશાહ સિનયાગોએબી તેની સાથે પાછી દોસ્તી કીધી. ત્યારે આથી બેઉ બાદશાહોના મગજમાં એક

નવી યોજના ઉભી થઇ, અને તે હીંચીના લગન જાંમી સાથે કરી આપવાની હતી. જેવો તેઓને આ વિચાર સુઝયો કે તેઓએ તુરત પોતપોતામાં મસલત કરી, આ વાત તેઓની બેગમોને જણાવી કે જેણીઓબી તેઓ સાથે એકમત થઇ. બાદ બાદશાહોએ તેને તેડાવી આ બીનાથી વાકેફ કીધો, તેમ જ તેને સમજાવ્યો કે પોતાના સુખી ભવિષ્યની એક ઉમદા તક તેણે ગુમાવી હતી, અને આ એક બીજી તેમ જ છેલ્લી તક તેને માટે હતી. હીંચીએ તેઓની આ વાત કબૂલ કીધી, પણ જાંમીની પસંદગી વિષે કહ્યું, જેથી બાદશાહોએ બાનુ જાંમીને બોલાવી, તેણીનો વિચાર પૂછયો, તેણી આ વાતથી ફગલાઇ ગઇ.

તેણીએ હીંચાને કદીબી ચાહ્યો નહતો. તેણીનું દીલ તો હલાકુપર જ લાગી રહેલું હતું. જેથી જયારે તેણીને અચાનક આ સવાલ પુછવામાં આવ્યો ત્યારે તેણીથી તુરત આનો જવાબ આપી શકાયો નહિ. તેણીએ માંગી લીધું કે એ બાએનો વિચાર કરી તેણી જણાવશે. બાદ તેણી વહેલી હલાકુને જઇ મળી અને તેને આ બીના કહી, કે જેબી ઉદાસ થઇ ગયો; પણ આમાંથી છુટવાનો તેઓને એકે રસ્તો સુઝયો નહિ. તેઓએ સાથે નાહાસી જવાનો મનસુબો કીધો, પણ જમીનના ભિતરમાંથીબી તેઓને શોધી કહાડવામાં આવે એવા વિચારથી આ યોજના પડતી મુકી. ઘણુંક ભેજું કસ્યા બાદ હલાકુએ તેણીને હીંચી સાથે શાદી કરવા ફરમાવ્યું, કેમકે બીજો ઇલાજ નહતો. અગર જાંમી કબૂલ ન થાય તો તે માટે તેણી પાસે સબબો નહતા, અને જેથી બાદશાહોની ખફગીમાં આવી પડવું પડે.

આથી જાંમીએ હીંચી સાથ શાદી કરવાને કબૂલ્યું, અને જયારે તેણી એક વખત એકાંત બેઠેલી હતી ત્યારે, હીંચીએ આવી 'તું મને ચાહેછ' કરી દયામણું મોંહ કરી તેણીને પૂછયું—કેમકે યાલીની બેવફાઇથી તે બહુ નિરાશ થઇ ગયેલો હતો—ત્યારે તેણીએ તેને ચાહવાના ઢોંગ કરી હા કહ્યું, અને પોતાના હૈયામાં કંઇક આશાની લાગણીથી હીંચીએ આ ખરૂં માન્યું.

શાદીનો દિવસ નક્કી થઇ ચુકયો અને શાદીબી થઇ ચુકી. તો જો કે જેટલી ધામધુમ હલાકુને વખતે કરવામાં આવી હતી તેટલી હમણા નહતી તોપણ તે કાંઇ ઓછીબી નહતી. ધણીધણીયાણી હેતથી સાથે રહેવા લાગ્ય, તોયે જાંમીએ છૂપી રીતે હલાકુ સાથનો સંબંધ જારી જ રાખ્યો, કે જે બાબત હીંચોને જરાબી ખબર પડી નહિ. વખત વેહેતો ગયો અને એક વર્ષ વીત્યા બાદ જાંમીએ એક બેટાનો જનમ આપ્યો, અને સઘળાંઓએ તાજુબગીથી જોયું કે તેનો ખુબસુરત ચેહેરો હુબહુબ હલાકુને મળતો હતો. હીંચોના મનમાં જરાબી પાપ કે વસવસો ન હતો, તે તો પોતાના બચાંનો તેના ભાઇના જેવો મુખડો જોઇ ઓરબી ખુશ થયો અને સલાહસંપથી તેણી સાથે રહેવા લાગ્યો કે જેણી તેને ચાહવાનું ખોટું ડોલ ઘાલતી હતી.

એ પછી થોડાક વખત વિત્યા બાદ હીંચો એકાએક બીમાર પડયો. દાકટરો તેની બીમારીનું કારણ કશુંબી દર્શાવી શકયા નહિ, અને તેની હાલત ધાસ્તી ભરી થઇ પડેલી તેઓએ જણાવી. તેનું હાર્ટ ઘણું અચોક્કસ ચાલતું હતું. મોટા મોટા ઓલમા હકીમોને તેડાવવામાં આવ્યા, પરંતુ તેઓબી તેની બીમારીનું ખરૂં કારણ પારખી શકયા નહિ. દાકટરોએ તેને દવાઓ આપી અને તેને જરાબી હીલચાલ કર્યા વગર બીછાને પડી રહેવા ફરમાવ્યું.

રાત! કેવી ડરામણી રાત! બુરાં કામોને ઉત્તેજન આપનારો પાપી અંધકાર ફરી વળેલો હતો. સઘળું ચુપચાપ હતું! દુરથી 'ઇયુફ્રેટીસ' નદીના વહેવાનો કોઇ જંગલી જાનવરના ભુંકવાના જેવો બહુ ધીમો શાંત અવાજ પવનના સુસવાટાપર સ્વારી કરી આપણા કાનને અથડાતો હતો, કે જેથી દીલમાં દેહસ્ત પેસ્તી હતી. સઘળું શાંત! સઘળું ચુપચાપ! અહા! આજ ઘડીએ કોઇ પોતાની શાદી, કે આવતી કાલે પડનારી વર્ષગાંઠનો ઉંઘમાં સ્વપ્નો જોતું હશે! તો કોઇ વળી આ ફાની દુનિયામાંથી ઉઠાંગીરી કરી જવાનો વિચાર કરતું હશે! યા ને તે ઘડીપલની જીંદગીમાં હશે; અને આપણો ગરીબ હીંચોબી જે વખત જાય તેમાં આ દુનીયાથી ચાલતાં થવાની તૈયારીમાં હતો, તે બીચારો

બેહોશ બીછાને પડેલો હતો. સાંજથી તેની તબિયત બીસ્માર થઇ ગએલી હતી. હકીમો તેમજ તેનાં માબાપ તેની આગળના આગળ જ હતાં, અને જીવ પટકી તેની સારવાર કરતાં હતાં. સાંજના તેને બહુ તાસવીસ કીધી હતી, જે પછી તે એકદમ શાંત થઇ ગયો હતો, અને દાકટરોએ ફરમાવ્યું હતું કે અગર આવી તેની બેહોશ હાલતમાં ખલલ થશે તો તે ઓચીંતો મરણ પામશે; જેથી સઘળાં તેના ઓરડામાંથી બહાર નીકળી બાજુના ઓરડામાં બેઠેલાં હતાં અને તેના બેહોશ પડી રહ્યાથી હમણા તેઓ કાંઇક નીંદ્રાવસ થયેલાં હતાં. તેની આગળ તેની બૈરી જાંમી શિવાય કોઇ નહિ હતું. તેણી તેને એક-ચીતે જોતી બેસી રહેલી હતી.

કેવું ચુપચાપ! કેવું ઘમઘોર! કેવું શાંત! તે મરણ પામતા દરદીના ખેંચતાણથી ખેંચાતા શ્વાસના અવાજ વગર સઘળું શાંત હતું. તેની બૈરી બેગમ જાંમી તેને જોતી તેની આગળ એક ખુરશીપર બેઠેલી હતી, તેણી જોકે ઉદાસ દેખાતી હતી પણ ત્યાં ટેબલપર મુકેલી એક બતીના ઝાંખા ઉજાસમાં તેણીના ચેહેરાપરનો કંઇક સંતોષ સાફ જણાઇ આવતો હતો, યાને તેણી પોતાના મરણ પામતા ધણીનો જરાબી અફસોસ કરતી નહોય એમ સાફ લાગતું હતું.

બાજુમાંની એક ટેબલપર રેતીનું ઘડિયાળ મુકેલું હતું કે જે ધીમે ધીમે એક ગોલામાંથી બીજા ગોલામાં રેતી ખતમ કરતું હતું; અને તેના ખતમ થવા સાથે, બરાબર મધ્યરાતે તે ઓરડાનું બારણું બહુ ધીમેથી ઉઘડયું, અને એક કાળો આકાર કાંઇબી અવાજ કર્યા વગર ધીમે ધીમે પલંગ આગળ ચાલી આવ્યો. તેના સનસનારાથી જાંમી ચમકી ઉઠી અને એકદમ ચુપકીડીથી ખડી થઇ. તે આકારે તેણી આગળ આવી પોતાના મોઢાંપરની કાળી સ્યાલ ઉચકી નાખી, એટલે તેનું મોઢું ત્યાંની રોશનીમાં કંઇક ઓળખાયું, તે હલાકુ હતો.

જેવો તે ઓરડામાં ધીમેથી બારણું ઉઘાડી માંહે દાખલ થયો તેવોજ એક બીજા આકારે તે ઓરડાની બાહારજ ઉભા રહી બારણાની ફાટમાંથી અંદર જોયું; આ એક સ્ત્રીનો આકાર હતો, અને તેણી હલાકુની બેગમ યાલી હતી.

# પ્રકરણ ૧૭ મું.

---

## કાતીલ ઝેર!

પોતાના ખાવીંદની બેવફાઇ અને તેના જાંમી સાથના પ્યાર વિષે તેણી અત્યાર આગમજની ચેતી ચુકેલી હતી, જેથી તેણી તેનાથી હમેશાં ડરીને સાવચેતીથી ચાલતી હતી, અને તેની સઘળી હીલચાલ બારીકીથી તપાસતી હતી. આ મુજબ રાતે પલંગ-પરથી ગુપચુપ ઉઠી પોતાના ખાવીંદને બહાર જતાં તેણીએ ઘણીક વાર જોયો હતો, અને તેણીબી તેની પૂઠે ઘણીકવાર ગઇ હતી. બાગના એક ખુણામાં જાંમી સાથે પ્યાર ભરી વાતો કરતાં તેણીએ તેને ઘણીક વાર સાંભળ્યો હતો, અને તેણી મુગે મોઢે આ સઘળું સાંભળી બળી જળી ખાખરાખ થઇ જતી હતી. આ વાત કોઇ આગળબી તેણી બોલતી નહિ, એટલુંજ નહિ પણ પોતાના ખાવીંદનેબી કશો ઠપકો આપતી નહિ; સબબ કે અગર તેણી એમ કરે તો તે પોતે જ બેવકુફમાં ઠરે, કેમ કે તેણીએ જ હીંચી સાથનું કાર જ તોડી નાખ્યું હતું, અને તેણીજ તેની સાથે વીરમાં પડી જઇ પરણી હતી.

ત્યારે એ મુજબ જેમ હમેશાં બને છે તેમ ઉતાવળથી ભરેલાં ઉછાછળાં પગલાનું જે બુરૂં પરિણામ આવે છે તે તેણીએ હલાકુ સાથના લગન પછી થોડા જ વખતમાં અનુભવ્યું; તેણી રંજથી રડી ગરાઇ પીસાઇ ગઇ.

જ્યારે જાંમી સાથે હીંચીના લગન થયાં ત્યારે તેણી કંઇક મગન થઇ કે હલાકુ હવે જાંમીનો ખ્યાલ મુકી દેશે, પણ તેણીએ અફસોસથી જોયું કે આથી તેની ચાલમાં જરાબી ફરક પડયો નહિ, તે જેવોને તેવો જ તેણી તરફ બેવફા રહ્યો; તો જોકે તે તેણીના મોંઢાપર તેણીને ચાહવાનું ડોળ ઘાલતો હતો. દિવસ વહેતા ગયા અને તે હજુબી રાતવરાત બાહાર જતો હતો, અને તેણીબી હમેશાં તેની પુઠે જઇ તેઓ બેઉને સાથે બગીચામાં વાતો કરતાં જોતી હતી. તો જોકે આ માટે તેઓને ઠપકો દેવાથકી તેણીની હીંમત ચાલતી નહિ.

એક દિવસે એજ મુજબ તેઓ પાછળ ભરાઇ તેઓની છૂપી વાત સાંભળતાં તેણીને માલમ પડયું કે તેઓએ કાંઇ ઝેર બાબત બહુ હરૂસે વાત કરી હતી. ફકત તેઓની હરૂસેની આ વાતચિતમાં તેણીએ 'ઝેર' શબ્દજ ઘણીકવાર સાંભળ્યો હતો—કેમકે તેઓએ એક એકના કાનને અડકી આ વાત બહુ ધીમેથી કીધી હતી, અને તેઓથી થોડેક દુર એક ઝાડ પાછળ સંતાઇ તેણીએ સાંભળ્યું હતું;—જેથી તેણીને બરાબર વાત સંભળાઇ શકી નહતી. આથી તેણીના મનમાં બહુ સખ્ત વહેમ પેઠો. તેણીએ હવે ખાતરીથી માન્યું કે તેણીનો ખાવીંદ તેણીને છૂપી રીતે ઝેર આપી મારી નાંખવાનો તાગડો રચતો હતો, જેથી હવે તેણી તેનાથી બહુ ડરીને ચાલવા લાગી.

એક દિવસે રાબેતા મુજબ તેણી વખતસર સુઇ ગઇ, અને હલાકુબી આવીને સુતો. તેની સઘળી હીલચાલ તપાસવાની તેણીને હવે ટેવ પડી ગયેલી હતી, જેથી તેણી રાતના મધ્યરાત સુધી જાગતી પડી રહેતી અને તે પછી જ અગર હલાકુ બહાર જતો નહતો તો જ સુઇ જતી હતી. આ મુજબ આજેબી તેણી સુવાનો ઢોંગ કરી મોઢાંપર સ્યાલ ઓઢી સાવચેતીથી ચીમઇને જોતી ગુપચુપ પલંગપર પડી રહેલી હતી, અને પેલી ઝેર વિષેની વાત પછી તેણી હમણા કંઇક વધારે સાવચેત રહેલી હતી.

આશરે મધ્યરાતે તેણીએ જોયું કે તેણીનો ખાવીંદ બહુ સાવચેતીથી પલંગપરથી ઉઠયો, અને તે તેણીને જોઇ ઘણી સંભાળથી ઓરડામાં મુકેલી એક પેટી આગળ ગયો. તેણે તે સંભાળથી ખોલી અને માંહેથી એક નાનો બાકસ કહાડી તેમાંથી એક નાની શીશી કહાડી. તે પેલી શીશી લઇ તેણીના પલંગ આગળ આવ્યો, અને બહુ સંભાળથી તેણે તેણીના મોઢાંપરની સ્યાલ ખસેડી નાંખી. એ પછી તેણે પેલી શીશીનો બુચ ઉઘાડયો અને તે શીશી તેણીના નાક આગળ ધરી.

ગરીબ યાસી, તેણીએ આ સઘળી હીલચાલ ઉંઘવાનો ઢોંગ કરી ચીમઇને જોઇ હતી. તેણી ચેતી ગઇ કે તેણીનું મોત નજદીક હતું. શું કરવું તે તેણીને

સુઝયું નહિ. પેલી શીશામાંની પ્રવાહી કાતીલ ઝેર હતી તે તેણી તુરત પામી ગઇ, જેથી તેણીની છાતી દેહેસ્તથી બેસ્તી ગઇ. તેણીએ એકદમ ઉઠી પોતાના ખાવીંદની દયા ચાહવાનો વિચાર કીધો, પણ તેમ કરવા તેણીની હિમ્મત ચાલી નહિ. તેણીએ નક્કી માન્યું કે પેલી શીશામાંની પ્રવાહી તેણીના મોઢાંમાં યાતો કાનમાં એક બે ટીપાં નાખવામાં આવશે અને તુરત તેણીનું મરણ નીપજશે. કોઇ નબળાં બાંધાનુ માણુસ અંચીતો કાંઇ ભયંકર દેખાવ જોઇ જેમ બેપ્રામ થઇ જાય તેજ માફક હમણાં તેણીબી બેબાખરી થઇ ગઇ, અને એકદમ ઉઠી ગોધયારૂં કરી મુકવાને તેણીની છાતી ચાલી નહિ.

તેણીએ ધડકતે દીલે તેને પલંગ આગળ આવતાં દીઠો, પેલી શીશીનો બુચ ખોલતાંબી ફાટ ફાટ થતી છાતીએ જોયો, અને તેનો હાથબી તેણીના મોઢાં આગળ આવી ચઢયો. બસ હવે તેણીને લાગ્યું કે અગર તેણીનો ખાવીંદ તેણીને ચાહતો જ નહતો તો તેને સુખી કરવાથકી તેને જ હાથે મરવું બેહેતર હતું, અને જે થાય તે ખરૂં એવો વિચાર કરી તેણીએ બંદગીના કલામ પઢવા માંડયાં.

એક નિરદોષ બકરાને કાપવા માટે એક ક્રુર કસાઇ હાથમાં તેગ છરી લઇ તૈયાર થઇ રહેછે, ત્યારે તે નીરાધાર બકરૂં પોતાનો જીવ બચાવવાથકી તે બારેહકતાલાને અરજ ગુજારવા પોતાના ડોળા ઉપર ચઢાવી દેછે. તેજ માફક ગરીબ યાલીના ડોળાબી તેણીના બંધ પાંપણુમાં તે બારેહકતાલાની સેતાએશમાં ઉપર ચઢી ગયા, અને તેણી અર્ધ બેશુદ્ધ જેવી પડી રહી. તેણીનો દમ હવે જોરમાં ચાલવા લાગ્યો, અને એકાએક તેણીને કાંઇ વાસ આવ્યો. તેણીએ ચીમઇને જરા આંખ ઉઘાડી જોયું તો માલમ પડયું કે પેલી શીશી હલાકુએ તેણીના નાક આગળ ધરેલી હતી. તેણી ઝટ સઘળું ચેતી ગઇ. પેલી શીશામાંની પ્રવાહી સુંઘાડવાનું ઝેર હતું, કે જે સુંઘવાથી માણુસ એકાએક મરણ પામે, યાતો કાંઇ દરદ ભોગવી થોડાક વખતમાં રીબીને માર્યો જાય. એક પળ જેવો તેણીને આ ખ્યાલ આવ્યો કે તેણીએ પોતાનો દમ ઘુંટી નાખ્યો. તેણીના સારાં નસીબે

ઓરડામાં ઘણી ઝાંખી રોશની હતી જેથી તેણીનો બંધ થઇ ગયેલો દમ હલાકુને દેખાયો નહિ. તે પેલી શીશી તેણીના નાક આગળ ધરી ઉભોજ રહ્યો. યાસ્રીએ પોતાનો દમ બાંધી રાખવા જીવતોડ કોશેશ કીધી, અને એથી તેણીનું મરણ નીપજે તેનીબી તેણીએ દરકાર કીધી નહિ. તેણી બસ જરાબી દમ લીધા વગર સ્થીર પડી રહી, અને તરતજ બેશુદ્ધ થઇ ગઇ.

જ્યારે તેણીએ પાછી આંખ ખોલી ત્યારે સહવાર પડી ચુકેલી હતી, અને તેણીની દાયા તેમજ તેણીની મા તેણીને ગોલાબ જળ સુંઘાડતાં હતાં. તેઓને પૂછતાં માલમ પડયું કે તેણીને ઉઠાડવા માટે તેણીની દાયા તેણી પાસે આવી હતી પણ તેણીને બેશુદ્ધ જોવાથી તેણીએ ગોઘયારૂં કરી મુકયું હતું, અને ગોલાબ જળ સુંઘાડવાથીજ તેણી હુશિયાર થઇ હતી. થોડાજ વખતમાં તેણીને રાતનો સઘળો બનાવ યાદ આવી ગયો અને તેણી ધાસ્તીથી ધ્રુજતી આસપાસ જોવા લાગી. તેણીએ હલાકુને પોતાના પલંગ પાછળ ઉભેલો દીઠો. બેઉની આંખ એક થઇ, અને તેણીએ તેને એક એવી તો ધિક્કાર ભરી નજરથી જોયો કે તેણે પોતાની આંખ બીજી બાજુએ ફેરવી નાંખી. એ પછી તે ચરત કરી તેણી આગળ આવી તેણીને પસવારી પતાવવા લાગ્યો, અને તેના ખુની હાથના સ્પર્શથી જાણે તેણીના આખાં શરીરમાં વીજલી પસરી રહી હોય એમ તેણીને લાગ્યું; તેણી થર થર ધ્રુજવા પડી. તેણીએ તેને પોતાના બદનને હાથ લગાડવા સાફ ના કહ્યું, અને બાહાનુ કહાડી તેને ઓરડામાંથી બહાર મોકલાવી દીધો. એ પછી તેણી પોતાની માના ઓરડામાં જઇ રહી અને હવેથી ત્યાંજ સુવાનું ઠરાવ્યું.

કેટલાક દિવસ વહી ગયા, અને એક દિવસે હીંચીના એકાએક બીમાર પડી જવાની ખબર આખા મેહેલમાં પસરી રહી. કેટલાક દિવસનો તે અનમનાયા જેવો ફર્યા કરતો હતો, અને મેહેલના હકીમોની દવા પીતો હતો, કે જે તેને જરાબી કારગત લાગી નહિ અને તે ઓચીંતો એક રોજે બેહોશ થઇ ગયો; હકીમોએ તેની હાલત ધાસ્તી ભરેલી જણાવી.

યાલી સઘળું ચેતી ગઇ. તેણીએ ખાતરીથી માન્યું કે પેહેલાં તેણીની કાસર કાઢવા બાદ પાપી હુલાકુ અને જાંમીએ હીંચીનો કાંટો કાઢવાનો મનસુબો કીધો હશે; પણ હમણાં તેણી તેણીની માના ઓરડામાં જુદી સુતી હોવાથી હાલ તુરત તેણીને મારવાનું મોકુફ રાખી પેલાં બદમાસોએ હીંચીપર તેઓનો એલમ ચલાવ્યો હશે; અને તે તેઓના કાવત્રાંનો ભોગ થઇ પડયો હશે. તેણીને પહેલાં હીંચીનો ખ્યાલ આવ્યો નહતો, તેણીએ સ્વપનેબી માન્યું ન હતું કે તેણીને મારવા બાદ હીંચીનો કાંટો કહાડવાનો તેઓનો ઇરાદો હતો, અને હમણા તેણી જુદી સુતી હોવાથી પોતાના ખાવીંદની હીલચાલ તપાસવાનું હવે તેણીથી નહિ બનેલું હોવાથી તેણીને કશાબી ખબર પડી, ન હતી, અને છેલ્લે જયારે હીંચીની હાલત ધાસ્તી ભરી થઇ પડી, ત્યારેજ તેણી ઝટ સઘળું ચેતી ગઇ, અને આ બાબેની પકી બાતમી મેળવવાનો તેણીએ મજબુત ઠરાવ કીધો.



## પ્રકરણ ૧૮ મું.

### સુફેદ ખુન.

ત્યારે આપણે જોઇ ગયા તેમ, મરવા સુતેલા હીંચીના ઓરડામાં જયારે તેનો કાફર ભાઇ છૂપી રીતે દાખલ થયો ત્યારે યાલીબી તેની પૂઠે ચાલી આવી બાજુના ઓરડામાંના બારણાંની ફાટમાંથી તેની હીલચાલ તપાસતી ઉભી. જેમ સઘળાં તે મરણ પામતા શાહજાદાની બાજુમાંના કમરામાં બેઠેલાં હતાં તેમ યાલીબી ત્યાંજ હતી. સઘળાંઓએ આખો દિવસ માહેતમપોશી કીધી હતી. જાંમીએબી ખુબ ઢોંગ સોંગ કરી માથાંના બાલેબાલ પીખ્યા હતા. સાંજ પછી હકીમોની દવાથી દરદીની તાસનીસ કંઇક ઓછી થઇ હતી અને તે બેહોશ નીંદ્રાવશ થયેલો હતો. હકીમોએ તેની તપાસ કરી તેની ઉંઘમા જરાબી ખલલ નહિ કરવા ફરમાવેલું હોવાથી સઘળાંઓ બાજુમાંના ઓરડામાં જઈ બેઠાં હતાં, અને થાકેલાં હોવાથી ત્યાં કંઇક ઉંઘના ઝોકા ખાતાં હતાં. જાંમીને આશાએશ

લેવા ઘણુંબી સમજાવવામાં આવ્યું પણ તેણી એકની બે થઇ નહિ. અને તેણીના ખાવીંદનેજ વળગી ત્યાંજ બેસી રહેવાની તેણીએ જીદ કરી ચરત કીધાં.

સઘળાં માહેતમની થાકથી થાકી લોઠપોઠ થઇ પડેલાં હતાં, અને એકલી ચાલીજ સુવાના ઢોંગ કરી સાવધ જાગતી બીસ્તરાપર પડી રહેલી હતી. આશરે મધ્ય રાતે તેણીએ કાંઇ સનસનારો સાંભળયો અને તેણી ચમકી ઉઠી બારણા પાછળ ભરાઇ ચાલમાં બહાર નીકળી. આજ વખતે એક આકાર તેણી આગળથી પસાર થઇ ગયો કે જેને તેણીએ હલાકુ તરીકે તુરત પિછાન્યો. તેણી ભરાઇને ઉભેલી હોવાથી તેમજ અંધારૂ હોવાથી તેણી તેને દેખાઇ નહી. તેણી સાવચેતીથી તેની પૂઠે ગઇ, તે હીંચીના ઓરડામાં ધીરેથી દાખલ થયો, અને તેણી તે ઓરડા બાહાર બારણાની ફાટમાંથી તેની હીલચાલ તપાસતી ઉભી; અને તેણીએ શું જોયું?

આપણે જોઇ ગયા તેમ જેવો હલાકુ તે ઓરડામાં દાખલ થયો કે તેવીજ જાંમી ચમકી ઉઠી તેને સામે લેવા ગઇ. બેઉ ધીમે કદમેથી પલંગ આગળ આવ્યાં અને હલાકુએ સાવચેતીથી આસપાસ જોઇ પોતાના ઝભાના ખીસાંમાંથી એક નાની શીશી કહાડી. તેણે શીશીનો બુચ ઉઘાડયો અને તે હીંચીના નાક આગળ ધરવા ગયો પણ તે હેબતની એક ફાળ ખાઇ પાછળ હઠી ગયો. તેના ડોળા ફાર મારી ગયા; અને પોતાના મોઢાંમાંથી ચીસ નહિ નીકળી જવાય તે માટે તેણે મોઢે હાથ દાબી દીધો. જાંમી તેનો આ ગભરાટ જોઇ ફ્ગલાઇ ગઇ અને આનો સબબ પૂછવા તેણીએ ઇંતેજારીથી તેના તરફ જોયું. તેનાથી બોલી શકાયું નહિ, તે આંગલી કરી બિછાને પડેલા હીંચીને દેખાડવા લાગ્યો. જાંમીએ હીંચીના મોઢાં તરફ જોયું અને તેણીબી ધડકતી છાતીએ ધ્રુજવા લાગી. તેણીએ શું જોયું?

હકીમોની એજમતી દવાની અસરથી બેહોશ હીંચી હોશમાં આવતો ગયો હતો, અને જયારે હલાકુ ઓરડામાં દાખલ થયો ત્યારે તે તદન શુદ્ધિમાં આવી ગયેલો હતો, અને આંખ ઉઘાડી જોતો હતો; તો જો કે તેનાથી હીલ-

ચાલ થઇ શકતી નહતી, તેમજ વળી બોલીબી શકાતું નહતું; તોયે તેના શુદ્ધિમાં આવ્યાથી તે આસપાસ બનતું સઘળું સમજી શકતો હતો. તેણે હલાકુને તેના ઓરડામાં આવી છૂપી રીતે આવતાં દીઠો. એટલે તેની જીજ્ઞાસા ઉશ્કેરાઇ અને તે આંખ ફાડી જોવા લાગ્યો. પહેલાં તે સમજ્યો કે તે તેની ખેરઆફીયત પૂછવા આવ્યો હશે, તે એટલાં વેર કે જ્યારે તે તેની ઘણી નજદીક આવ્યો અને તેણે તેના હાથમાં એક શીશી જોઇ, અને વળી જાંમીને તેની સાથે કાંઈ હરસે મસલેહત કરતાં દીઠી ત્યારેજ તે સઘળું ચેતી ગયો, અને તેનું દીલ ગમમાં ગીરફતાર થઇ ફાટીતુટી ગયું.

તે ડોળા ફાડી જોવા લાગ્યો. હલાકુ તેની નજદીક આવ્યો અને પેલી શીશી ખોલી તેને સુંઘાડવા ગયો પણ હીંચીની આંખ ખુલ્લી જોઇ તે હરણફાર થઇ ગયો. તે થોડો વાર સ્તબ્ધ થઇ ઉભો, અને જાંમીબી ગભરાટમાં અકલાઇ ગઇ; તોપણ તેણીએ પેલી શીશી સુંઘાડવા થકી હલાકુને તુરત ઇશારત કીધી. તેણી ધામેથી તેને કેહેવા લાગી કે તેનાથી બોલી શકાતું નહિ હોવાથી કશી ધાસ્તી નહતી. અને આથી હલાકુ પોતાના ભાઇને મારી નાખવા પાછો તૈયાર થયો.

રે! રે! હીંચી! તેણે આ સઘળું કાવત્રું પોતાની નજરે જોયું! હવે તે પોતાની બીમારીનો ખરો સબબ ઝટ ચેતી ગયો. તે પામી ગયો કે પેલી ઝેરી શીશી રોજ તેને ઉંઘમાં સુંઘાડવામાં આવી હશે અને એથી તેને આ ભયંકર બીમારી લાગુ પડી હશે. તેણે હવે પોતાની અજલ નજદીક જોઇ. તેણે બુમ પાડવા થકી જીવતોડ પ્રયત્ન કીધો, પણ તેની જભાં ઉપડી શકી નહિ, તે લાઇલાજ થઇ ગયો. હવે તેણે પોતાના ભાઇની રહેમ ચાહવા તેના તરફ કરગરીને જોયું, પણ હલાકુએ પોતાની નજર ફેરવી નાંખી. પછી તેણે પોતાની ઝેરી જાંમી તરફ દયામણું મોંહ કરી જોયું પણ તેણીબી ડોળા કકડાવી તેને ધિઃક્કારથી જોવા લાગી. હવે તેની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં, તેણે તે પાપીઓપરથી પોતાની નજર ફેરવી તે બારેહકતાલા તરફ ઉંચે નજર કીધી, તે સાહેબની દાદ ચાહી; તે મનમાં ધરમના પાક કલામો પઢીયો અને મરવા તૈયાર થયો.

અરે! અરે! પાપી ઇનસાન! આ ફાની જગતમાં દગાનો દોર તું કેટલો ચલાવશે? શું તું ત્યાં કાયમનો રેહેનાર છે? ઓ ઉજ્બખ! સાંભળ, કે અગર તેં આ જુઠી દુનિયામાં સાઠ વર્ષની ઉમ્મર ભોગવી; હા, તારી અહેમકાઇના આંજણથી અંજાયલી આંખોએ તો તુંને સાઠ વર્ષની જ ઉમ્મર દેખાશે; પણ ખરેખરી તારી ઉમ્મર તો આ પ્રમાણે જાણજે:–સાઠ વર્ષની તારી ઉમ્મરમાં ત્રીસ વર્ષ તો રાતના ગયાં, યાને ત્રીસ વર્ષ વેર તો તું સુઇ રહ્યો. બાકી રહ્યાં ત્રીસ, એમાંથી વીસ વર્ષ તો પહડવા શિખવામાં તારી નાદાન વયમાં ચાલી ગયાં, અને રહ્યાં દશ, જેમાંથી ત્રણ ચાર વર્ષ દુ:ખ બિમારીમાં કપાયાં, એટલે બાકી વધ્યાં છ વર્ષ; અને ઓ આંધળા! તારી જીંદગી છ જ વર્ષની આ દુનિયામાં તેં ભોગવેલી ખરી રીતે જોતાં ગણાઇ શકાય. એ છ વર્ષમાંબી તુંને કંઇ કંઇ ચિંતાઓમાંથી પસાર થવું પડયું, ત્યારે હવે તારી સુખી જીંદગી કયાં ગઇ? તેં પોતાને સુખી બનાવવા લોકોનાં ગલાં કાપ્યાં, પણ તું કેટલો વખત સુખી થયો? કેટલાં વર્ષ? કેટલા દહાડા?

'ખુદા જ્યાં રાખનાર છે, ત્યાં મારનારનું કશું ચાલતું નથી.' વડવાંઓની આ કેહેણી રાસ્ત વ દરોસ્ત છે. ગરીબ હીંચીએ પોતાની આંખના ઇશારાથી તે પાપીઓની ઘણીબી રહેમ ચાહી પણ તેઓએ તેનાપર કશીબી દયા બતાવી નહિ. હલાકુએ હિંમત કરી હવે પેલી શીશી પાછી તેને સુંઘાડવા થકી ખોલી અને તે તેના નાક આગળ ધરવા ગયો, પણ બાજુના ઓરડામાંથી કાનના બેહેર ફાડી નાખે એવી કોઇની ચીસ સંભળાવાથી શીશી તેના હાથમાંથી પડી ગઇ અને બેઉ હરણ ફાર થઇ એક બીજાંને જોતાં પૂતળાં જેવાં ઉભાં રહી ગયાં.

ગરીબ યાલી, તેણીએ પોતાના ખાવીંદની કસરેવજ ચાલ નજરે જોઇ, અને તેણીની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. ફરેસ્તાઇ ખસલતના હીંચીને છોડી આવા એક પાપી ચંડાળનો હાથ ધરવા માટે તેણી હવે અંત:કરણથી પસ્તાઇ. જો કે તેણી પસ્તાવાના ગારમાં તો અત્યાર આગમજની ડુબી

ચુકેલી હતી તોપણ જયારે હમણા તેણીએ તેણીના વરથી તેના ભાઇને બેજાન થતાં નજરેનજર જોયો ત્યારે તેણીનો પસ્તાવો કીનામાં બદલાઇ ગયો, તેણીની દિલગીરીએ તેણીનું અંતઃકરણ છેદી ભેદી નાખ્યું.

હલાકુથી તેના ભાઇને કેવો ગેર ઇનસાફ થયો હતો, અને પોતેબી હીંચીને કેવી બેવફા નીવડી હતી એ ખ્યાલ હમણા તેણીની છાતી બેસાડી નાખતો હતો, તેણી બેફામ જેવી ઓરડામાં ચાલતો રાહગાટ જોતી હતી; તે એટલાં વેર કે છેક છેલ્લી ઘડી વેર શું કરવું તે તેણીને સુઝયું નહિ, અને જયારે છેલ્લાં હલાકુ પેલી શીશી એક વખત ફરીથી હીંચીને સુંઘાડવા ગયો ત્યારે જ તેણીના મુખમાંથી એક ઓંચીતી ચીચયારી નીકળી પડી.

બાજુમાનાં ઓરડામાં સુતેલું એકે એક જણ ચમકી ઉઠીયું અને હીંચીના ઓરડામાં ધસ્યું. બેઉ બાદશાહઓ તેમ જ તેઓની બેગમો અને બીજા નોકર નફરો હરણફાર થઇ ઓરડામાં દોડી ગયા, અને તેઓની સામેના એક બીજા ઓરડામાંથી યાલી ડગાએલી જેવી ધસી આવી સ્તબ્ધ થઇને ઉભી. કોઇની જબાં ઉપડી નહિ, બીમાર હીંચી પાછો બેશુદ્ધ થઇ ગયેલો હતો, અને સઘળાં તેને એકચીતે જોઇ અચરતીમાં કેટલીક પળ ઉભાં રહ્યાં, કે ગોયા જાણે નાટકનો એક 'તાબલો' ત્યાં થઇ રહ્યો.

થોડીક પળમાં હલાકુ સાવધ બની ગયો તેણે તુરત જાંમી આગળ જઇ તેણીના કાનમાં કાંઇ કહ્યું, અને બેઉ એક પલકારામાં ઓરડો છોડી ગયાં. યાલી પોતાની દિલગીરીમાં સુનીબાવરી બની ગયેલી હતી, તેણી એક પળ પુતળાં માફક આ સઘળો દેખાવ જોતી ઉભી રહી. પણ પછી તુરતજ તેણી બોલી ઉઠી 'પકડો!' બાદશાહઓની ઇસારતથી ખીજમતદારો તે નાઠેલાંઓની પૂઠે દોડયા, પણ તેઓ તેમને પકડી શકયા નહિ. તેઓ મેહેલની બહાર નીકળી ચુકેલાં હતાં અને તેઓ કઇ દિશાએ ગયાં હતાં તે કોઇને માલમ પડયું નહિ.



# પ્રકરણ ૧૯ મું.

---

## બજમે ફાની.

સહવાર પડી ચુકી અને ભેદનો પડદો ખુલી ચુકયો. તબીબોએ પેલી શીશી તપાસી તે કોઇ જાતના છૂપાં કાતીલ ઝેર હોવાનો અભિપ્રાય આપ્યો. યાલીએ દુ:ખી દિલે સઘળો ખુલાસો કીધો. તેણીએ પહેલાંથી તે છેલ્લાં સુધીની પોતાની હકીકત જણાવી દીધી, અને આટલીવાર આ સઘળું છૂપાવવા માટે તેણી પોતાના પિતાની માફી ચાહવા લાગી.

હવે બધાંની દિલસોજી હીંચી તરફ ઉશ્કેરાઇ અને સૌ કોઇ તેના હાતમ દીલ માટે તારીફ કરવા લાગ્યું. તેને આપેલા આવા મોટા ભોગ, તેમજ પોતાના ભાઇ તરફની તેની જાન ફેસાની માટે સૌએ કદર ખાધી, અને સૌ તેના જલદી સારાં થઇ જવાની દુવા ચાહવા લાગ્યું.

તેની તબિયત ધીમે ધીમે સુધરતી ગઇ, અને મહીના એકમાં તો તે તદન સારો થઇ ગયો; પણ હકીમોએ તેની તપાસ કરી જણાવ્યું કે તે બિલકુલ દીવાનો થઇ ગયલો હતો. ઘણાબી ઇલાજ અજમાવવામાં આવ્યા પણ તે પાછો કદી શુદ્ધીમાં આવ્યોજ નહિ, અને વર્ષોના વર્ષ એવીજ હાલતમા રહ્યો. તે આખો દિવસ એક ખુણામાં બેસી રહેતો અને એક ચીતે જોયા કરતો, ખાવાનું તેમજ પીવાનુ આપતાં તે પીતો ખાતો, નહિતો કલાકના કલાક એમજ બેસી રેહેતો.

તેના મા બાપ તેમજ બાદશાહ સિનયાગો તેની આવી હાલતથી ગમમાં ગીરફતાર થઇ ગએલાં હતાં. તેઓ તેની આગલજ બેસી રહી તેને મનાવવાના હરહર ફાંફાં મારતાં, પણ તે તેઓની વાતચિત કે ઇશારાઓ જરાબી સાંભળી કે સમજી શકતો નહતો.

બાદશાહઓએ હલાકુ અને જાંમીની ઘણી શોધખોળ ચલાવી પણ તેઓ કયાં ભરાએલાં હતાં તેનો કોઇબી પતો મેળવી શકયું નહિ. તેઓને શોધી કહાડવા

માટે ઇનામો જાહેર કરવામાં આવ્યાં પણ કોઇએબી તેઓ બાબેની ખબર આપી નહિ; જેથી તેઓ લાઇલાજ થઇ ગયા. વખત વહેતો ગયો, પણ તેઓનો કશોબી પતો મળયો નહિ, તેમજ હીંચીની હાલતમાંબી કશો સુધારો થયો નહિ. યાલીબી તેની આગલ જઇ તેને હર તરેહ સમજાવવાની વેતરણ કરતી પણ તે જરાબી સમજી શકતો ન હતો.

એ પછીના બે વર્ષ વીત્યા બાદ બાદશાહ સિનયાગોને પોતાના દેશમાં અગત્યનું કામકાજ નીકલી આવ્યાથી ત્યાં ઉપડી જવાની ફરજ પડી, અને તે પોતાની બેગમ તેમજ બેટી યાલી સાથે મુસાફરીએ જવા ઉપડયો. જતી વખતે તમામ શાહેરનું લોક તેને સીરયાના જંગલની સરહદવેર મુકવા ગયું. બાદશાહ એ-મનામાહાતબી પોતાના લાહો લશકર સાથે તેને વીદાયગીરીનું માન આપવા ગયો.

છુટાં પડતી વખતે બેઉ બાદશાહ એક મેકને બગલગીરી કરી ઝાર બે ઝાર રડયા અને આવો ગમનાક દેખાવ જોઇ કુલ ખલકતની આંખમાંથી પાણી પડયાં. બેઉ બાદશાહઓના બચ્ચાં કેવાં નાફરમાન અને બદહવસી નીકળેલાં હતાં તે શેહેરે શાહેરના લોકોને રોશન હતું, અને તેઓ આ બુજરગ બાદશા-હઓની દીલજાનથી કદર ખાતાં હતાં.

બેઉ બાદશાહઓ એકમેકને મળી ભેટી છુટા પડ્યા, અને બાદશાહ સિનયાગોની સ્વારી આગળ વધી. સ્વારી છેક નજર આગળથી દુર જઇ ગેબ થઇ ગઇ ત્યાં વેર લોકોએ હુરરેના પોકારો કીધા, અને હવામાં રૂમાલો ઉરાડી એક મેકને સલામો કીધી. બાદ બાદશાહ એમનામાહાત દુ:ખી દીલે મેહેલમાં પાછો ફર્યો.

એ પછી કેટલાક મહિના વીત્યા બાદ બાદશાહ એમનામાહાત તેને લાગેલી બેજાલતના ફટકાના ગમથી ઓચીંતો બીમાર પડયો, અને લાંબા દિવસનો ખાટલો ભોગવવા લાગ્યો. તે નબલો અને નબલો પડતો ગયો અને છેવટ તે એટલોતો નાતવાન થઇ ગયો કે હકીમોએ તેના બચવાની આશા છોડી. મરણ વખતે આ મહાન બાદશાહએ પોતાના કાફર બેટા હલાકુપર કીનો લેવાની ઘણી તિક્ષણ

ઇચ્છા કીધી હતી, અને આવી ઇચ્છા પોતાના અમીર ઉમરાવોનેબી કરવા ફરમાવી જઇ તે મરણ પામ્યો; અને ત્યાં તે મહાન બાદશાહ એમનામાહતની કથા સમાપ્ત થાય છે."

'ઓ બાદશાહ! હું છું આ લેખનો લખાવનાર તારો બુજરગ વઝીર, અને એનો લખનાર તારો દાનાવ ફીલસુફ ગુરૂ લુગો.'



## પ્રકરણ ૨૦ મું.

———:o:———

## સિનયાગોનું મુડદું.

દીકરા, આવી રીતનું તે પોથામાંનુ લખાણ હું વાંચી રહ્યો કે મારી આંખ માંથી દડદડ આંસુ પડવા લાગ્યાં, કેમકે અંદરની હકીકત મારીજ હતી. આજથી એક હજાર વર્ષપર હું કેમ અને કયાં જનમેલો હતો, તેમજ મારાપર શું શું વિપતીઓ પડી હતી જે સઘળું જાણી હું ગમમાં ગીરફતાર થઇ ગયો. તે પોથાને પગે લાગી હું ઉઠયો, અને પેલી બેઠકપરથી નીચે આવી મેં મારા પેલે ભવના બાપ બાદશાહ એમનામાહાતને સેજદો કીધો, કે જેણે મારાં માથાંપર હાથ મુકી મને આશીશ દીધા. એ પછી હું તેની નજદીક જઇ બેઠો, અને તેણે બાંગે બુલંદ અવાજે બોલવું શરૂ કીધું:—

'બુજરગો! આ પાપી ચંડાળ કે જેને મને અને મારા બેટાને કેવું દુઃખ દઇ બેજાલત લગાડી હતી, જે સઘળું આપણે એને જણાવી ગયા છીએ. આજથી એક હજાર વર્ષપર હું આજેજ સાંજે આઠ વાગે મરણ પામ્યો હતો, અને આજેજ આપણને એનો ભોગ તે મહાન દેવી ગુંડીને ચઢાવવો જોઇએ. આ રાજા સિનયાગોની નાની બેટી જાંમી કે જેણી હીંચી તે હમણાના આ મારા મંચી સાથે પરણી હતી, અને એણી બેવફા થઇ એને મુકી નાસી ગઇ હતી, ઉપરાંત વળી એને ઝેરથી મારી નાખવામાં મદદ કીધી હતી, જે સઘળું

આ પોથામાંથી આપણે જાણી ગયા છીયે. એણીના બીજા ભવમાંબી એણી સુધરી નહિ અને પોતાના કરતુક જારી જ રાખી સરવાળે આ નીચ હલાકુ તે હમણાના જાંગીર બામજી સાથે પાછી નાહાસી ગઇ. એણીનેબી આપણે સજા કરવી જોઇએ, પણ મારી ઇચ્છા એવી છે કે એણીને જીવાડી મારા દીકરા મંચી સાથે ત્યાં રાખવી અને એઓએ સલાહ સંપજથી સંસાર ભોગવવો. હું આશા રાખુંછ કે પોતાના ખાવીંદ તરફની બેવફાઇ તજી દઇ હવે એણી પોતાની જીંદગીના બાકીના દિવસોમાં એને સુખી કરશે. માટે બોલ એ જાંમી, તે હમણાની આઇમાય! તારે તારા પેલે ભવના તેમજ હમણાના ખાવીંદ સાથે રેહેવુંછ કે નહિ?'

તે સાધુઓના ટોળાંમાં ચુપચાપ થઇ રહ્યું. મારી ગૈરી આઇ થોડાક વખત વિચાર કરવા લાગી, પછી તેણી નાજુક અવાજે બોલી:

'અગર જાંગીર મરણ પામનાર છે તો હુંબી એની સાથે મરણ પામશ. હું મારા ધણી સાથે રહી શકનાર નથી, કેમકે હું તેને ચાહતી નથી.'

તેણીના આવાં બોલવાથી સાધુઓના ટોળાંમાં ધુસ ધુસ થતી સંભળાઇ. મારો બાપ લાલ આંખોએ આઇને જોવા લાગ્યો, પછી તે ગંભીરપણે બોલ્યો:

'બુજરગો! આ પાપી છોકરીએ હજુબી પોતાની તુંડાઇ છોડી નથી. એણીને પોતાના પાપોની સજા પુરતી થઇ ચુકેલી છે. એણીએ ઘણા કંગાળ અવતારોમાં જનમો લીધેલા છે, અને આ છેલ્લા અવતારમાં એણીને એક હજાર વર્ષ પછી પાછી લાવવામાં આવી છે કે જે એણીની પોતાના ધણી તરફની ફરમાંબરદારી અને ચાહાની પરીક્ષા માટેની કસોટી છે. અગર એમાં એણી પાછી હઠીલી ને બેવફા થશે તો હવે પછી એણીને દોજખી દાકણનો અવતાર આપવામાં આવશે. માટે હજુબી એ હઠીલી છોકરી! ગંભીર ઘેર કરી મને જવાબ આપ?'

પાછી તે ટોળાંમાં ધુસ ધુસ શુરૂ થઇ, અને પાછી સઘળે ચુપકીદી પંથરાઇ. તારી મા આઇ કશુંબી બોલ્યા વગર ચુપજ બેઠી, જેથી મારા બાપે ગંભીર અવાજે પાછું બોલવું આગળ ચલાવ્યું:—

'અહસ્થો ! અગર એણીનો બાપ બાદશાહ સિનયાગો આજે ત્યાં હાજર હતે તો તે આજે એણીને શું સજા કરતે તે અટકલવું સહેલ છે. હું ઇચ્છુંછ કે એણીના બાપની હાજરીમાં આપણે એણીને સજા કરીયે. પણ રમલ ફેંકતા મને માલમ પડયું છે કે એણીનો બાપ બાદશાહ સિનયાગો, આજથી પચીસ વર્ષ બાદ અમેરિકાના ન્યુયોર્ક શહેરમાંથી આપણને મળશે; અને આ પચીસ વર્ષનો લાંબો સફો એઓને સજા પહોંચાડયા વગર હું પસાર થવા દેતો નથી. માટે અહસ્થો ! આજ રાતે આઠ વાગે એઓને સજા કરવામાં આવશે, એ બાબે તમો કોઇને વાંધો છે?'

તે ટોળાંમાં પાછી હરૂસેથી વાતચિત શુરૂ થઇ અને પછી બધાઓ સાથે બોલી ઉઠયા: 'અમને કશોબી વરવાંધો નથી, ઓ બાદશાહ!'

'ઠીક,' મારો પેલે ભવનો બાપ પાછો બોલ્યો, 'આપણા ધરમના રીવાજ મુજબ આપણે એઓને સજા કરીશું. એઓ બેઉના કાલજાં એઓના પેટમાંથી જીવતાં જીવત કહાડી લેવામાં આવશે અને તે આપણી દેવીમાતાનાં મોઢાંમાં મૂકવામાં આવશે. આ હલાકુ તે હાલનો જાંગીર, મારો દીકરો, એટલે મારી મતા છે, પણ આ જાંમી, તે આઇમાય બાદશાહ સિનયાગોની બેટી, એટલે પરાઇ મતા છે, જેથી મારેથી એણીના બાપની રજા લીધા વગર સજા થઇ શકે નહિ; માટે આપણે એણીના બાપની રૂબરૂમાં તેની રજા લઇ એણીને સજા કરીશું. બૂજરગો! તમો આ પીરામીડના પશ્ચિમ તરફના ખંગમાં જાવો, ત્યાં સાત પાયેરી ચઢી નંબર બસો સતાવનમાંની કબરમાંથી તે મહાન બાદશાહ સિનયાગોના શબને લઇ આવો, કે જેને તેના કુટુંબ સાથે તેને માટેના ખાસ બનાવેલાં દિવાનખાનામાં રાખવામાં આવેલો છે.

તેના ફરમાન મુજબ છ સાત સાધુઓ ઉઠયા અને તેને ફરમાવેલી જગ્યાએ ગયા. પંદરએક મીનીટમાં તેઓ પોતાની ખાંધપર એક સંગેમરમરની પેટી ઉઠાવી લાવ્યા, અને તે બધાંની વચમાં મુકી. એ પછી તેઓએ ઉપરથી તે પેટીના ઢાંકણનો પથ્થર ખોલી નાખ્યો, અને માંહેથી એક શાલમાં લપેટેલી

લાશ બહાર કહાડી. જોકે હજાર ઉપર વર્ષ થઇ ગયેલાં હતાં, તોપણ તે સ્યાલ જરાબી ખરાબ થયેલી યાતો તેનો જરાબી રંગ ઉડી ગયેલો નહતો. સાધુઓએ તે સ્યાલ છોડી નાખી અને માંહેથી એક બૂજરગ શખસની લાશ બહાર કહાડી જમીનપર સુવાડી.

લાશ ઉપર જરાબી કોહવાટ કે ખરાબીની નીશાણુ દેખાતી નહતી. જાણે તુરતનોજ એક માણસ ભર ઉંઘમાં પડયો હોય એવો જ તે લાશનો તરો-તાજગી ભર્યો દેખાવ હતો. લાશને જમીનપર મુકયા બાદ મારો બાપ તેની આગળ આવ્યો, અને ત્યાં લાશ આગળ ઉભો. સઘળા સાધુઓ ગોળ કુંડાળું થઇ ગોઠવઇને બેઠા. એ પછી સઘળાઓએ પોતાની આંખ વીંચી, તેઓએ સમાધી કીધી, અને એ મુજબ અડધો કલાક તેઓ મુંગા મંતર બેશી રહ્યા. બાદ સઘળાઓએ એકી વખતે પોતાની આંખ ખોલી અને મારો બાપ ગંભીર અવાજે પેલી લાશને એકચીતે જોઇ બોલ્યો:

'ઓ મારા જીવ જાનના દોસ્ત મહાન બાદશાહ સિનયાગો! આજે એક વખત ફરીથી મારી મુલાકાતે આવ. આ પીરામીડમાં આવ્યા પછી મેં તારી મુલાકાત લીધી હતી જેને વર્ષો થઇ ગયાં છે, આજે તું મને પાછો એક વખત ફરીથી ભેટ. તારી પાપી બેટી તેમજ મારો મુજી બેટો આખરે આજે એક હજાર વર્ષ પછી મને મળ્યાં છે, અને તેઓએ આપણુને જે દુઃખ દીધું હતું તેનો કીનો લેવાનો છે, માટે ઓ બાદશાહ! તારી બેટીપર અમો તારો કીનો લઇએ કે નહિ તેની અમને રજા આપ. ઉઠ અને મને મલ, ઓ બાદશાહ!'

થોડીક પળ સઘળું ચુપચાપ થઇ ગયું. અમો આંખ ફાડી પેલી લાશને જોવા લાગ્યા. થોડાજ વખતમાં મેં તાજુબીથી જોયું કે પેલી લાશે પોતાની આંખ ખોલી અને તે પેલા સાધુઓના સરદારને જોવા લાગી. એ પછી તે મુડદું ધીમે ધીમે ઉઠવા લાગ્યું અને છેવટ તે ઉઠીને બેઠું. તેણે પોતાના હાથ પોહલા કીધા અને પેલો સાધુઓનો સરદાર તેને ભેટી પડયો. એ પછી તે મુડદું ઘણુાજ ગંભીર અવાજે બેઠું બેઠું બોલ્યું:

'મારા ભાઇ તોલના વ્હાલા દોસ્ત એમનામાહાત! તારી ખાહેશ મુજબ હું તુને મળવા આવ્યો છું. ગઇ કાલેજ મેં અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં 'ફીફ્થ એવીન્યુ'માં રહેતા એક કરોડપતી નામે 'જારડીન હયુમ'ને ત્યાં જનમ લીધેલો છે, અને મારૂં નામ 'કોંકલીન' પાડવામાં આવશે. આજથી પચીસ વર્ષ બાદ હું તને મળીશ, તેટલાં તું મારે માટે થોભજે. મારી આ પાપી બેટી પોતાના ખાવીંદ સાથ હજુબી નહિ રહે તો એણીને તું તારાં દીલમાં ચાહે એવી સજા કરજે, અને આપણી દેવીને ચઢાવજે. મારે એટલુંજ કહેવું છે ઓ બાદશાહ!'

આટલું બોલી પેલું મુડદું પાછું ધબ દઇને જમીનપર પડી ગયું, અને સઘળાઓએ નાકઘસણી કરી તેને સેજડો કીધો. બાદ પેલા સાધુઓએ પાછું તેને તેની પેટીમાં ગોઠવીને મુકયું, અને તેની જગ્યાપર મુકી આવ્યા. જે પછી મારો સાધુ બાપ ગંભીરપણે બોલ્યોઃ

'માહાતમાઓ!' આ પાપી સ્ત્રીને સજા કરવી કે નહિ તે એણીના બાપે ખુદ આપણુને કહ્યું છે. માટે આપણુને તેની ઇચ્છા અમલમાં મુકવી જોઇએ. મારા દોસ્ત સિનયાગોએ ગઇ કાલેજ અમેરિકામાં જનમ લીધો છે, અને આજથી પચીસ વર્ષ પછી તે આપણુને મળશે. હવે મારે વધુ કાંઇબી કહેવું નથી. હમણા સાંજના ૭ વાગ્યા છે અને આપણુને સજા આંઠ વાગે કરવાની છે' માટે તમો સઘળાંઓ પીખાઇ ભજન માટે તૈયાર થઇ રહો.'

---

## પ્રકરણ ૨૧ સું.

---

### નાહાસ.

તેના ફરમાન મુજબ સઘળાઓ ઉઠયા અને ભોજન બનાવવામાં રોકાયા. દીકરા સોરાબ! તું જે આટલો વખત ઉપરના મજલાપર ઉંઘમા પડેલો હતો તે હવે તું જાગેલો હોવાથી તુંને હેઠે લાવવામાં આવ્યો, અને તારી માને સપુ-

રદ કરવામાં આવ્યો, કે જેણીએ તુને જમાડી અને ત્યાંના ઝરામાનું પાણી પાઇ હુશિઆર કીધો. સઘળા સાધુઓ નાહવા ધોવામાં રોકયેલા હતા. પીરામીડના એક ખંગમાં કુવો ખોદેલો હતો કે જેમાંથી નિરમળ મીઠું પાણી મેળવી શકાતું હતું, કે જ્યાં સઘળા પાણી છાણી ભરવામાં મસગુલ હતા. હું બી મને આપવામાં આવેલું તરેહવાર ફળોનું ભોજન ખાવામાં રોકાયેલો હતો. એકલો જાંગીર જ ઉદાસ ગમગીન જેવો બેઠેલો હતો, તેના પાણી સદંતર મરી ગયેલાં હતાં. હમણા તેની અને આઇની હાલત એક સુડી વચેની સોપારી જેવી થઇ પડેલી હતી.

થોડાજ વખતમા મેં મારૂં ભોજન પૂરૂં કીધું અને હું ત્યાંના કુવામાંનું પાણી પીવા કુવાવાળા ખંગમાં ગયો. પાણી પી મોઢું હાથ ધોઇ હું મારી જગ્યા આગળ પાછો આવ્યો, તો મેં તાજુબીથી જોયું કે જાંગીર અને આઇ તેમ જ તું, ત્યાં નહતાં. એક ધાસ્તી ભર્યો ખ્યાલ મારાં મગજમાંથી પસાર થઇ ગયો, મેં ગભરાટમાં આમ તેમ જોયું. મારા જોવામાં આવ્યું કે દુર પીરામીડના સમ ચોરસ દિવાનખાનામાંથી, દિવાનખાનાના થાંભલાઓ પાછળ ભરાઇ ભરાઇને બે આકારો નાહાસ્તા હતા.

હું આ દેખાવ જોઇ હેરતમાં હેબતાઇ ગયો. તેઓ કોણ હતાં તે મેં તુરત પારખી કાઢયું અને હવે શું કરવું તે મને સુઝયું નહિ. પેલા એકે એક સાધુઓ ઉપરના મજલાપર કામમાં રોકાયેલા હતા, અને મારૂં બુમરાણબી તેઓને સંભળાય તેમ નહતું; અને વળી શોર કરી મુકવાનુંબી મને બીલકુલ ધ્યાન રહ્યું નહિ.

હું બસ ધસારાબંધ તેઓ પૂઠે દોડયો. તેઓની હેમકાઇપર મને હસવું આવ્યું, કેમકે હું સમજવા લાગ્યો કે તે પીરામીડમાંથી નાહાસ્વાના બીલકુલ રસ્તા નહતા; પણ જ્યારે મેં તેઓને નીચેના ખંગમાં આવેલાં ભોંયરામાં પેસ્તાં દીઠાં ત્યારે જ મને ભાન આવ્યું. મને યાદ આવ્યું કે આ પીરાપીડના એક ભોંયરાંમાંથી જવાથી નદી કીનારે નીકળાતું હતું, કે જે પેલા સાધુઓનો સરદાર બોલ્યો હતો.

તેઓ આ ભોંયરામાં યાહોમ પેઠાં, અંધારૂં કાળું કીલ્માણ હતું, તેઓને મેં અછડતાં જોઇ લીધાં, અને મેં જોયું કે તને જાંગીરે કેડપર લીધેલો હતો અને તેનો એક હાથ પકડી આઇ તેની સાથે ચાલતી હતી. એ પછી તેઓ મને દેખાયાં નહિ, અને હું જ્યારે તે ભોંયરાનાં છેડા આગળ આવી પુગ્યો ત્યારે મને દુરથી ચાલવાના પગલાંના અવાજ સંભળાવા શિવાય બીજું કશું દેખાયું નહિ. હુંબી યાહોમ ભોંયરાંમાં પેઠો અને હાથ પોહલા કરી તંતોસ્તાં તંતોસ્તાં ચાલવા લાગ્યો. અંધારૂં એટલું કાળું હતું કે આપણો હાથ વટીક આપણને દેખાતો નહતો.

હું બહુ સાવચેતીથી ચાલતો હતો. મારા પહોલા કીધેલા હાથ બે બાજુની ખડબચડી દેવાલોને અથડતા હતા, અને ઉપર હાથ ફેરવી જોતાં મને માલમ પડયું કે ઉપરની દીવાલ બી એક જ માણસ પૂર ઉંચી હતી. અંદરની હવા ઘણી ઘેરાયલી હતી, પણ કોઇ કોઇ વખતે તાજા પવનનો સપાટો નાકને અથડતો હતો, જેથી હુશિયારી આવતી હતી. આ પવન કયાંથી આવતો હતો જે માલમ પડતું નહતું, પણ તે ઘણે દુરના કોઇ બાકાંમાંથી આવતો હોય એમ આપણા નાકને લાગતી ઘેન ઉપરથી માલમ પડતું હતું.

ખાસાં એકસો પગલાં હું ચાલ્યો હોઇશ કે હું એક દીવાલને અથડી પડયો. આ દીવાલ શું હતી જે હું અંધારામાં પારખી શકયો નહી, પણ દીવાલની એક બાજુએ ખાલી જગ્યા, અને બીજી બાજુએબી ખાલી જગ્યા હોવાથી મને લાગ્યું કે આ બાજુએથી બે રસ્તા જુદા પડતા હતા અને હવે કયો રસ્તો લેવો તેના વિચારમાં હું ઉભો. પેલાંઓના પગલાંનો અવાજબી હવે મને સભળાતો નહતો જેથી તેઓ કયે રસ્તે ગયલાં હતાં એ પારખવું મુસ્કેલ હતું.

આવા ખ્યાલમાં અંધારાંમાં હું વિચારમાં ઉભેલો હતો એવામાં મારાં નાકને પવનની એક થંડી લેહેકી લાગી, અને મારાં ફીફરાં ફુલી તે થંડા પવનનો સુસવાટો ખેંચવા લાગ્યાં. આ પવન પેલાં બે રસ્તામાંના કયા રસ્તામાંથી આવતો હતો જે મેં તપાસ્યું, અને આ મુજબ હું બેઉ રસ્તા બાજુએ ઉભો. તુરત મેં પારખી કાઢયું કે જમણી બાંજુના રસ્તામાંથી પવન આવતો હતો અને

વળી ત્યાંથી દરિયાના મોજાં જેવોબી કાંઇ ધીમો અવાજ કાને પડતો હતો; જ્યારે ડાબી બાજુના રસ્તામાં સઘળું શાંત માલમ પડતું હતું. આથી મેં ધાર્યું કે જમણી તરફના રસ્તા પરથી કીનારો ઘણો નજદીક હોવો જોઇએ, જેથી હું તે જ રસ્તે પાછો અંધારામાં આમ તેમ હાથ ફેરવતો આગળ ચાલ્યો. થોડોવાર ઉભો રહી મેં સાંભળ્યું વટીક કે પછવાડેથી કોઇના આવવાના પગલાં સંભળાય પણ મારે કાને કશોબી અવાજ પડયો નહિ, જેથી મેં ધાર્યું કે પેલા સાધુઓને અમારા નહાસવા બાબત હજી ખબર પડી નહતી.

જેમ જેમ હું આગળ ચાલ્યો કે પવનની થંડી અને થંડી લેહેકી આવતી ગઇ, અને પાણીના વેહેવાનો અવાજબી હવે પરગરો સંભળાતો ગયો. થોડાંક પગલાં વધુ ચાલ્યા પછી મેં ખુશાલીથી દુરથી દેખાતી એક રોશની જોઇ, અને આગલ આવતાં આવતાં મને તે રોશની એક બલુ રંગના ધાબાંમાં દેખાઇ કે જેને મેં આસમાન પરના તારા તરીકે તુરત ઓળખી. ખુશાલીથી મારૂં જીગર છલ છલી રહ્યું અને હું ઉલટમાં આગળ વધ્યો. થોડાંક પગલાં વધુ, અને હું એક ખુલ્લાં મેદાનમાં આવી પુગ્યો.

એક ખડકની બાજુમાંથી આ ભોંયરાંમાંનો રસ્તો ખતમ થતો હતો, અને તે ખડકના ઘણા ભીતરમાં આવેલો હોવાથી કોઇ અજાણ્યાને તે દેખાય તેવો નહતો; અને દેખાય તો બી તે કોઇ જંગલી જાનવરના નાના ગુફારોકી રહેઠાણ જેવો જ લાગતો હોવાથી અંદર પેસવાની કોઇબી હિંમત કરી શકે નહિ.

જેવો હું બહાર નીકળ્યો કે હું આજુબાજુ જોવા લાગ્યો. તે એક નદીના રેતાલ કીનારાનું વેરાન મેદાન હતું, અને થોડેક દુરથી નદીનાં પાણી ધસારા-બંધ વહેતાં હતાં. દુર નજર ફેંકવાથી મને એક રોશની દેખાઇ, હું તે તરફ ગયો. આગલ આવતાં મને માલમ પડયું કે આ એક વહાણ હતું. હું દોડતો કે તે તરફ ગયો. હું તુરત પામી ગયો કે આજ વાહાણમાં પેલાંઓ ચઢી બેઠેલાં હોવાં જોઇએ. જેથી હું જીવ લઇ તે તરફ દોડયો. વ્હાણની છેક આગળ હું આવી પુગ્યો કે મેં વ્હાણપર ઉભેલાં બે જનને તુરત ઓળખ્યાં કે જેઓ

કોઇ જ નહિ પણ જાંગીર અને આઇ હતાં. તેઓ મને જોઈ છુપાઈ ગયાં, પણ તે પહેલાં તો મેં તેઓને જોઈ લીધાં.

વ્હાણમાં કેટલાક કાબુલી ખલાસીઓ તરહેવાર માલ ભરતા હતા અને હવે કામ ખલાસ થવા આવેલું હતું. હું વ્હાણના માલમ આગળ ગયો અને વ્હાણ કયાં જતું હતું જે વિષે પૂછયું. તેણે મને જણાવ્યું કે 'સતલજ' નદી-માંથી પંજાબ અને સીંધ થઇ સુરત અને મુંબઈ બંદરો કરી વ્હાણ સીલોન તરફ જતું હતું. મેં તુરત સુરત બંદરે મને લઇ જવા માલમને કહ્યું, અને તેણે ખાવા પીવા સાથે ભાડાંના પચાસ રૂપિયા માંગ્યા, કે જે મેં તુરત ગણી આપ્યા. સારૂં થયું કે મેં મારા ડગલાનાં ખીસાંમાં જ મારી પાસના સઘળા પૈસા મુકેલા હતા અને તે અનામત હતા. જાંગીર અને આઇ કયાં જતાં હતાં જે વિષે પૂછતાં મારી ખુશાલી વચ્ચે તેણે મને જણાવ્યું કે તેઓ બી સુરત જ જતાં હતાં. તેઓએ વહાણના મુખડાપરની કેબીન લીધી હતી, જેથી મેં પાછલા ભાગ પરની લીધી. વહાણપર કાબુલી અને આરબ મોતીના વેપારીઓ હતા કે જેઓ મોતીની શોધમાં આ તરફ આવેલા હતા.

## પ્રકરણ ૨૨ મું.

### ઝીનો લેવાઈ ચુકો.

થોડા જ વખતમાં ભરતી થવાથી વહાણનુ લંગર ઉચકવામાં આવ્યું અને સઢ ખોલી નાંખવામાં આવ્યાથી સડસડાટ આગળ વધ્યું. પવન ઘણો સારો પીઠનો મળેલો હતો તેમ જ રૂતુબી ખુશનુમાં શાંત હતી. હમણાં રાતના આઠ વાગ્યાનો અમલ થયેલો હતો, અને આજ ઘડીએ બદમાશ જાંગીર તેમ જ આઇને પેલા સાધુઓ બેજાન કરી દેવીને ભોગ ચઢાવનાર હતા, કે જેમાંથી તેઓ નશીબ સંજોગે બચી ગયાં હતાં.

પણ તેઓ મારા ફીનામાંથી લેશ ભારબી બચ્યાં ન હતાં. મારૂં મગજ ફીના અને ફીનામાંજ ઉછલી રહ્યું હતું, અને હમણાંબી હું વ્હાણના તુતકપર બેશી, આસમાન તરફ તારા ગણતો એકચીતે જોઇ, બેધ્યાનીથી વિચાર કરતો હતો. મેં ચોપાસ નજર ફેંકી કે અમારી પૂઠે પેલા સાધુઓ આવતા હોય તો દેખાય; પણ મને ફીનારે તેમજ પાણીમાં કોઇબી દેખાયું નહિ; અને હવે વહાણ ઘણું દુર ગયેલું હોવાથી અને વળી હું થાકેલો હોવાથી મને આપવામાં આવેલાં નાન કવાબનું ભોજન લઇ પાણી પી હું મારી કેબીનમાં જઇ સુઇ ગયો, અને મારો ફીનો કેવી રીતે અમલમાં મુકવો તેનો ઉંઘમાં સ્વપનો જોવા લાગ્યો.

સવારના ઉઠી મ્હોં હાથ ધોઇ દુધ ઇંડાના નાસ્તાએ ભુખ તૃપ્ત કીધી. જાંગીર અને આઇ મારી બાજુએ આવતાં નહતાં તેમજ હુંબી તેઓ તરફ જતો નહતો. છેક બપોરે 'બેલાસપુર' નામના શેહેરમાં અમારાં વહાણે લંગર કીધું, અને સરસામાન આપ લે કીધા બાદ ત્યાંથી ઉઠાંગીરી કરી ચાલ્યા. હવે સાંજ પડવા આવી હતી, સૂર્ય પૂર તેજથી 'સતલજ' નદીના ચાંદી જેવાં પાણીપર ચમકતો હતો, અને તેનાં આથમતાં કીરણોમાં મેં દુરથી એક વહાણને જોયું. 'આ વહાણ પેલા સાધુઓનું કેમ નહિ હોય?' એવો હું ખ્યાલ કરવા લાગ્યો, અને રાત પડેલી હોવાથી પાછો મારી કેબીનમાં જઇ ખાઇ પી સુઇ ગયો. ફીનો, ફીનો, અને ફીનો, બસ એજ બોલ સ્વપ્નામાં મારો સીનો ફોડતો હતો.

પાછલી રાતે 'ફીરોઝપૂર' બંદર કીધું, જ્યાંથી ઉપડી સાંજે 'ફતેહપૂર' આવી પુગ્યા. ત્યાંથી ઉપડી બે દિવસે સીધ હેદરાબાદ થઇ કરાંચી આવી ચઢયા, અને ત્યાંથીબી માલ ઉતાર લે કરી ઉપડી જઇ એરેબીક સમુદ્રમાં દાખલ થયા. એક દિવસ પછી કચ્છ બંદર કીધું, જ્યાંથી સૂરત જવા પાછું ચાલુ મુકયું.

પેલું મને દેખાયેલું વહાણ અમારી પાછળજ ઘણે દુર હતું; અને જ્યાં જ્યાં અમે વલાણ લેતા, ત્યાં ત્યાં તેબી અમારી પૂઠેનું પુઠેજ આવતું હતું. અમે જ્યારે કરાંચી બંદર કીધું ત્યારે તેબી અમારી પુઠેજ આવ્યું અને તે અમારી સાથે થઇ જતે પણ અમે બંદર કરી ચુકયા, કે એક એવું તો સખ્ત તોફાન

ચઢી આવ્યું કે પેલાં વ્હાણથી કીનારે પહોંચાયું નહિ અને તે કિનારાથી ઘણે દુર ઘસડાઇ ગયુ. અમે જ્યારે બંદરેથી ઉપડયા અને તેની બાજુએથી વલાણ લીધી ત્યારે દુરથી મેં તેનો રાહઘાટ જોઇ લીધો.

આ વખતે અમો તે વહાણથી અડધેએક માઇલ દુરથી ચાલી ગયા અને દુરથી તેને જોતાં તે વહાણના તુતકપર મેં કેટલાક ભભુકયા પોશાક પહેરેલા શખસોને જોયા કે જેઓને મેં પેલા સાધુઓ તરીકે તુરત પિછાન્યા. આ વખ્તે જાંગીર અને આઇ બી તુતકપર ઉભાં રહી તે વહાણને જોતાં હતાં, અને તેઓએબી તે વહાણપર કોણ હતા તે પારખી કાઢયું, કેમકે તેઓનાં મોઢાં ફીકાં થઇ ગયેલાં મેં સાફ જોયાં.

એક દિવસ બાદ અમારૂં વહાણ ખંબાતના અખાતમાં દાખલ થયું. વખત સાંજનો હતો, અને હવા ખુશનુમા હતી; પણ એકાએક હવામાં ફેરફાર થઇ ગયો, અને પવનના વંટોલિયા સાથનું એક એવું તો સખત તોફાન ઉભરી આવ્યું, કે અમારાં વહાણના સઢ હજુ તો ખલાસીઓ બંધ કરી દેવા જાય એટલામાં ચીરીયે ચીરીયાં થઇ ગયા. સઢના પોલનાં દોરડાંઓ સુતર માફક તડોતડ તુટી ગયાં, મોટા રાક્ષસી પોલો દીવાસલી માફક કડાકડ આરીયાં થઇ ગયાં, કે જેના અવાજે દીલમાં કંપારી ચલાવવા લાગ્યા.

વહાણ આમથી તેમ બેશુમાર ડોલા ખાવા લાગ્યું, દરિયો દમામનો દોર ચલાવી ઉછાલાપર ઉછાલા મારવા લાગ્યો, અને તેના આવા દમામપર સરસાઇ કરવા આસમાને પોતાની હેબતનાક ગર્જના ચાલુ કરી દીધી. જાણે એબી થોડું હોય તેમ થોડાજ વખતમાં તમામ આકાશ શાહી માફક કાળું થઇ જઇ ધોધમાર વર્ષાદ વર્ષવા લાગ્યો. અમારી પાછળનાં પેલાં વહાણનોબી એવોજ હાલ થયેલો હોય એમ લાગ્યું. કેમકે જોકે તે અમને દેખાતું નહતું, તો પણ અમે દુરથી આવતા લાકડાંના પોલો ભાંગવાના અવાજો સાફ સાંભળ્યા. કોઇને કાંઇ સુઝયું નહિ, અને હવે દરિઆની દયાપર છુટવા શિવાય કશો ઉપાયબી નહિ હતો; જેથી વહાણનો દરેક ખલાસી તેમજ માલમ વહાણની હેઠેના ગોદાઉનમાં

જઇ ભરાઇ બેઠા. વહાણુમાંનો તમામ સામાન એમથી તેમ ને તેમથી એમ એક એકના દીલપર ઉથલાવા લાગ્યો. જેઓને કોઇ જનમમાં દરિઓ લાગેલો નહિ તેઓબી ઓ ઓ કરી ઓકારી કરવા લાગ્યું, અને લાઇલાજ ઉકરૂ કુકરૂ થઇ એક ખુણામાં ભરાઇ રહ્યું.

પરોઢયું થઇ ચુકયું, અને આશરે પાછલી રાતે ચાર વાગે અમારાં વહાણને એક જબરદસ્ત આંચકો લાગ્યો. સૌ કોઇ હેબતનુ માર્યું તુતકપર દોડી ગયું અને જોઇએછતો અમારી બાજુમાંજ એક વહાણ ડુબતું જણાયું. આપ્તાબ નીકળવાની તૈયારીને હજુ જરા વાર હતો પણ પરોઢયાંની ઝાંખી રોશનીમાં અમે પેલાં વહાણમાં સાધુઓનાં ટોળેટોળાં જોયાં. તે પેલા પીરામીડમાંનાજ સાધુઓ હતા, અને અમારી શોધમાં અમારી પૂઠે આવ્યા હતા.

તેઓને જોઇ આઇએ એક ચીચયારી પાડી, અને જાંગીરબી ફુગલાઇ ગયો. તેઓનું વહાણ અમારેથી થોડેક દુર ડુબતું હતું. અંધારાંમાં તેઓનું વહાણ અમારી સાથે અથડી પડયું હતું, અને અમારૂં વહાણ મજબુત અને મોટું હોવાથી તેઓના નાના વહાણને એક મોટું ગાબડું પડયું હતું કે જેમાંથી ધોધમાર પાણી તે વહાણમાં પેવસ થતું હતું. અમારેથી તેઓને બચાવી લેવાય તેમ નહતું; કેમકે દર્યો ઘણો ઉછળતો હોવાથી અને વળી અમારા સઢ ટુટી ગયેલા હોવાને સબબે અમારેથી તેઓ આગળ જવાઇ શકાતું નહતું.

તેઓનું વહાણ હવે ઘણું ડુબવા લાગ્યું, એટલે પેલો સાધુઓનો સરદાર તે મારો પેલે ભવનો બાપ કાંઇ હોકમો કરવા લાગ્યો. આથી બધા સાધુઓ વહાણના તુતકપર બેસી આંખ મીચી સમાધી કરતા અમને જણાયા જે પછી પેલો સરદાર બાંગે બુલંદ અને અમને સંભળાય તેવા અવાજે બોલ્યોઃ—

'ઓ બદમાશો! જાંગીર અને આઇમાય! તમો મારા કીનામાંથી છુટી જવા પામ્યાં છો, પણ યાદ રાખજો કે આજથી બારસો વર્ષ પછી હું પાછો જનમશ અને મારો કીનો લેવસ; પણ હમણા તો તમો કીનામાંથી છટકી

શકશોજ નહિ. તે મહાન બાદશાહ સિનયાગોએ હમણાંજ અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં જનમ લીધેલો છે, કે જેમ તેની લાશે આપણને જણાવ્યું છે, અને મને એવી આધાહી થઇ છે કે આજથી પચીસ વર્ષ પછી તેની દીકરી તે આ હમણાની આઇમાય અને મારો આ કાફર બેટો ન્યુયોર્ક જવા પામશે અને તે બાદશાહ પોતાના હાથે પોતાનો કીનો લેશે.'

'એ મારા હીંચી! તે હમણાના મંચી! હું તુંને મારો સઘળો ઇલમ શિખવી જનાર હતો કે જે તુંને બહુ કામ લાગતે. તું શું કામ નાહાસી ગયો તે મને માલમ પડયું છે. તું આ મુજીઓ પાછળ એઓને પકડવા દોડી ગયો, કે જેમાં તારો જરાએ કસુર ન હતો. દીકરા! હું હમણાં મરણ પામું છું. બારસો વર્ષ પછી હું પાછો જનમશ. અરે! અરે! અમારૂં આ કામ ફતેહમંદ થશે કે નહિ તે માટે અગર મેં રમલ ફેંકયા હતે તો અમને તુરત સઘળું માલમ પડી જતે, ને વળી અમારાં આજનાં મોતની બી અમને આધાહી થતે; પણ કિસ્મતમાં લખેલું મટી શકતું નથી, મોત આગળ કોઇનો ચારો નથી. અગર અમો અમારા અભિયાસમાં આગળ વધેલા હોતે તો આજનું મોત અમો અટકાવી શકતે, પણ અમારા અભ્યાસ માટે ઘણાં ઘણાં વર્ષો જોઇએ, અને મોત આવતું અટકાવવામાંજ અમારો ઇલમ આવીને અટકેલો હતો; અને મોત બાબત જ અમો હમણાં અભિયાસ કરતા હતા.

'પણ ફીકર નહિ, બારસો વર્ષ પછી પાછો જનમ લઇ હું એ આપણા પીરામીડમાં પાછો જવશ, અને મારા ઇલમના જોરે મને અગાઉનું શિક્ષણ પાછું યાદ આવી જશે. જે પછી હું આ મારા અમીર ઉમરાવોને પાછા તેડી ફરીથી મારૂં કામ આગળ ચલાવશ. દીકરા! તું બાદશાહ સિનયાગોને મળે તો આજના આ ગમનાક બનાવથી તેને વાકેફ કરજે, અને તેને બારસો વર્ષ પછી મને મળવા કેહેજે. દીકરા હમણાં હું તુંને મારા ઇલમના એક નાના જેવા ભાગનો વારસો આપી જવા માંગું છું, અને તુંને મારા ઇલમનો ગુપ્ત બોલ કહેવા ચાહું છું કે જે તુંને ઘણો કામ લાગશે. તું ચાહે તે કામની

ઇચ્છા કરી આ બોલ મનમાં બોલવાથી તે કામ પાર પાડી શકશે. દીકરા! તું તારો કાન ઉત્તર દીશા તરફ ફેરવ એટલે હું મારા ઇલમના જોરે હરૂસેથી તે બોલ તુંને કહું.'

તેના કેહેવા મુજબ મેં મારો કાન ઉત્તર દીશા તરફ ફેરવ્યો, અને જાણે કોઇ મને કાનમાં કહેતું હોય એમ મારા કાનમાં આવો અવાજ પડયો કે: 'સેપંજીસરાએ.' તુરત મેં મારાં ખીસાંમાંથી પેનસીલ કહાડી આ બોલ મારાં બદ્દીયાનની બાંયપર લખી લીધો. તેનું સઘળું બોલવું જાંગીર તેમજ આઇએ સાંભળ્યું હતું પણ તેઓને આ ઇલમનો છુપો બોલ સંભળાયો ન હતો કે જે ઇલમના જોરે હરૂસેથી મને જ કેહેવામાં આવ્યો હતો. અમારાં વહાણપરના માણસો કાબુલી અને આરબી હોવાથી તેઓ બી તેનું આ ગુજરાતીમાં બોલવું જરા બી સાંભળી શકયા ન હતા અને તે શું બોલતો હતો તે તેઓને સમજ પડી ન હતી; પણ તેઓએ એવી અટકલ કીધી હોય કે તે પોતાની છેલ્લી બંદગી કરતો હતો.

તે બોલવું પુરૂં કરી રહ્યો કે એકાએક એક ગંજાવર મોજો તેઓના વહાણ પરથી ફરી ગયો, અને તેણે વહાણને સપાટામાં લઇ દર્યાના ઉંડાણમાં ગાયેબ કરી નાખ્યું. સઘળા સાધુઓ ખોદાનું નામ લઇ દર્યામાં ગરક થયા. જેટલા સાધુઓ તે પીરામીડમાં હતા તે સઘળા અમારી શોધમાં અમારી પુઠે આવેલા હતા, અને તેઓએ પોતા માટે એક ખાસ વહાણ રોકેલું હતું, કે જે કોણનું હતું, તે હું કહી શકતો નથી. તેપર સાધુઓ શિવાય બીજું કોઇ નહતું, અને હું અટકલી શકયો કે તેઓના ઇલમના જોરે તેઓ આ વહાણ મેળવી શકયા હોય.

હજુ તોફાન જરા બી નરમ પડેલું ન હતું. પેલાં અલોપ થયેલાં વહાણની સદંતર ધનનસલ નાબુદ થઇ ગયેલી હતી. સહવારૂં હવે પડી ચુકયું અને ઉગતા સૂર્યના ઝાંખાં અજવાળાંમાં અમારૂં વહાણ વસઇની ખાડીમાં પેઠું. થોડેજ દુર એક મસ મોટો ખડક હતો, અને અમે હેબતથી જોયું કે અમારૂં વહા-

ણ તે તરફ જ ઘસડાઇ જતું હતું. અમે વહાણ બીજી બાજુએ ફેરવી શકતા ન હતા કેમકે તોફાનથી તેનુ સુકાન નીકળી ગયેલું હતું.

હવે અમો તે ખડકની ઘણા નજદીક આવી પુગ્યા કે માલમે બીજો કશો ઇલાજ નહિ જોઇ એક બોટ દર્યામાં ઉતારી તેમાં સઘળાંઓને બેસી જવા જણાવ્યું. હજુ તો બોટ દર્યામાં ઉતરી કે વહાણ ખરાબે લાઘી ગયું અને ડુબવા લાગ્યું. અમો સઘળાં બોટમાં બેસી ગયાં. જાંગીર આઇ અને તુંને બી બોટમાં લઇ લેવામાં આવ્યો. હજુ હું તુતકપર જ હતો અને બોટમાં ઉતરવાની તૈયારી કરતો હતો; તેટલાં મે જોયું કે જાંગીર વહાણપર પાછો ચહડી આવ્યો. તે પોતાનું કાંઇ ભુલી ગયો હતો જે લેવા થકી કેબીન તરફ ધસ્યો. તે શું ભુલી ગયો હતો જે હું ચેતી ગયો, તે પોતા પાસેનો જર જનસનો દાબડો લેતાં વીસરી ગયો હતો અને આ છેલ્લી ઘડીએ તેને યાદ આવ્યાથી તે તે લેવા પોતાની કેબીનમાં તુતક નીચે ધસી ગયો.

આજ વખતે મારો કીનો મારાં મનમાં ઉભરી આવ્યો. મેં વિચાર્યું કે આખરે મને તક મળી, અને આ સોના જેવી તક હતી. હવે વહાણમાં કોઇ ન હતું, તે ધીમે ધીમે ડુબતું હતું; એટલે હું બી જાંગીરની પુઠે ભરાતો ભરાતો તેની કેબીન તરફ દોડી ગયો. તે પોતાની કેબીનમાં દાખલ થયો, મેં તેને અદર જતાં જોયો. તુરત હું કેબીન આગળ ગયો. તેની કેબીનમાં ગુઠણ પૂર પાણી ભરાઇ ચુકેલાં હતાં, અને તે પાણીમાં હાથ ઘાલી કાંઇ શોધતો હતો. તેણે મારા તરફ પીઠ કીધેલી હતી, એટલે મારા તરફ તેનું ધ્યાન ખેંચવા હું જરા થાંસ્યો. તુરત તેણે ચમકીને પાછળ ફરી જોયું, અમારી બેઉની નજર એક થઇ, તે ફગલાઇ ગયો, અને મેં તેના તરફ ધિઃકકારની એક છેલ્લી નજર નાખી કેબીનનો દરવાજો બંધ કરી નાંખ્યો; અને બહારથી સાંકળ દઇ દીધી. અહા! મારો કીનો સાબુત લેવાઇ ચુકયો.

———:o:———

# પ્રકરણ ૨૩ મું.

---

## દુ:ખની સમાપ્તિ.

એ પછી હું બહાર નીકળી પડયો, અને બોટમાં બેસી ગયો. જાંગીર હજુ પાછો કેમ નહિ ફર્યો એ માટે આઇ વહાણના તુતકપર આતુર ચેહેરે જોવા લાગી અને તેણીએ શોર કરી મુકયો; પણ કશું વળ્યું નહિ. થોડા જ વખતમાં વહાણપર પાણી ફરી વળ્યું, અને ખાડીના કીચલમાં તે ચીટકી બેઠું. તેણીએ શોકાતુર અવાજે રૂદન કીધું, અને મને તિક્ષ્ણ નજરથી જોયું; હું કંઇક મુછમાં હસ્યો, એટલે તેણી સઘળું ચેતી ગઇ.

હવે તોફાન બિલકુલ શાંત થઇ ગયેલું હતું, અમારી બોટ ધીમે ધીમે વસઇ બંદરે જતી હતી, અને થોડાજ વખતમાં તે કીનારે પહોંચી. ગામના લોક અમારી ખબર પૂછવા દોડી આવ્યાં કેમકે રાતના તોફાનથી તેઓ ચેતી ગયેલાં હતાં કે અમારૂં વહાણ દુબી ગયેલું હશે. તેઓએ અમને સારો આશરો આપ્યો, અને શાહેરના શેઠીઆઓએ અમારી ઠીક બરદાસ્ત લીધી.

અમોએ ઝાડોના છાંયા હેઠલ આશરો લીધો અને શેહેરના લોકોએ આપેલા ખોરાકપર શુકરાના કીધા. રાત પડવા આવી અને અમો થાકેલા હોવાથી સુઇ ગયાં.

સવારના ઉઠી મેં તાજુબીથી જોયું કે આઇ ત્યાં ન હતી અને એક ઝાડ હેઠળ તું એકલો સુતેલો હતો. તેણી કયાં ગઇ હતી જે હું કહી શકતો નથી, પણ મેં ધાર્યું કે મારી ધાસ્તીને લીધે અને મારા કીનામાંથી બચવા થકી તેણી તુંને એકલો મારા સ્વાધીનમાં મુકી નાંસી ગઇ હતી. હવે મેં તેણી પૂઠે જવાની દરકાર કીધી નહિ, મારો કીનો પૂરેપૂરો લેવાઇ ચુકયો હતો, જેથી તેણી હવે ગમે ત્યાં જાય એ બાબે મેં હવે મગજ કસયું નહિ. હવે દુનિયા મારે મનસે

તમામ અકારી થઇ પડેલી હતી. હવે હું આ દુનિયાની રંજ અને જંજાળ છોડી દઇ સાધુ થઇ જવા ઇચ્છતો હતો.

જેવો તું ઉંઘમાંથી ઉઠયો કે મેં તુંને ગાયનું દુધ વેચાતું લઇ પાયું, જે પછી તુંને કેડપર લઇ હું શહેરમાં ગયો. મારા સાધુ બાપે મને વારસામાં આપેલો એલમનો પેલો ગુપ્ત બોલ અજમાવવાનો મેં વિચાર કીધો. જેથી હું એક એકાંત જગ્યામાં ગયો, અને ત્યાં એક ઝાડ આગળ બેસી મેં પૈસા મેળવવાની ઇચ્છા કીધી; જે પછી હું પેલો 'સેપંજીસરાએ' કરીને બોલ બોલ્યો. તુરત તે ઝાડનું થડ ફાટી ગયું અને અંદરથી એક કોથલી નીકળી આવી. મેં આ કોથલી બહાર કહાડી કે પાછું પેલું બાકું બંધ થઇ ગયું; જે પછી પેલી કોથલી ખોલી જોઇ તો અંદરથી તમામ તે રૂપિયાથી ભરેલી દેખાઇ.

આ કોથલી લઇ અને તુંને પાછો ઉચકી હું ચાલતો થયો. શહેર બહારની એક વાડી આગળ હું આવી પુગ્યો. આ વાડીમાં હું પેઠો, તે તમામ કેળાં અને લીંબુના ઝાડોથી ભરેલી હતી. વાડીની વચમાં એક ઝુપડું હતું જ્યાં હું ગયો. અંદર એક બૂઢો જપ જેવો પારસી બેઠેલો હતો, જેની પાસે તેવી જ એક અઘોડ જેવી સ્ત્રી હતી, અને તેઓ માટી બૈએર દીસતાં હતાં. હું તેઓ આગળ ગયો, અને ગઇ રાતના તોફાનની વાત કીધી. જે પછી પેલા શખસને મેં જાદુથી ઉપજાવેલી રૂપિયાની પેલી થેલી આપી અને કહ્યું કે અગર તેઓ તુંને તેઓને ત્યાં રાખીને પાલે તો હું તેઓને પેલા રૂપિયાની થેલી ઉપરાંત દર મહિને રૂપિયા સો મોકલાવતો રહું.

તેઓએ થોડોકવાર મસલત કીધી, જે પછી પેલો શખસ બોલ્યો જે તેને કાંઇબી છોકરાં નહિ હોવાથી તે મારા છોકરાને ખુશીથી પાલશે. આથી ખુશી થઇ મેં તુંને તેઓને હવાલે કીધો, અને દર મહિને ટપાલ મારફતે રૂપિયા પહોંચાડવા કબૂલ્યું. જે પછી તુંને શહેરની કોઇ લાયક સ્કુલમાં મુકી ઘટતી કેળવણી આપવા તેઓ પાસે કબુલાત લીધી, અને સઘળો બંદોબસ્ત કરી તુંને તેઓને હવાલે કરી હું તે વાડીમાંથી નીકળી ચાલ્યો.

દુનિયા! દુનિયા! તારા દગાનો દોર કયારે નરમ પડશે? એકબી ઇનસાન એવું નહિ હશે કે જે તારી ગરદીશમાં થોડું કે ઘણું સપડાયું નહિ હોય! અફ્સોસ! તારા દગા ફટકાનો પુરતો અનુભવ ઇનસાન જ્યારે મેળવી રહેછ, તે દીનપર દીન પાહવરદું થતું જાયછ, અને છેવટ તે દરેક કુન્હેમાં એકકું થાયછ, ત્યારે જ તે આ દુનિયાંથી ઉઠાંગીરી કરી જાયછ! એ બધાંનો ભેદ શું? અફ્સોસ! કોઇબી તે પારખી શકયું નથી!

દીકરા! તુંને મુકીને જતાં મારૂં હૈયું ભરાઇ આવ્યું, અને હું તે વાડીના એક ઝાડ હેઠળ બેસી જઇ પોકેપોક રડયો. મારાપર વીતી ગયેલા સઘળા બનાવો આ વખતે એક પછી એક મારી નજર આગળથી પસાર થઇ ગયા, મેં ભોગવેલું સઘળું દુઃખ મારી છાતીમાં ઉભરી આવ્યું, અને જાણે આંસુના દર્યાના દર્યા મારી આંખમાં ઉભરી આવ્યા. હું બેઅખતિયાર એક બચાં માફક રડયો.

રડવાથી મારૂં મગજ કંઇક હલકું પડયું, ને હું એક વખત ફરીથી પેલાં ઝુપડાંમાં ગયો ને તુંને ફરીથી પેટમાં ચાંપ્યો. જે પછી જીવ કઠણ કરી હું ત્યાંથી નીકળી ચાલ્યો. સ્ટેશનપર જઇ મેં મુંબઇ જવાની ટીકીટ લીધી, અને મુંબઇ આવી એક હોટેલમાં ઉતર્યો. ત્યાં કેટલાક દિવસો રહી મેં મારી આ દુઃખ ભરી કાંહાણીને લગતો હેવાલ લખી કાઢયો. જે પછી મેં મારા જાદુના જોરે રૂપિયા પચાસ હજાર ઉપજાવ્યા અને તે મુંબઇ બેંકમાં મુકી એના વ્યાજમાંથી દર મહિને રૂપિયા એકસો તારાં પાલનહાર પેલાં ગરીબ પારસી ધણી ધણીયાણીનાં જોડાંને મળતા રહે એવો બંદોબસ્ત કીધો.

એ માટે મેં મારા સુરતના મિત્ર બેરામશા બેરીસ્ટરને આ કામ સોંપ્યું, અને તેવણને નાણાંની સારી જેવી રકમ ઇનામ આપી દર મહિને તારી ખબર અંતર લેવા તેમ જ તુંને દર મહિને રૂપિયા પુગાડવા જણાવ્યું. જે પછી મેં આ મારી કથાના હેવાલનું બંદલ તેવણને સ્વાધીન કીધું અને એ તું જ્યારે

વીસ વર્ષની ઉમ્મરનો થાય ત્યારે તુંને હવાલે કરવા જણાવ્યું. એ બંદલ સારી-રીતે એક દાબડામાં પેક કરી ઉપર મારી મ્હોર કીધી હતી જે દીકરા તું તપાસી લેજે, કેમકે એ બંદલ અગર કોઇ ઉખેડવા પામે તો અંદર પેલા ગુપ્ત ઇલમનો જાદુઇ બોલ લખેલો છે તે તે જાણી લે. દીકરા, આ બોલનો તું તારે ગમે તેમ ઉપ્યોગ કરજે. જે ચીજ તુંને જોઇતી હોય તેની ઇચ્છા કરી આ બોલ બોલશે કે તે ચીજ તારી આગળ હાજર થશે.

હવે દીકરા મારે વધુ કાંઇબી કેહવું નથી. અગર તારાં પાલનહાર પેલાં ડોસાં ડોસી મરણ પામે તો તુંને બેરામશાએ પોતાને ત્યાં રાખવાની કબૂલાત આપી હતી. દીકરા હવે હું ખતમ કરૂંછ. અગર હું જીવતો હોઇશ તો તુંને પાછો મળીશ. હું હવે રંગુન જઇ ત્યાંના બુધ મંદિરમાં જોડાઇ સાધુ થઇ જવા ઇચ્છું છું. મારી ઇચ્છા એવી છે કે ત્યાંના સઘળા સાધુઓ અને પંડિતમાં ખપતા ઓલમાઓને ટીબેટ તરફના પેલા પીરામીડ આગળ લઇ જવા અને તેઓને તે દટાઇ રહેલો અસલી એલમ તેમજ અગાઉના લોકોની ફીલસુફી દેખાડવાં. અગર હું એમ નહિ કરૂં તો તે હજારો વર્ષની મહાન ફીલસૂફી એમની એમ દટાએલી રહે.

અફસોસ! હિન્દુસ્તાનમાં એવા કંઇક હુન્નર એલમો દટાઇ રહેલા હશે, અને તે હિન્દુસ્તાનીઓની એક જ ખોડથી. તે એકે પોતે જે જાણતો હોય તે બીજાને દેખાડવું નહિ; અને તે વિષેનો જરાબી ખુલાસો કર્યા વગર મરણ પામવું. પશ્ચિમ તરફના લોકો હજુબી એમ કહેછ કે તેઓ મેસમેરીઝમ હીપનોટીઝમ વગેરે હિન્દુસ્તાનમાંથી શિખ્યા એ કાંઇ ખોટું નથી. તેઓ દુર દેશાવરોથી પોતાનાં વતન તજી હ્યાં આવેછ, અને પછી જંગલે જંગલ ભટકી આવા નાદર ગુપ્ત એલમો શિખી જાયછ; પણ તેઓ પોતાનું હાતમ દીલ એ ઉપરથી દેખાડેછ, કે તેઓ સાફ કહેછ કે 'અમો હિન્દુસ્તાનમાંથી આ સઘળું શિખ્યા છીયે.' તેમ જ તેઓ પોતાનો હુન્નર છાણો નહિ રાખતાં તેનાં પુસ્તકો પ્રગટ કરી તમામ દુનિયાના લોકોને તે જાહેર કરેછ.

હવે દીકરા ત્યાં મારૂં કલેજું ગમથી ફાટી જાયછે ત્યાં એવુ એવું પીજન જવા દે. હવે તુંને હું છેલ્લી સલામ કરૂંછ. આ વખતે મારી આંખમાંથી ચોધાર આંસુ વહેછે, કે જેના ડાઘા તું આ કાગળપર જોશે. દીકરા જીવતો રહેજે ને ઘણું સુખ જોજે; અને તારા બાપપર વીતી ગયલું દુઃખ કોઇ કોઇ વાર યાદ કરી મારાપર અફસોસ કરજે; તથા મારા હાથે પેલા પાપીના થયેલાં ખૂન બાબે તે બારેહકતાલા પાસે મારે માટે માફી ચાહજે. અહા! તે પાપી ચંડાળનો ચેહેરો મારા ધ્યાનમાં આવેછ ત્યારે હજુબી મારૂં લોહી ઉકળી આવેછ; પણ હવે તે સઘળું ખલાસ થઇ ગયુંછ, તે મુજી પોતાના પાપોનો જવાબ આપવા તે સાહેબની દરગાહે પહોંચી ચુકોછ.'

'દીકરા હવે હું ખતમ કરૂંછ, મેં આ ખાલી જગ્યાપર ચુમી લીધીછ માટે તુંબી ત્યાં ચુમી લેજે એટલે તું મને ભેટયો હોય એવો મને કરાર થશે. દીકરા સાહેબજી.

હું છુ તારો વહાલો બાપ મંચેરજી બાપુજી,

તે

એક હજાર વર્ષ ઉપર બેબીલોનમાં રાજ ભોગવી ગયેલા બાદશાહ એમનામાહાતનો વડો બેટો હીંચી.

## પ્રકરણ ૨૪ મું.

## પાછો જીવતો કેમ ?

આવી રીતે પેલાં લંબાન કાગળના વીંટામાંના દાસ્તાનનો છેડો આવ્યો. પહેલાં પ્રકરણમાં આપણે જોઇ ગયા તેમ વાલકેશ્વરની પશ્ચિમ તરફના એક બંગલામાંના ઓરડામાં એક વીસ વર્ષનો પારસી જવાન આ વાંચવામાં રોકાયલો

હતો. તે એક વખત વાંચી ગયો હતો અને તેણે આ બીજી વખત તે લંબાણ દાસ્તાન વાંચ્યું હતું, કે જે વાંચતાં સવારની સાંજ થઇ હતી. ગઇ કાલે તેની વીસમી વર્ષગાંઠ ગઈ હતી, અને પેલું કાગળનું બંડલ તેને હવાલે કરવામાં આવ્યું હતું. તેણે ગઇ કાલે આખો દિવસ તે વાંચ્યું હતું, અને આજે તેણે તે એક વખત ફરીથી વાંચ્યું. વાંચી રહેવા બાદ તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, તે પોકે પોક રડયો. એ પછી તે તે ઓરડાના ખુણામાં મુકેલી ઇઝીચેરપર લેટી ગયો અને એક ચિત્તે વીચારમાં ઓરડાની સીલીંગ તરફ જોઇ બડબડવા લાગ્યો:—

'અફસોસ! ગરીબ બાપ! તારાપર કેવી કેવી આફતો ગુજરી ચુકી! તું કેટલો હેરાન પરેસાન થયો! તારાપર આફતો લાવનારપર સદહજાર લ્યાનત પડજો! તેઓ દુ:ખી થઇને મરજો! ઓ ખુદા!'

તે એક છલાંગ મારી ખુરશીપરથી ઉઠી આસમાન તરફ એક હાથ ઉંચો કરી બોલ્યો:—

'અને મારા બાપને દુ:ખ દેનાર આ દાસ્તાનમાંનો પેલો પાપી જાંગીર અને મારી મા આઇમાય આજ ઘેરમાં છે! હું તેઓનાજ ઘેરમાં છું! હા! એનું નામ જાંગીર બામજી જ છે અને એની બૈરીનું નામબી આઇ માય છે. એ જ નામો આ લખાણમાંબી લખેલાં છે; પણ એ જાંગીર જીવતો કેમ? મારા બાપના આ લખાણપરથી તો માલમ પડેછ કે તેણે એને પેલાં વસઇ તરફ ખરાબે લાધી ગયેલાં વહાણની કેબીનમાં પુરી મારી નાખ્યો હતો! ત્યારે એ જીવતો કેમ રહેવા પામ્યો? ખરેખર! આ એક ઉંડો ભરમ છે, પણ કદાચ એની સમજ એમ લઇ શકાય, કે મારા બાપે જેવો એને કેબીનમાં પૂર્યો હશે કે એ મારા બાપના જવા પછી બારણું પાછું ઉઘાડવામાં ફતેહમંદ થયો હશે, યાતો કદાચ કેબીનમાં બે દરવાજા હોય અને આ બીજા દરવાજામાંથી એ બહાર નીકળવા પામ્યો હોય. હા, એમ જ હોવું જોઇએ. જે પછી એ કીનારે આવવા

પામ્યો હશે, જ્યાંથી કીનારાપરના ઝાડો હેડે આસરો લઇને પડેલાં વ્હાણુપરના માણસો માંથી એને મારી માને શોધી કહાડી હશે અને એ પાછો એણીને લઇ, મને મારા બાપના આશરામાં નાખી નાહાસી ગયો હશે. અરે મુજી! તારાં પાપનો ઘડો કેટલો ભરાઇ ગયોછ?'

એ પછી તે થોડોકવાર ચુપ થઇ જઇ તે ઓરડામાં આમથી તેમ ફેરા ખાવા લાગ્યો, જે પછી તે પાછો ઊંડા વિચારમાં ખુરશીપર બેસી જઇ બડબડવા લાગ્યો:–

'હું જ્યારે પાંચ વર્ષનો હતો, ત્યારે વહી ગયેલા બનાવો હજી મને યાદ આવેછ. મારા બાપે મને વસઇ ગામના પેલાં પારસી ડાસાં ડોસીના આશરામાં મુકયો હતો, જેઓ મને કેવાં ચાહતાં હતાં? જે પછી તેઓ એક રોજે મરકી-નો ભોગ થઇ સાથે મરણ પામ્યાં. મને યાદ છે કે તેઓના મરણની ખબર શહેરમાં ફેલાઇ ગઇ કે તેજ દહાડે એક પારસી ગ્રહસ્થ ત્યાં આવી મને મુંબઇ લઇ ગયો. આ ગ્રહસ્થનું નામ બેહેરામશા બેરીસ્તર હતું, અને તે આ કાગ-ળમાં જણાવેલો જ શખસ હતો. તે બી મને ઘણો ચાહતો હતો. હું વારંવાર મારાં મા બાપ વિષે તેને પુછતો, જેનો જવાબ તે એ આપતો કે હું જ્યારે વીસ વર્ષનો થવસ ત્યારે સઘળું જાણુસ. હું નાદાન તેના ઘરમાં આ બાબેની ઘણી કનવાર કર્યા વગર હળી ગયો, અને ઉલટથી મારો અભ્યાસ કરવા લાગ્યો.

'જ્યારે હું પંદર વર્ષનો થયો ત્યારે બેરામશા અચબુચ બીમાર પડી ગયો, તે પોતે પરણેલો નહિ હતો તેમજ તેનાં સગાંવાહાલાં બી કોઇ નહિ હતાં; જેથી તે મને પોતાના એક બેટા સમાન ચાહતો હતો. તેણે મને પોતાની નજદીક બોલાવ્યો અને મને પેટમાં ચાંપી બોલવા લાગ્યો કે તેની હવે અજલ આવી પુગી હતી. એ પછી તેણે મારી પાસે એક કાગળ પોતાના એક મિત્રપર લખાવ્યું, કે જેમાં તેને તુરત મળી જવા લખાવેલું હતું. મેં તે તેના ફરમાવ્યા મુજબ લખ્યું, અને તેનીપર તેના કેહેવા મુજબ સરનામુ કીધું કે જે આ મુજબ હતું:–'જાંગીર બામજી બેરીસ્તર, વાલકેશ્વર' તે એજ મુજીનું નામ હતું.'

'સાંજના તે આવી પુગ્યો. બેરામશાએ તેને પોતાની નજદીક બોલાવ્યો, અને તેના હાથમાં મારો હાથ આપી મારી સંભાળ લેવા, તેમજ મને તેને ત્યાં રાખવા જણાવ્યું. જે પછી બેરામશાએ આ કાગળનું બંદલ એક કબાટ-માંથી કહાડી લેવા જાંગીરને ફરમાવ્યું. તેણે તેમ કીધું, પછી બેરામશાએ તેને ફરમાવ્યું કે હું જ્યારે વીસ વર્ષનો થાઉં ત્યારે એ મને આપવું. બીજી થોડીક વાતચિતો તેઓ વચ્ચે થઇ હતી કે જેમાં મેં પેલી વસઇની વાડી અને રૂપિઆ પચાસ હજાર વિષે સાંભળ્યું હતું, અને તે આ કાગળમાં લખેલા મારા બાપના રૂપિઆ પચાસ હજાર હોય એ દેખીતું છે કે જે એ લુચ્ચો પચાવી ગયોછ. એ પછી હજુ તો દાકટર આવે એટલામાં બેરામશા ગુજરી ગયા. હું ઝાર ઝાર રડયો. જાંગીર તેવણનો જીવજાનનો દોસ્ત હોવાથી તેણે તેવણના પૈસામાંથી સઘળી ક્રીયા કરાવી.

'થોડાક દિવસ બાદ તે મને હયાં પોતાના બંગલામાં લઇ આવ્યો, અને તેની બૈરી સાથે મારી ઓળખાણ કરાવી. તેણી મને જોઇ અચરતીમાં ઠંગ થઇ ઉભી, અને મને બી જાણે હું કોઇ મારાં અટલગના સગાંને ભેટતો હોઊં એવું લાગ્યું. આ બધાંનો સબબ એ હતો જે તેણી મારી પોતાની મા હતી; પણ હું બચપણમાં તેણીથી જુદો પડયો હોવાથી અમો બેઉ એકમેકને ઓળખતાં ન હતાં.'

થોડોકવાર તે પાછો વિચારમાં ઓરડામાં આમથી તેમ ફેરા ખાવા લાગ્યો, પછી પાછો તે ખુરશીપર બેશી મનમાં બડબડયો:—

'સારે આજ પાંચ વર્ષ થયાં હું હયાં રહ્યો. જો કે એ અરસામાં જાંગીરે મને સારી રીતે રાખ્યો હતો, પણ તે પેલા રૂપિયા પૈસાની વાત તો ખાઇ જ ગયો હતો, અને ગઇ કાલની મારી વર્ષ ગાંઠપર જ્યારે તેણે મને આ કાગળનું બંદલ આપ્યું ત્યારે બી તેને એ બાબે કાંઇ બી ખુલાસો કીધો નહિ. તેની બૈરી તે મારી માયેબી એ અરસામાં પોતાના બેટા માફકજ મને ચાહ્યો હતો; પણ તેણીને કે મને સ્વપનેબી ખબર નહતી કે હું તેણીનો બેટોજ હતો; અને તે

સઘળું મને ગઇ કાલેજ ખબર પડ્યું. અફસોસ! હું તેણીની છોકરી સાથે અદરાઇ ચુકોછ, કે જેણી ખરૂં જોતાં તો મારી બેહેન થાય. અરે! હવે તેણીનો ખ્યાલ છોડી દેતાં મને કેવો ગમ ઉપજશે?'

હ્યાં તે પોતાની આંખે રૂમાલ દઇ રડવા લાગ્યો, પછી આંખ લુછી પાછું તેણે બડબડવું શુરૂ કીધું:

'એ મૂજી એ ગઇ કાલે મને આ કાગળનુ બંદલ આપ્યું, ત્યારે તેને થોડીક ખબર હતી જે એમાં તેના પોતાનાજ પાપોનું પ્રોગ્રામ લખેલું હતું. અરે! અરે! એણે મારા બાપને કેટલું દુ:ખ દીધું છે! હા! એ એજ છે, એનો દોસ્તદારબી ભરૂચવાળો કાવસજી પેસ્તનજી છે કે જેના વિષેબી આ કાહાંણીમાં લખેલું છે, અને તે આ બંગલાની બાજુમાંજ રહે છે. તેબી એક બેરીસ્ટરજ છે. પણ હજુ હું આ બાબેની તેહેકીક કરૂં, અને પછી મારા બાપનું વેર એની પર લેવું; કે જેમાંથી એ નશીબ સંજોગે બચી ગયો હતો. હા! બસ મારૂં ને મરૂં!

આવો ખ્યાલ કરી તે પાછો ઓરડામાં વિચારમાં મસગુલ ફેરા ખાવા લાગ્યો. થોડોક વખત આમ ફર્યાં પછી તેણે તેના ઓરડાનું બારણું ઠોકતાં કોઇને સાંભળ્યું. તેણે બારણું ખોલ્યું કે એક નવજવાન અબળા ઉંબરપર હસ્તે ચેહેરે ઉભેલી દેખાઇ. તેણી ખુશ મીજાજથી અંદર આવી અને તેટલાંજ નખરાંથી બોલી.

સોરાબ! મરે, કાલની વાત થઇ તું આય ઓરડામાં ભરઇ ભરઇને શું કરેછ? કાલે વરસનો દહાડો ફરવાબી નહિ આયો ને ઓરડામાંજ ભરઇ રહ્યો? કંઇ સીકબીક છે શું?'

'શીરીન! તું મને ના સતાવ. કાલનું મેં તુને કહ્યું કે મારૂં માથું સખત દુ:ખે છે, જેથી હું હ્યાં સુઇ રહેલુંછ.' તેણે ઉડાવનારો જવાબ આપ્યો.

'હોસે, મુવું સપરમો દહાડો એ શું! જોની આજે આપરા કાવસજી વેલાતથી આવી લાગાછ, તેવણ હમણાં રાતે આપરે ત્યાં જમવા આવનાર છે; ચાલ આવ બહાર આવ કે તારો જીવબી ઠેકાણે આવી જશે.'

તેણીની ફરમાસથી તેણે પેલાં કાગળનું બંદલ કબાટમાં મુકી દીધું, અને તે તેણી સાથે વચમાંના દિવાનખાનામાં ગયો. આ તેણીજ હતી કે જેણી સાથે તે પ્યારમાં પડી અદરાયો હતો. બેઉ એકમેકને જીગરથી ચાહતાં હતાં અને બેઉંને સ્વપ્નેબી ખબર નહતી કે તેઓ ભાઇ બેહેન હતાં; અને આ ખ્યાલથી હમણા સોરાબનું જીગર ચાક થઈ જતું હતું.

સાંજના સાત વાગ્યા કે એક બે ઘોડાની ગાડી ધમધમ કરતી બંગલા આગળ આવી ઉભી, કે જેમાંથી બે અધોડ ઉમ્મરના એસકો પારસીઓ ઉતર્યા કે જેમને સોરાબે જાંગીર અને તેના દોસ્ત કાવસજી તરીકે ઓળખ્યા.

આ કાવસજીને તે સારી કાણી ઓળખતો હતો, અને તેબી તેને પિછાનતો હતો. કેમકે કાવસજી તેઓને ત્યાં હર હમેશાં આવતો જતો હોવાથી તેમજ તેઓબી તેના બંગલામાં—કે જે તેઓની બાજુમાંજ હતો—ત્યાં જવાથી તેઓમાં ઘેરવટ જેવું થઇ પડેલું હતું; જેથી તે જ્યારે દિવાનખાનામાં દાખલ થયો ત્યારે સોરાબ તેને બહુ માયાથી ભેટયો, અને હમણા તેને આગળ કરતાં ઘણો કરાર લાગ્યો કેમકે હમણા તે જાણતો હતો કે તે તેના બાપનો જીવ જાનનો દોસ્ત થતો હતો. તે સવા વર્ષ વેલાત ફરી આવ્યો હતો, અને હમણાં ઘણે મહીને પાછા મળેલા હોવાથી તેના દોસ્ત જાંગીરે થોડાંક પરોણાંઓને બોલાવી તેને માટે આજે પોતાને ત્યાં ખાણું કીધેલું હતું.

ઓળખીતાંઓને નોતરવામાં આવ્યાં હતાં, કે જેઓ વખતસર આવી પુગ્યાં, જેમની સંખ્યા વીસએકની હતી. બંગલાના વરંદાપર ખાસ ટેબલ બીછાવવામાં આવેલી હતી, અને તેને ઘણા ઉંચા ટેસ્ટથી સણગારવામાં આવી હતી. સઘલાં દિવાનખાનામાં ગોઠવાઇ ને બેઠાં, અને એક બાનુ પિયાનાપર જરા વજાડવા લાગ્યાં કે જે બધાં ધ્યાનથી સાંભળવા લાગ્યાં. એ પછી કાવસ કે જે જાંગીરની બાજુમાંજ બેઠેલો હતો તે બોલ્યો:

'ડીયર જાંગુ, મારી વાઇફ એમ એકાએક સીક કેમ પડી ગઇ? જે મળેછ તે કહેછે કે 'તમારી બૈરી મહીનાઓ થયા દેખાતી જ નથી'? વળી પેલાં

ખાનસાહેબના દીનબઈ તો બોલવા બેઠાં કે જ્યારથી હું વેલાત ગયો ને હમણા પાછો ફર્યો ત્યારથી તેવણે ગુલને જોઈ જ નથી? વળી તેવણ વધુ એમ બોલ્યાં કે તેવણ ઘણીક વખત મારે બંગલે આવી ગયાં હતાં પણ ગુલે તેવણને હરહર બહાને નહિ મળવા જણાવ્યું હતું! શું તેણીને કંઈ દરદ લાગુ પડયું હતું?"

'હા, કાવસ,' જાંગીર તરતજ બોલ્યો, 'તું ગયા પછી ગુલને જોરાવર મેલનકોલિયા લાગુ પડયો, અને ઘણાક દાકટરોની દવા કીધી પણ ફરક પડયો નહિ. તેણી એકલી પોતાના ઓરડામાં બેશી ઝુરવા લાગી અને કોઈનેબી મળવા તેણીએ સાફ ના ફરમાવ્યું. હમણા ઘણે લાંબે વખતે તેણીની તબિયતમાં ફરક પડતો ગયોછ. હું ધારૂંછ નબળાઈથી તેણીના બ્રેનપર આવી અસર થઈ છે, અને દાકતરો બી એમજ કહેછ.'

તેઓની આ વાતાચત સોરાબે બોલેબેલ સાંભળી, કે જે તેઓની બાજુમાંજ બેઠેલો હતો. હવે ખાણાંનો વખત થવાથી સઘળાં ટેબલપર બિરાજ્યાં, અને બ્હોંસા બહોંસ કરી જાંગીરે હેડપર કાવસને બેસાડયો. શરાબનો દોર ચાલ્યો, ટોસ્ટપર ટોસ્ટ લેવાયા અને કાવસજી બોલવા ઉઠયા. તેવણ આ મુજબ બોલ્યાઃ—

'બાનુઓ અને ગ્રહસ્થો, આજે મારા મિત્ર જાંગીરે મને જે માન આપ્યુંછ, અને તેમાં તમોએ તમારી સામેલગીરી આપીછ, જે માટે મારે તમારો અંતકરણથી ઉપકાર માનવો જોઈએ. ભાઈ જાંગીર સાથ મને બચપણથી પિછાન હતી, અમો ભરૂચમાં સાથેજ શિખતા હતા. અમારો એક બીજોબી મંચેરજી બાપુજી નામનો જીવજાનનો દોસ્તદાર હતો, અને તે તથા જાંગીર ભાગમાં સુરતમાં વકીલનો ધંધો ચલાવતા હતા. પાછળથી તે બીચારો મરણ પામ્યો— કે જેનો ગમ મને ઘણોજ લાગેછ,—અને અમો તેનાથી છુટા પડયા.'

ત્યાં સોરાબે જાંગીર તેમજ આઈ તરફ જોયું કે જેઓ કંઈક ફીકાં પડી ગયેલાં દીસતાં હતાં. તે સઘળું ચેતી ગયો. 'જાંગીરે મંચી માટે લોકોને એવું સમજાવ્યું હશે કે તે મરણ પામ્યો હતો અને એ મુજબ તે મંચીની બૈરી આઈમાય સાથે પરણ્યો હશે,' તેણે પોતાના મનમાં ધાર્યું.

કાવસ બીજું કેટલુંક વીવેચન કરી અને ઘટતા શબ્દેમાં જાંગીરનો ઉપકાર માની બેસી ગયો. જે પછી ટેબલપર સાધારણ વાતચિત થવા લાગી. બધાં એકમેકનાં ઓળખીતાં હતાં જેથી બધાં કાવસને તેની બૈરી વિષે પૂછવા લાગ્યાં, જેણીને તેઓએ મહીનાઓ સુધી જોઇ નહતી. તેણે જણાવ્યું કે તેણીને ભેજાંની બીમારી લાગુ પડેલી હતી, પણ હમણાં તેણી સારી થતી જતી હતી.

એ પછી પાછા ગામ ગપાટા ચાલવા લાગ્યા, બાદ કેટલાંક મોટે ખાંચરેનાં કુટુંબોએ એવી દરખાસ્ત કીધી કે તેઓની વસઇમાંની વાડીમાં જાંગીર તેમજ કાવસે પોતાના કુટુંબ સાથે મોજમજાહ કરવા થોડાક દિવસ ઉતરી પડવું. બધાં-ઓને આ વાત પસંદ પડી અને જાંગીર તેમજ કાવસે મસલત કરી એક દિવસ ઠરાવ્યો. વળી કાવસે પોતાની ધણિયાણી ગુલનેબી સાથે લાવવા કબુલ્યું કે જેણી તેના કેહેવા મુજબ હવે સારીકાણી થતી જતી હતી. એ પછી ટેબલપર બેઠેલા ગ્રહસ્થોમાંનો એક જણ બોલ્યો:—

'હા વસઇ જરૂર જઇએ, થંડીની મોસમબી છે ને તાડીબી પીવાની મળશે. વસઇનો કીલ્લોબી ઘણો જોવા લાયક છે, અને મારા વાંચવામાં આવ્યુંછ કે આશરે પચીસ વર્ષની વાતપર ત્યાંની ખાડીમાં બે વહાણો ડુબી ગયાં હતાં. જેમાંનું એક વહાણ હજુ ત્યાંની કીચલની ખાડીમાં એમનું એમ પડેલું છે. એને ભાંગી નાખવાને તેના માલેકોએ ઘણી વખત ચાહ્યું, પણ જેણે એ કામ માથે લીધું તે મરણ પામ્યો. વળી લોકો એમબી કહે છે કે એ વહાણપર રાતે કોઇ સાધુ જેવો શખસ હાથમાં મસાલ લઇ ફરતો જણાયછ અને ઘણાકોએ તેને જોયો હોય એમ વાત સંભળાયછ; જેથી લોકો આ વહાણ જોવા જાયછ, અને આપણેબી જોઇશું તો ખરા કે આ વાત સાચી છે કે ખોટી! હું તો રાતના ખરેખુત એ વહાણપર બેસી આ બાબેની તહેકીક કરવા માગુંછ.'

તેના આવાં બોલવાથી બધાં હસી પડયાં, પણ સોરાબે સાફ જોયું કે જાંગીર અને તેની માનો ચેહેરો ઉતરી ગયેલો હતો. તેના મનમાંથી હવે સઘળો શક દુર થઇ ગયો. તેના બાપને દુ:ખ પહોંચાડનાર તેઓ જ હતાં.

# પ્રકરણ ૨૫ મું.

---

## પાપી પરણ્યો બી!

બીજી કેટલીક વાતચિત કીધા પછી, અને રંગરાગની મોજ ચાખ્યા છેક મોડી રાતે મેળાવડો વીસરજન થયો, અને સૌ પોતપોતાને ઘરે ગયાં. હવે આખો બંગલો શાંત થઇ ગયો, સૌ કોઇ બીછાને ગયાં, અને સોરાબજી બીછાને જવા પોતાના ઓરડામાં દાખલ થયો; પણ એકાએક એક વિચાર તેના મગજમાં ધાઇ આવ્યો. તેણે ધાર્યું કે ટેબલપર થયેલી વાતચિત વિષે જાંગીર અને આઇ ખાનગીમાં કાંઇ ટીકા કરશે. આવા વિચારથી તે છુપી રીતે તેઓના ઓરડા આગળ ગયો. વચલાં દિવાનખાનામાં તદન અંધારૂ હતું, બધાં બીછાને ગયેલાં હતાં. તે ધીરેથી તેઓના ઓરડાના બારણા આગળ ગયો અને બારણાની કળમાંથી તેણે આ મુજબ વાતચિત સાંભળી.

'આઇ !' જાંગીર બોલ્યો, 'પેલા કાવસે વળી પાછી પેલા બેવકુફ મંચીની વાત કહાડી, ને મારા પેટમાં ફાળ પડી. એને વિષે જ્યારે બી વાત થાયછે કે તમામ મારૂં આંગ થંડુ ગાર થઇ જાયછે; પણ આજે તો મારા હોસકોસ પેલા દીનયારની વાતથી ઘણા ઉડી ગયા. વસઇ તરફના આપણાં એ વહાણ વિષે મેં બી ઘડી ઘડી પેપરમાં વાંચ્યુંછ, અને મારા બી વાંચવામાં આવ્યુંછ કે એક સાધુ રાતને વખતે ત્યાં ભમતો દેખાયછ. એ વહાણ ત્યાંની કીચલની ખાડીમાં અડધું બુરી ગયેલું એમનુ એમ આજ પચ્ચીસ વર્ષ થયાં હજુ પડેલું છે, અને જે બી એને ખસેડવાની કે ભાંગી નાખવાની કોશેસ કરેછ તે મરણ પામેછ. વળી મારા સાંભળવામાં એમ બી આવ્યુંછ કે એ વહાણપર ઘણાંક વહેમી લોકો માનતા ચહડાવેછ, અને ત્યાંના કોલી લોકોએ તો એ વહાણની પેલી કેબીનમાં એક સીંદુર લગાડેલો લાલ દેવીનો પથ્થર મુકેલો છે. આજ કેબીનમાં પેલા મંચીએ મને પુરી દીધો હતો, પણ તે બેવકુફ ને ખબર નહિ કે તે કેબીનને બે દરવાજા હતા, અને આ બીજા દરવાજામાંથી હું બહાર નીકળી પડયો હતો.

જે પછી ત્યાંથી પસાર થતાં એક હોડકાંમાં બેસી હું કીનારે આવી પુગ્યો, કે જે વખતે મધ્યરાત થયેલી હતી. મેં આપણાં વહાણપરના માણસોને કીનારા આગળની એક ખાલી જમીનપર આશરો લઇ પડેલાં દીઠાં, કે જેમાં મેં તુંને શોધી કહાડી, અને આપણે ન્હાસી ગયાં. તેં પેલા તારા નાના દીકરા સોરાબને સાથે લેવાની જીદ કીધી, પણ તે જાગી ઉઠી ગોધ્યારૂં કરે અને આપણે સપડાઇ જઇએ તે માટે મેં તેને એમનો એમ ઊંઘવા દીધો અને વળી તેનો બાપ ત્યાં હતો એટલે આપણે તેના આશરામાં મુકી સટ્ટી ગયાં.'

'વહાલા! આઇ બોલી, 'તેં મને મારાં બચ્ચાંની ઘણી દુઃખી યાદ આપી. અરે હું અભાગણીએ તેને શું કામ તજી દીધો? મને તેની કેવી હજુ યાદ આવેછ? તે હમણાં કયાં હશે અને શું કરતો હશે? મારો દીકરો હમણા વીસ વર્ષનો થયેલો હોશે! બેહેરામ રોજ અને તીર મહિનામાં તેનું વરસ ઉગેછ અને ગઇ કાલે જ તેની વીસમી વર્ષ ગાંઠ ગએલી હશે!'

તેણીના આટલું બોલ્યા પછી સોરાબને બારણા બહાર દચકાંનો અવાજ આવ્યો, જેથી તેને માલમ પડયું કે તેણી પોતાના બેટાનો ખ્યાલ કરી રડતી હતી. તેના દીલમાં હમણાં એવો જોશો ઉભરી આવ્યો કે બારણું એકદમ ખોલી પોતાની માને ભેટી પડવું, પણ પોતાના બાપની કાંહાણીમાં વાંચેલાં તેણીનાં કરતુંકા તેને તરતજ યાદ આવ્યાં અને તે જીવ કઠણ કરી બારણાં આગળથી હટી ગયો. દિવાનખાનામાં બીલકુલ અંધારૂં હતું અને તે ત્યાંના એક સોફાપર વિચારના વમળમાં અંધારાંમાં બેઠો.

કેવો બનાવ! કેવો સંજોગ! પાંચ વર્ષ સુધી તે પોતાની માનાંજ ઘરમાં રહ્યો હતો, અને તેને એ બાએની સ્વપનેબી ખબર પડી નહતી! ગઇ કાલે જ તેણે એ સઘળું જાણ્યું હતું, અને તેની સામે એક કેવો ભયંકર બનાવ ખુલ્લો થયો હતો! આ સઘળાંના વિચારમાં બાવરો થઇ હમણાં તે બેધ્યાનપણામાં અંધારામાં બેસી રહ્યો.

વસઈના પેલાં ડોસાંડોસી કે જેઓએ તેને પાંચ વર્ષનો કીધો હતો, તે તેને યાદ આવ્યાં, જે પછી તેઓ મરણ પામ્યાં અને તેણે બેરામશા બેરીસ્તર ને ત્યાં દશ વર્ષ ગુજાર્યાં. તેવણના મરણ બાદ તે તેવણના જીવજાનના મિત્ર આ જાંગીરને ત્યાં આવી રહ્યો. એ સઘળા બનાવો એક પછી એક હમણાં તેને યાદ આવ્યા અને તે દિલગીરીના દબાણમાં બાવરો બની ગયો. તે વધુ દિલગીર એ માટે થયો કે હ્યાં જાંગીરને ત્યાં આવ્યા પછી તે તેની બેટી સાથે પ્યારમાં પડયો હતો. તેણી તેનાથી બે વર્ષ નાની હતી, અને બેઉ એકમેકને જીવજાનથી ચાહતાં હતાં. તેણે સ્વપનેબી ખબર નહતી કે તેણી તેની પોતાની બેહેન હતી, જેથી તે તેણીના પ્યારમાં દીવાનો બની ગયો હતો.

તેઓનો પ્યાર જાંગીર અને આઇએ પારખી કહાડયો હતો અને તેમને અદરાવી આપવા આઇએ ફીકર કીધી હતી; પણ જાંગીરે આ બાબે વાંધો લીધો, તે કેહેવા લાગ્યો કે સોરાબના માબાપ કોણ હતાં, અને તે કયાં ખાનદાનનો હતો જે બાબે કશી ખબર પડતી નહતી; અને આવા એક નાવારેસ છોકરાને તે પોતાની બેટી આપવા રાજી નહતો; પણ આઇએ જીદ છોડી નહિ. જયારથી તેણીએ તેને જોયો હતો ત્યારથી તેણી તેને એક બેટા સમાન ચાહવા લાગી હતી, અને જાંગીર સાથના લગનથી આજે પચીસ વર્ષ થઇ ગયેલાં છતાં તેણીને એક બેટો નહિ થવાથી તેણી તેને પોતાના પેટના દીકરા સમાનજ ચાહતી હતી, અને સોરાબબી તેણીને 'માય' અને જાંગીરને 'બાવા' કરી બોલાવતો હતો; પણ શીરીન સાથે પ્યારમાં પડ્યા પછી તેણે આવી રીતે બોલવાનું છોડી દીધું; અને તેની મતલબ બેઉ માટી બૈઅર ચેતી ગયાં. તેઓએ મસલત કીધી, જાંગીરે પોતાની નામરજી જણાવી; પણ આઇએ ઘણી જીદ કર્યાથી એક શુભ રોજ જોઇ તેઓએ તે બે આશક માશુકને અદરાવી આપ્યાં.

જાંગીરના આઇ સાથના લગનથી તેઓને એક જ છોકરી થઇ હતી, અને બીજાં ફરઝંદ તેમને થયાં ન હતાં. તેઓનાં લગન પચીસ વર્ષની વાતપર થયાં હતાં. પચીસ વર્ષની વાતપર જયારે તેઓ પેલા ટીબેટ

તરફના પીરામીડમાંથી પેલા સાધુઓના કીનામાંથી બચી નાંસી જવા પામ્યાં, જે પછી તેઓપર શું શું બીના બની ગઇ જે સઘળું આપણે જોઇ ગયા છીયે. વસઇની ખાડીમાં થયેલાં તોફાન વખતે મંચીએ તેને કેવી રીતે પેલી કેબીનમાં જીવતો પૂરી દીધો હતો, જેબી આપણે વાંચી ગયા છીયે; પણ તેના સારાં ભાગ્યે તે કેબીનને બે દરવાજા હોવાથી તે આ બીજા દરવાજામાંથી નીકળી જવા પામ્યો. જે પછી તે કીનારે આવી આઇ સાથે પાછો નાંસી જવામાં ફતેહમંદ થયો; કે જે સઘળું હમણાંજ આપણે તેના મ્હોડેથી સાંભળ્યું છે.

એ પછી તે વસઇથી નાંસી મુંબઇ આવ્યો, તેઓ મુંબઇમાં એક બંગલો ભાડે લઇ રહ્યાં. મુંબઇમાં તેનો બચપણનો દોસ્તદાર કાવસજી પેસ્તનજી ધમધોકાર પોતાનો બેરીસ્તરનો ધંધો ચલાવતો હતો, જેને તે મળયો. તેણે તેને પોતાપર ગુજરેલી સઘળી બીના જણાવી, અને એવું અડાવ્યું કે તે, મંચી અને તેની બૈએર સાથે વહાણમાં બેસી સુરતથી સહેલગાહે ગયાં હતાં. દમણ આગળ વહાણને એક સખત તોફાન મળ્યું અને તે વસઇ તરફ ઘસડાઇ ત્યાંના તોફાની દર્યામાં ડુબી ગયું કે જેમાં મંચી અને તેનો નાનો બેટો સોરાબ બીજાં કેટલાંક માણસો સાથે ડુબી ગયા; કે જ્યારે તે તથા મંચીની બૈરી આઇ એતેફાકથી બચી જવા પામ્યાં.

આવી રીતની મંચી અને તેના બેટા સોરાબની ડુબી મરવાની ખબર તેણે વર્તમાનપત્રોમાંબી છપાવી. આ ખબર મંચી જ્યારે મુંબઇ આવ્યો હતો ત્યારે તેણેબી વાંચી હતી, પણ તેણે એ બાબેની દરકાર કીધી નહતી, તેને સ્વપનેબી ખબર નહતી કે આ ખબર જાંગીરે છપાવી હતી, અને તે જાણતો નહતો કે તે જીવતો રેહેવા પામ્યો હતો. જેથી તેને આ બાબેની કનવાર કીધી નહતી, કેમકે તે વખતે તો તેણે પોતાને આ દુનિયામાં મુવેલો કે જીવતો સરખોજ સમજ્યો હતો; તેણે દુનિયાથી ફારેગ થઇ જઇ સાધુ જઇ જવા ઇચ્છયું હતું.

ત્યારે હવે જ્યારે જાંગીરે આ સઘળી જુઠી કેફિયત કાવસને જણાવી ત્યારે તે પોતાના જુના મિત્ર મંચીના મરણ પામ્યાથી ઘણો દુ:ખી થયો. એ

પછી જાંગીરે પોતાને તેનો ભાગ્યો બનાવવા જણાવ્યું કે જે માંગણી કાવસે તુરત કબુલ કીધી; અને પોતાની પેહેડીનુ નામ 'કાવસ એન્ડ જાંગીર, બેરી-સ્ટરસ,' કરી રાખ્યું. તેઓનો ધંધો ઘણો ફાવી નીકળ્યો, અને તેઓ ઠીક કમાણી કરવા લાગ્યા. કાવસ સારાં ખાનદાનમાં પરણેલો હતો, અને તેને દશ વર્ષનો એક છોકરો અને બાર વર્ષની છોકરી થયેલાં હતાં, જે પછી બીજાં ફરઝંદ તેને કશાંબી થયાં નહતાં.

જાંગીર હવે તેને ત્યાં રહેવા લાગ્યો, અને મંચીની બૈરી આઇનેબી તેણે કાવસને ત્યાંજ રાખી. તેણે કાવસને સમજાવ્યું કે ભરૂચમાંના તેણીનાં મા બાપ અને સગાં વહાલાં મરણ પામેલાં હોવાથી એ બીચારી રંડાયેલી કયાં જાય? કાવસે આ કબુલ્યું, અને ખુશીથી પોતાના દોસ્ત મંચીની ધણિયાણીને પોતાને ત્યાં રાખી. આઇએ માંડેમાંડ ઢોંગ કરી વર્ષ દહાડો કાળી સાડી પહેરી રાખી, તેમજ જાંગીરે પોતાને ખરચે મંચીનાં બાજ રોજગાર કરાવ્યાં.

એ પછી વરસી વીતાં એક રોજે જાંગીરે કાવસ આગળ વાત છેડી. તે બોલ્યો કે તે તેના દોસ્ત મંચીની રંડાયેલી બૈરીને પોતાના આશરામાં લેવા તૈયાર હતો, અને તે તેણી સાથે શાદી કરવા ખુશી હતો. કાવસનેબી આ વાત પસંદ પડી, જેથી તેણે તેજ રોજે આઇ સાથે ખાનગીમાં વાત કીધી અને જાંગીરની માંગણી તેણીને જણાવી. તેણીએ જાણે કશાંમાં હોયજ નહિ તેમ આ માંગણી ઓસ્કાઈ ઓસ્કાઇને સ્વીકારી અને શરમઇ શરમઇને હા કહ્યું.

એ પછી એક મહિનામાં તેઓનાં લગન ધામધુમથી થયાં. કાવસે ઉપર–વારો થઇ સઘળી મેનીજ કીધી, તેમ જ તેને પેહેરામણીઓ પહેરાવી. તેઓએ તેના બંગલાની બાજુમાંનો જ બંગલો ભાડે રાખ્યો અને ત્યાં પોતાનું જુદું ઘરબાર માંડયું. બે વર્ષ બાદ તેઓને એક છોકરી થઇ કે જેણીનું નામ શીરીન કરી રાખ્યું. એ પછી શીરીન જ્યારે તેર વર્ષની થઇ ત્યારે જાંગીરે સોરાબને પોતાને ત્યાં લાવી રાખ્યો, કે જયારે સોરાબની વય પંદર વર્ષની હતી. બેઉ એકમેકને જોતાં ને વાર જ આશક થયાં, અને એ પછી બનેલા બનાવો આપણે જોઇ ગયા છીએ.

# પ્રકરણ ૨૯ મું.

## સચટ્ટ હુવસ.

ત્યારે સોરાબની વય હમણાં વીસ વર્ષની અને શીરીનની વય અઢાર વર્ષની થઇ હતી. તે પાંચ વર્ષ જાંગીરના ઘરમાં રહ્યો હતો. આ પાંચ વર્ષમાં તેણે જાંગીરના અને તેના દોસ્ત કાવસના ઘરમાં બનતા દરેક ખાનગી બનાવો જાણી લીધા હતા, અને હમણાં તે પુર સતાથી કંઇક અનુભવ પછી ખાતરીથી જાણતો હતો કે કાવસની બૈરી ગુલ જાંગીર સાથે પ્યારમાં પડેલી હતી.

આજ વિચારમાં તે હમણાં બેધ્યાનપણે પેલાં અંધારાં દિવાનખાનામાં બેઠેલો હતો. તે એકી ટગરે આંખ ખુલી રાખી અંધારામાં જોયા કરતો હતો. આવી રીતે ઘણીક મીનીટો બેસી તે હવે પોતાના મન સાથ બડબડયોઃ—

'જેનું ખાવું તેનુંજ કાપવું'! એ કેહેવત આ પાપી ચંડાળના બાબમાં કેવી ખરી પડેછ! અફસોસ! મારા બાપે એની સાથે કેવી ભલાઇ કીધી હતી અને એણે તેનો કેવો બદલો વાલ્યો હતો? તેમજ આ નેકખસલતના કાવસજી-એબી એની સાથે કેવી ભલાઇ કીધીછ? એને પોતાના ધીકતા ધંધામાં ભાગ્યો બનાવ્યોછ, તેમજ દરેક રીતે એને મદદ કીધીછ, અને તેનો એણે કેવો બદલો આપ્યોછ? એ પાપી એની બૈરી ગુલ સાથે પ્યારમાં પડેલો છે, એ તો મેં અગાઉનું પારખી કહાડયુંછ. બીચારા કાવસજીની આંખે પડદો ફરી વલ્યોછ, તે નિરદોષ જાણી શકતો નથી કે તેના ઘરમાં શું શું થાયછ.'

'કાવસજી હમણાં સવા વર્ષ વેલાતમાં રહી પાછો ફર્યો, અને એ અરસામાં તેના ઘરમાં શું બન્યું? તેની બૈરી ભેદ ભરેલી રીતે પોતાના ઓરડામાં ભરાઇ રહી. તેણીએ કોઇનીબી મુલાકાત કીધી નહિ તેમજ પોતાના છોકરા છોકરીનેબી એ અરસામાં જોયાં નહિ. મેં તેવણના નાના બેટા ફલીનેબી પૂછી જોયું, પણ તેણે મને એટલુંજ જણાવ્યું કે 'માય ઘણાંજ સીક છે.' એવી તે બીમારી શું હોશે, કે જેથી તેણીને પોતાના ઓરડામાં ભરાઇ રહેવું

પડયું? કાવસજી વેલાત ગયા પછી ચાર મહીના બાદ તેણીએ એમ ભરાઇ રહેવા માંડયું. એ બધાંનો ભેદ શું હોશે?'

આવા વિચારોમાં લીન થઇ જઇ તે દિવાનખાનાના સોફાપર અરડાઇને બેઠેલો હતો. તે એટલોતો બેફામ થઇ ગયેલો હતો કે તેની બાજુમાંના જાંગીરના ઓરડાનું બારણું ધીમેથી ઉઘડયું, અને કોઇ તે ઓરડામાંથી સાવચેતીથી બહાર આવ્યું, જેબી તેને માલમ પડયું નહિ; પણ એકાએક ઓરડામાં ઝાંખી રોશનીનો ઉજાસ પડવાથી જ તે પોતાના ખ્યાલોમાંથી ચમકી ઉઠયો. તેણે ચમકીને પાછળ જોયું તો જાંગીરને હાથમાં ફાણસ પકડી તેના ઓરડાના ઉંબરપર ઉભેલો દીઠો. તેણે કાલો ઓવર કોટ પહેરેલો હતો અને તેના મ્હોડે માથે કાલી સ્યાલ લપેટેલી હતી. તે એક પળ સોરાબને અજાયબીથી જોવા લાગ્યો પછી તેની આગળ આવી ધીમેથી બોલ્યો:

'દીકરા સોરાબ! એ હ્યાં અંધારાંમાં એકલો શું કરેછ? હજુ સુવા નથી ગીયો કે? કંઇ જીવને અસુખ છે?'

'નહિ હજુ મને ઉંઘ આવતી નથી. આજે જરા વધારે ખવાયું જેથી બેચેની લાગેછ. હું જરા સોફાપર અલેતાયલો છું.' સોરાબે તરત જ જવાબ આપ્યો.

'પણ હા જો!' જાંગીર પાછો બોલ્યો, મેં કાલે પેલું તુંને કાગળનુ બંદલ આપ્યું જે તેં વાંચ્યું કે? કેમ? તેમાંથી તારાં માબાપ વિષે કંઇ ખબર મળી કે?'

'હા, તેવું કંઇ હતું ખરૂં. મારો બાપ હેદરાબાદનો એક વેપારી હતો, અને તેની બૈરી એક બીજા શખસ સાથે નાંસી ગયેલી હતી, જે પછી આ શખસને તેણે દુબાડી મારી નાખ્યો હતો, જે વિષેનો એકરાર એમાં કાંઇ લખેલો હતો.' સોરાબે અડાવી જવાબ આપ્યો.

તેના આવા જવાબથી સોરાબે ફાનસની ઝાંખી રોશનીમાં જોયું કે જાંગીર ચમકીને ફીકકો પડી ગયેલો હતો; તે એક પળ ચુપ જ બેઠો પછી બોલ્યો:—

'આજે મેં બી જરા દારૂ વધારે લીધોછ તે ઊંઘ આવતી જ નથી. જા દીકરા સુઇ જા. હુંતો જરા બાગમાં ફરૂંછ.'

એટલું બોલી તે ઉઠયો અને દિવાનખાનાનું બારણું ખોલી વરંડાપરથી થઇ બહાર બગીચામાં ગયો. સોરાબ તેને જોતો જ ઉભો. તે બહાર ફાનસ લઇ ગયેલો ન હતો, ફાનસ દિવાનખાનામાં જ હતું. તેણે કાચના બારણામાંથી બહાર બગીચામાં ચાંદરણામાં ફરતાં તેને જોયો. અહા! આ વખતે તેને એવો જુસ્સો ચહડી આવ્યો કે પોતાના બાપના આ વેરસીની પુઠે ધીરેથી જઇ તેનો ટોટો જ ભચડી નાખવો; પણ તેના ગલાંડર આંગ તરફ જોતાં એમ કરવાની તેની હિમ્મત થઇ નહિ.

તે હમણા પચાસ ઉપરનો થયો હતો, પણ તેના બાલ હજુ સફેદ થયા ન હતા, અને તેની કાઠી જેવીને તેવી જ માતેલી હતી. તેનો ચેહેરો હજુ ખુબસુરત હતો, અને તેમાં જરાબી કરચલી કે ખાડો દેખાતો ન હતો; તેમજ તેના ડોળા બી કાળા અને જેવાને તેવા જ ભરેલા ચમકતા હતા.

સોરાબ ચીમઇને તેને જોતો દિવાનખાનામાં વિચારમાં ઉભો જ રહ્યો, અને મનથી બડબડયોઃ

'હા,' આજ પાપી માણસ કે જેણે મારા બાપને પાયમાલ કીધો હતો! આજ ચંડાળે મારી માની હોરમત ખરાબ કીધી હતી, અને એજ ચંડાળના આશરામાં આજે હું છું. એ જુઠાએ લોકોને એવું સમજાવ્યું કે તેના દોસ્ત બેરામશા બેરીસ્ટરનો હું અતક્ષગનો સગો અને તેનો કરી લીધેલો દીકરો હોવાથી તેના મરણબાદ તેણે મને પોતાના આશરામાં રાખેલો હતો, પણ બદમાશે આ વાતના તો અખાડા જ કર્યાં હતા, કે એના બદલામાં બેરામશાએ મારા બાપે મારે માટે રાખેલા રૂપિઆ પચાસ હજાર હું ઉમ્મરનો થાઉં ત્યારે મને આપવા એને આપેલા હતા; કે જે એ ખાઇ ગયો હતો. હમણાં જ હું એ વિષે એને જણાવતે અને મારા બાપનું કાગળ વંચાવતે, પણ એથી તો સઘલું જાહેર થઇ જતે, અને એ મને પોતાના ઘરમાંથી કહાડી મુકતે. મારે હમણાં ધીરજ રાખવી જોઇએ, અને મારો કીનો કેવી રીતે પાર ઉતારવો તે માટે ગંભીર ઘોર કરવો જોઇએ. આજે નહિ ને આઠ વર્ષે બી હું મારા બાપનો કીનો લેવશ, લેવશ, અને લેવશ જ.'

આવી રીતે દાંત કચકચાવી મનમાં બડબડતો તે તેને બારણા પાછળથી ચીમઈને જોતો દિવાનખાનામાં ઉભેલો હતો. એકાએક તેણે જોયું કે જાંગીર કે જે બાગમાં આમથી તેમ લટાર મારતો હતો તે હવે સ્થીર ઉભો રહેલો હતો, અને સાવચેતીથી પોતાની આસપાસ જોતો હતો. એ પછી તે ધીમે ધીમે ચાલીને બાગના દરવાજા આગળ ગયો ને તે આસ્તેથી ખોલી બહાર નીકળી પડયો.

સોરાબ તેની આ હિલચાલ અજાયેબીથી જોતો પેલાં દિવાનખાનાનાં બારણાં પાછળ જ ઉભો હતો. તેણે તેની આ હીલચાલમાં કાંઇ ભેદ જોયો, જેથી તેણે તુરત તેની પુઠે જવાનો વિચાર કીધો. તેણે હજુ પોતાનાં કપડાં ઉતારેલાં ન હતાં અને બુટબી તેના પગમાં જ હતાં. આથી તે સંભાળથી બારણું ખોલી બાગમાં ગયો અને બાગનો દરવાજો ધીમેથી ઉઘાડી તેણે સાવચેતીથી બહાર રસ્તાપર જોયું.

સઘળું શાંત હતું, કોઇનોબી અવાજ આવતો નહતો. તેણે દુર નજર ફેંકી કે જયાંથી એક કાળો આકાર ધીમે ધીમે ચાલી જતો હતો, અને આને તેણે જાંગીર તરીકે તુરત ઓળખ્યો. તેણે તેને થોડેક દુર જવા દીધો, અને જયારે તેણે એક હેઠાણવાળા રસ્તાપર વલાણ લીધી ત્યારે તે તેની પૂઠે ગયો. જયારે તે પેલા રસ્તાના ખુણાપર આવી પુગ્યો ત્યારે તેણે જાંગીરને કાવસના બંગલાના કંપાઉંડના દરવાજા આગળ આવી પુગેલો દીઠો. તેણે ધીરેથી દરવાજો ખોલ્યો અને અંદર દાખલ થયો.

સોરાબ આ દરવાજા આગળ સાવચેતીથી આવી પુગ્યો. પહેલાં તેણે ચીમઈને અંદર જોયું પછી તેબી સંભાળથી ઝાડો પાછળ ભરાતો ભરાતો બાગમાં દાખલ થયો. જાંગીર બંગલાની દક્ષીણ તરફની એક બારી આગળ ગયો, અને તેણે તે બારીપર ધીમેથી ટકોરા મારયા. થોડાજ વખતમાં બારી ઉઘડી, અને સોરાબે એક ઝાડ પાછળ સંતાઇ આ બારીમાં કોણ હતું તે જોઇ લીધું. તેણે ચાંદના દુધિયા ઉજાસમાં એક અબલાનો ખુબસુરત ચેહેરો જોયો, કે જેણી કાવસની

બૈરી ગુલ હતી. તેણીએ મોઢે માથે કાલી શ્યાલ લપેટેલી હતી. તેણી પોતાનું મોઢું બહાર કહાડી બહાર ઉભેલા જાંગીર સાથે બહુ ધીમેથી વાત કરવા લાગી, જેથી સોરાબ તેઓની આ હરૂસેની વાત શું હતી તે સાંભળવા બહુ સાવચેતીથી હજુ તેઓ નજદીક ગયો, અને તે બાજુના એક આંબાના ઝાડના થડ પાછળ સંતાઇ પૂર ધ્યાનથી તેઓની વાતચિત સાંભળવા લાગ્યો: કે જે આ મુજબ હતી:–

'વ્હાલા! પછી પેલાં છોકરાંનું શું કીધું?' બારીએથી ટીંગાઇ ડોકું બહાર કહાડી ગુલે હરૂસેથી જાંગીરને પુછ્યું.

'અરે!' જાંગીર ધીમેથી બોલ્યો, 'હું આફતમાં સપડાઇ જતાં સેજમાં બચી ગયો. હું તુને આ બીના કેહેવાનોજ હતો પણ આજે તારો ધણી વેલાતથી આવી લાગ્યો જેની ગડબડમાં મારેથી તુંને ખાનગીમાં મળાયું નહિ. મારે તુને તુરતજ ચેતાવવાની હતી, જેથીજ આજે રાતે તારા ઓરડામાં તૈયાર રહેવા મેં તુને સહવારે કહ્યું હતું. કેમકે નહિ તો તારા જાણવામાં એ વાત આવે નહિ અને તું વર્તમાન પત્રોમાં ત્યાંથી કોઇ છોકરાંના મળયાની ખબર વાંચી હેબતી જાય. વાત એમ બની કે છોકરાંને લઇ હું તેને દાટી દેવા ત્યાંના ઝુંબાખાનાની સામેથી હેઠે ગયો અને તેને દાટવા જતો હતો કે એકાએક મારી નજરે ત્યાં બેઠેલો એક સાધુ પડયો. આ સાધુ નહિ પણ મારો એક ઓળખીતો પારસી હતો કે જેનું નામ મંચેરજી બાપુજી કરી છે. હા, હું ખાતરીથી કહુંછ જો કે તેના ચહેરાપર હમણા લાંબી સુફેદ દાહડી હતી તોબી મેં તેનો ચેહેરો તુરત ઓળખ્યો, કે જે મે પચીસ વર્ષની વાતપર જોયો હતો. હમણા તે સાધુ કેમ થઇ ગયો હતો જે હું કહી શકતો નથી. હું તેને જોઇ એટલો તો ચમકયો કે મારાં મ્હોડાંમાંથી એક તીણી ચીચયારી નીકળી પડી અને હું છોકરાંને નાંખી જીવ લઇને ત્યાંથી નાંસી ગયો. તે સાધુએ મને બરાબર જોયો હતો, જેથી હું ધારૂંછ કે તેણે મને કદાચ ઓળખ્યોબી હોય.'

'આજે સવારે હું સાવચેતીથી ડુંગરપર જોઇ આવ્યો પણ છોકરૂં કે એ સાધુ ત્યાં કોઇબી નહતાં. હું ધારૂંછ કે એ વેશધારી સાધુ છોકરાંને લઇને જતો રહેલો હશે, અને એ પોલીસમાં ખબર કરે એમ લાગતું નથી. તોબી મારે

થોડા દિવસ છૂપાઇ રહેવું જોઇએ, કેમકે તેણે મારો ચેહેરો જોયેલો છે. હું કાંઇ બાહાનું કાહાડી થોડા દિવસ બહારગામ જતો રહેવશ.'

'મરે એટલું બધું બન્યું!' ગુલ અજાયબીથી બોલી, 'સારૂં થયું જે કોઇની જાણુમાં આવ્યું નહિ! દીયર, તું થોડા દિવસ બહારગામ જતો રહે. ચાલ હવે તું જા, સાહેબજી.'

## પ્રકરણ ૨૭ મું.

## તીલસ્માતે મંચી ઉર્ફે હીંચી.

એ પછી ગુલે જાંગીર સાથે શેકહેન્ડ કરી પાછી બારી ઢાંકી દીધી, અને જાંગીર ત્યાંથી હલવેથી ચાલી ગયો. તે બાગના દરવાજામાંથી બહાર નીકળ્યો કે સોરાબ પોતાની ભરાવાની જગ્યામાંથી બહાર આવ્યો અને બાગમાંથી બહાર આવી ઘર તરફ જવા લાગ્યો. હમણાં તેનું મગજ બહુ ભમતું હતું, પેલાં પાપીઓની વાતચિતથી નહિ. એ વિષે તો તે અત્યાર આગાઉનો જાણી ચુકયો હતો, અને કાવસના વેલાત ગયા પછી તેની ઐરી ગુલને શું બીમારી લાગુ પડી હતી જેબી તેણે અટકલી હતી; પણ હમણા જાંગીરની વાતમાંથી એવો સાર નીકળતો તેણે જોયો કે તેનો બાપ ગઇ કાલે તેના રેહેવાના મથકની બાજુમાં આવી ગયો હતો! હા, તે જ્યાં રેહેતો હતો તેની થોડાંજ કદમ દુર! અને તોબી તે તેને મળી શકયો ન હતો! વળી તેની વીસમી વર્ષગાંઠને દહાડેજ! કે જે દિવસે તેના બાપે પોતાની કાંહાંણી લખેલું પેલું લંબાણ દાસ્તાનવાળું બંડલ તેને આપવા ફરમાવેલું હતું! કેવો અજબ જેવો બનાવ! કેટલો નહિ ધારેલો સંજોગ! અને હમણા તે ઘર તરફ પાછો ફરતાં મનસે બડબડવા લાગ્યોઃ-

'કેવી અજાયબી! જે સાંજે હું પેલું મારા બાપનું કાગળ વાંચતો હતો તેજ વખતે તે મારેથી થોડાંજ કદમ દુર હતો! શું તેના કાગળમાં લખયા મુજબ

તે કાંઇ જાદુ મંતરથી આ મુજબ આવ્યો હશે? ખરેખર, તેના કાગળમાં લખેલી જાદુ મંતરની બીના માન્યામાં આવે એવી નથી, પણ હું એ અજમાવી કેમ નહિ જોઉં? પેલો જાદુઇ બોલ તેના હેવાલમાં લખેલો છે, અને હું તેનો ચાહું તેમ ઉપયોગ કરી શકીશ?'

આવા વિચારોના વમાસણમાં તે ચાલતો હતો. જાંગીર હવે તેનાથી ઘણો દુર નીકળી ગયેલો હોવાથી, તે ઉતાવળે પગલે ચાલી પોતાના બંગલામાં આવી પુગ્યો, અને સાવચેતીથી બારણું ઉઘાડી પોતાના ઓરડામાં દાખલ થયો. તેણે ઓરડાનું બારણું બંધ કીધું જે પછી પોતાની કબાટ આગળ જઇ તેણે તેમાંથી તેનાં બાપના લખેલાં પેલાં કાગળ્યાં પાછાં કહાડયાં, અને તે દીવા આગળ ધરી તેમાંથી પેલો જાદુઇ બોલ શોધવા માંડયો. એક પાનામાંથી તે તેને મળ્યો, કે જે તેણે બરાબર ગોખ્યો. જે પછી શું મેળવવાની ઇચ્છા કરવી, તેના તે વિચારમાં પડયો. અંચીતો તેને વિચાર આવ્યો કે પોતાના બાપને જોવાની ઇચ્છા કરવી. તેણે આ મુજબ એકચિત્તે ઇચ્છા કીધી અને પેલો જાદુઇ બોલ 'સેપંજીસરાએ' કરી બોલ્યો. જેવો તે આ શબ્દ બોલ્યો કે તેની સામેની દીવાલ ધીમેથી ફાટી ગઇ અને અંદર એક બો તેની નજરે પડયો. એકાએક આ બોમાં અજવાળું થઇ રહ્યું, અને તેમાં તેણે એક બુજરગ શખસને ઉભેલો દીઠો. તેણે પોતાના બાપને નાનપણથી જોયલો ન હતો જેથી તે તેને ઓળખતો ન હતો. તે તાજુબીથી આ શખસને જોવા લાગ્યો. તેને સાધુઓના જેવાં ભભુકયા રંગના કપડાં પહરેલાં હતાં અને તેના ચેહેરાપર એક લાંબી સુફેદ દહાડી હતી. તેના હાથ અદબ વાળેલી ઢપે હતા અને તેમાં તેણે એક નાનું બાલક પકડેલું હતું, કે જે તેના હાથના ખોળામાં ઊંઘેલું હતું.

સોરાબને સઘળો ખ્યાલ આવી ગયો. આજ તેનો બાપ હતો, અને તે તેને ભેટી પડવા સામો ધસ્યો, પણ અંચીતુ પાછું તે દીવાલનું ફાલકું બંધ થઇ ગયું, અને તેને કાંઇ બી દેખાયું નહિ. તે પોતે ઉંઘાયલો હતો કે જાગતો,

તે તે પારખી શકયો નહિ અને આંખે હાથ ચોળવા લાગ્યો. હવે જ તેને જાંગીરની વાતનો ખ્યાલ આવ્યો. જાંગીરે તજી દીધેલું છોકરૂં હજુ તેના બાપની પાસે હતું, કે જે તેણે તેના હાથમાં જોયું હતું.

'અહા !' તે બડબડયો, 'ખુદા ! તારી કુદ્રત ન્યારી જ છે ! જાંગીરનુ પાપ આખરે મારા બાપેજ પકડયું છે, અને તે જ એનો કીનો લેશે ! અગર કાવસ ફક્ત એક જ દિવસ વેલાતથી વહેલો આવ્યો હતે તો પોતાની બૈરીની ખરી હાલત તે જાણી જતે અને પછી તેણીનું અને જાંગીરનું પાપ ખુલ્લું થઇ જતે; પણ તેઓના પાપોનો ઘડો હજુ ભરાએલો નહિ હોવાથી તેઓ છટકી ગયાં. તો પણ હવે ઘડો છલાછલ ભરાવા માંડેલો લાગેછ કેમકે મારા બાપને તેની બદફેલી સઘળી ખબર પડી ગયેલી છે, અને હું ધારૂંછ કે જે વખત જાયછ તેમાં તે કીનો લેશે. ઓ કાફર ! હવે તારો દહાડો આવતો જાયછ !' તેણે હવામાં મુકી ઉગામી ઉમેર્યું.

પોતાના બદનપરથી હવે કપડાં ઉતારી તે એકચીતે ગુઠણ મરડી પડી ધરમના કલામો પઢવા લાગ્યો, અને પોતાના બાપને જલદી મળવાની ખુદા પાસે દુવા ગુજારી. જે પછી તે તેનો જ સ્વપનો જોતો બીછાને ભર ઉંઘમાં પડયો.

———:o:———

## પ્રકરણ ૨૮ મું.

---

### પડદો ખુલ્યો !

આપણો પડદો વસઇ તરફ ખુલેછ. એક વખતનો મરેઠાઓનો દોરદમામ દર્શાવતો ત્યાંનો રાક્ષસી કીલ્લો આજે હલીમલી રહ્યોછ, કે જ્યાં કોઈ વખતે કાણું કુતરૂંબી ભટકતું જણાતું નહતું. કોઇ કદાચ મુસાફરો આ કીલ્લો જોવા આવતા હતા, યા તો કોઇ કુટુંબો વર્ષમાં એકુ વખત ત્યાં મોજ મારવા ઉતરી પડતાં હતાં. એ જ મુજબ આજેબી ત્યાં જાંગીર અને તેના દોસ્ત કાવસનુ કુટુંબ મોજ મારવા ઉતરી પડેલું દીસે છે.

કાવસ જે દિવસે વેલાતથી પાછો ફર્યો તે જ દિવસે જનંગીરે તેને પોતાને ત્યાં એક પારતી આપી હતી, અને ખાણાપર તેઓના કેટલાંક ઓળખીતાં-ઓએ બહોસ કરી વસઇના તેઓને બંગલે એકુ રોજ મોજ મારવા સૌ સૌના કુટુંબ સાથે આવવા જણાવ્યું હતું, કે જે આપણે વાંચી ગયા છીયે. તેઓએ આજનો દિવસ નક્કી કીધો હતો અને તેઓ સાથે બીજાંબી ઓળખીતાં કુટુંબો ઉતરી પડેલાં હતાં; અને બધાં મળીને તેઓની સંખ્યા વીસ બૈરાં અને પંદર માટીડાઓની થએલી હતી. તેઓએ સવારથી ખાનસાહેબ બેહેરામજીની વાડીમાં ધામો નાખેલો હતો ને સવારથી તેવણુની વાડી હલમલી રહી હતી. બે ચાર રામસગરોનેબી સવારથી બોલાવવામાં આવ્યાં હતાં કે જેઓ તબલા અને સારંગીપર ગીત ગાઇ શ્રોતાજનોને ખુશ કરતાં હતાં.

સવારના દસ વાગે ભાતભાતની ઉંચી વાંનીઓનો નાસ્તો પીરસવામાં આવ્યો, જે બાદ પાછાં બધાં ગાવા વજાડવા યા તો પાનાં ચોપટ રમવા લાગ્યાં. બપોરના એક વાગે સઘળાંઓએ સલામતીઓપર સલામતી લઈ ઘોરગામની મીઠી તાડી પી ભોજનને ઇનસાફ આપ્યો. જે પછી ઘણાં ખરાં બધાં બંગલામાં જઈ સુઈ ગયાં. ત્રણ વાગે ચા પી તેઓ તૈયાર થઈ ગયાં અને તેઓ માટે શહેરમાં ફરવા જવા મંગાવવામાં આવેલી ગાડીઓમાં સવાર થઈ ગયાં. તેઓ માટે ત્યાંના કીલ્લાના ચોગાણમાં તાડી પારતી કરવામાં આવી હતી, કે જે માટે આગમ-જથી સઘળો સરંજામ નોકરો ત્યાં લઈ ગયેલા હતા, અને શહેરમાં ફરી હરી તેઓ ત્યાં જનાર હતાં.

આ મુજબ તેઓ શહેરમાં એક ચકરાવો મારી કીલ્લામાં આવી પુગ્યાં, અને આવતાંને વાર સઘળાંઓ પેટની પૂજા કરવા મંડી ગયાં; એટલાં બધાં તેઓ ત્યાંની ખુશનુમા હવાથી ભુખ્યાં ડાંસ થઈ ગયેલાં હતાં. તાડીના ગ્લાસોપર ગ્લાસો ઉંચકાયા, સીક સોટા અને કલેજી બુકાનો મારો ચાલ્યો, ને મજાક મશકેરી ને ટકોર કરવામાં સૌ સૌએ પોતાની ગુંજાસ પ્રમાણે જીભલી ચલાવી. તેઓ છાકટાં ધુણુ થઈ ગયેલાં હતાં અને હવે તેઓ પેટ તાઈટ કરી કીલ્લામાં ફરવા નીકળ્યાં.

મરેઠાઓનો બાંધેલો તે ગંજાવર કીલ્લો તેઓએ બધે ફરી જોયો, અને બધે ફરતાં ટાંટિયાની ઠીક ખબર લેવાઈ. સઘળાં ખુશમીજાજમાં હતાં, શિવાય એક જણ, કે જે આપણો ગરીબ સોરાબ હતો. તે મુગો મંતર થઈ બધાંની પાછળ ચાલતો હતો અને તેની બાજુમાં તેની અદરાએલી શીરીન ચાલતી હતી, કે જેણી તેને ખુશ કરવાને હર હર બહાને કોશેશ કરતી; મગર તે પોતાના વિચારોના ડામાડોલપણામાંથી કેમે કરી સાવધ થતો નહતો. તેણી તેનો હાથ પકડી ચાલવાની કોશેસ કરતી કે જે તે છોડી દેતો અને પોતાની તબિયત ઠીક નથી એવાં બહાને તેણીને દુરની દુરજ રાખતો હતો; કેમ કે તે જાણતો હતો કે તેણી તેની બેહેન થતી હતી.

બધાં ફરી હરી પાછાં તેઓની જગ્યાપર આવ્યાં અને થાકીને લુસ થઇ ગયેલાં હોવાથી ત્યાં બીછાવેલી સેતરંજીઓપર લોટી ગયાં. વળી તેઓએ તાડીની બી મજાહ ખુબ ભોગવી હતી જેથી તેઓના આંટા ફેરફાર થઈ ગયેલા હતા. બધાંની પાછળ સોરાબ બેઠેલો હોવાથી કોઇનું ધ્યાન તેના તરફ જતું નહતું, પણ તે બધાંની હીલ ચાલ બારીકીથી જોતો હતો. ખસુસ કરીને જાંગીર અને ગુલની, અને હમણાં તેણે જાંગીરને ગુલને કાંઇ આંખના ઈશારા કરતાં સાબીત જોયો. આનો ભેદ તે સમજી શકયો નહિ પણ તેણે તેઓપર બારીક નજર રાખવાનો ઠરાવ કીધો.

થોડાજ વખતમાં તેઓને એક બીજો પરોણો આવી મળ્યો. આ એક જવાન પારસી ગ્રહસ્થ હતો અને તેનેબી આ પારટીમાં સામેલ થવાનું ઇજન થયેલું હતું કેમકે બધાંનો તે ઓળખીતો હતો; પણ ટ્રેન ચુકી જવાથી તે તેઓ સાથે આવી શકયો નહતો, અને આ મુજબ બીજી ટ્રેનમાં આવી પુગ્યો હતો. બધાંએ તેને બેસાડી ખુબ તરેસી તાડી પાઈ, અને ખાઇ પી મસ્ત થઈ તે ખાનસાહેબ બેરામજી તરફ જોઇ ટકોરમાં બોલ્યો:—

'કેમ બેહેરામજી બા ! એ તમારાં ગામમાં સાધુઓના જ્હાણુ ફાટી નીકળ્યાંછ શું? હમણાં રસ્તામાં આવતાં આવતાં મને બે ત્રણ સાધુઓ મળ્યા !

એક તો એકલો મળ્યો તે તો નરો જાણે પારસી? શું તેનો દમામદાર દેખાવ? શું તેની સુફેદ દહાડી? નખ્ખોદ ગીયો તો વરી કોઇનું પોરિયું ઉઠાવી લાવેલો! ને તેને પોતાના બે હાથના ખોળામાં લઈ નીચું જોતો ચાલી જતો હતો. આપરે તો ચપકીડા તેની આગળથી ચાલી આવ્યા. નખોદ ગીયો કંઈ જાદુ બાદુ કરે તો તે કયાં આપદા? વરી ત્યાંનાં પેલાં ખાડીમાં પડેલાં ભાગાં વહાણમાંબી રાતને વખતે કોઇ સાધુ ભટકતો દેખાય છે એમબી લોકોમાં બુમ ઉડેલી છે! એ છે શું? કાંઇ ગામના લોકોએ સાધુબાધુ પાળ્યા છે શું?'

તેના આવા બોલવાથી બધાં ધુમ હસવા પડયાં, પણ સોરાબે બારીકીથી જોયું કે જાંગીર અને ગુલે તો હસવાના ઢોંગ કીધા હતા, બાકી તેઓના ચેહેરા તો સાફ ફગલાઇ ગયેલા દીસતા હતા. વળી તેણે વધુ એ જોયું કે જાંગીરે ગુલને વરી પાછી હમણા આંખની ઇશારત કીધી હતી, જે ઉપરથી તે તેણીને કાંઈ કેહેવા માંગતો હોય એમ સાફ જણાતું હતું.

એ પછી પાછા તેઓમાં ગપાટા મારવાના શરૂ થયા, પણ તેઓએ આ સાધુને લગતી વાત ઘણોવાર ચલાવી. તેઓમાંના કોઇ બોલ્યા કે, 'એ સાધુઓ જાદુ મંતર કરી શકેછ,' જેને બીજાંઓએ 'એ બધા ઢોંગ છે' એમ કહી તોડી પાડયા. પછી તેઓએ પેલાં વ્હાણપર રાતની વખતે દેખાતા સાધુ વિષે વાત ચલાવી. કેટલાકો કહેવા લાગ્યા કે એ બધા લોકોના વ્હેમ છે, જ્યારે કેટલાકો એને વજન આપવા લાગ્યા; તાડીની ખુમારીમાં તેઓ વચે હોજાતોજી થઇ અને વળી કેટલાકોએ તો એવી સરત બકી કે રાતના તે વ્હાણુપરજ બેસી રહી આને વિષે તપાસ કરવી.

આ સરત બે ગ્રહસ્થો વચ્ચે સો સો રૂપિયાની મંડાઈ, અને બધાંઓએ તેમને ચહડાવી આપી ટેકો આપ્યો. એક, બીજાંને મુછપર તાવ દઇ કહેતો કે, 'જો બચા! સો રૂપિયા હારસે? મેં મેસમેરીઝમ ને હીપનોતીઝમ તેમજ ગુપ્ત વિદ્યાને લગતાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે, ને તેમાં વાંચ્યું છે કે જે જગ્યાએ કોઇ માણસ મરણ પામ્યું હોય તે જગ્યાએ રાતના તેનું રૂહ ફરતું દેખાય

છે!' આનો જવાબ પેલો બીજો તાડીના બહારમાં આપતો કે, 'જાજા ઉજ-બખ! એ બધું હંબગ છે, જાદુ જેવી ચીજ દુનિયામાં કોઇ છેજ નહિ. એ તો તારા જેવા દહોડ ચતુરોનો ધખારો છે,' વગેરે વગેરે.

આવી રીતની તેઓમાં ગરમાગરમીની તકરાર થઇ પડી અને તાડીની ખુમારીમાં તેઓ એક બીજાંને તરહેવાર વિશેપણો બોલી હાથોહાથ આવી જાય એટલા ગરમ થઇ ગયેલા હતા, જેથી બીજાઓએ તેમને થંડા પાડયા, અને જણાવ્યું કે બધાં રાતે ચાંદરણાંમાં દર્યાની સહેલગાહે જનાર હતાં અને આ વ્હાણની મુલાકાત લેનાર હતાં, જેથી પેલા સાધુની વાત ખરીખોટી હશે, તે માલમ પડી જશે.

આવી ટપાટપીની ગડબડમાં સોરાબે જાંગીર તરફ જોયું કે તેણે ફરીથી ગુલ તરફ ઇશારત કીધી હતી અને હવે તે આ ગડબડનો લાભ લઇ બોલ્યોઃ–

'પેલાં ખંડીયેરપર ચહડીને આપણે દુરથી દેખાતા દરિયાનો દેખાવ જોઇએ, ચાલો કોણ મારી સાથે આવેછ?' એમ બોલી તેણે ગુલ તરફ પાછી ઇશારત કીધી અને તેણી તેની સાથે જવા તૈયાર થઇ ગઇ. કાવસે તેઓને સાથે જતાં દીઠાં કે જે બીજાંઓ સાથે સેતરંજીપર બેશી પાના રમવામાં રોકાયેલો હતો. આમાં તેણે કાંઇબી વાંધાભર્યું જોયું નહિ, કેમકે જાંગીર તેનો જીવજાનનો દોસ્ત હતો અને તેની બૈરીબી તેની માનીતી હતી; તો જોકે તેઓ વચ્ચે છૂપો પ્રેમ હતો, એ તેણે આજ સુધી જાણ્યું નહતું.

તેઓ ગયાં કે સોરાબ અજાણો થઇ ઉઠયો અને તેબી તેઓ નહિ જાણે તેમ તેમની પુઠે ગયો. તેઓ તેમની બાજુમાંનાં એક ભાગાં ઉંચાં ખંડીયેરપર ચહડયાં, અને ઉપરની પહોળી સપાટ દીવાલપર બેઠાં. સોરાબબી કાંઇબી અવાજ કર્યા વગર તેમની પુઠે ગયો અને તેમની હેઠાણમાંના એક પથ્થર પાછળ ભરાઇ તેમની વાત સાંભળતો ચુપ થઇને બેઠો.

તેઓ ગયાં કે કાવસનુંબી તે ખંડીયરપર ચહડી આથમતા સુર્યનો દેખાવ જોવાનું મન થયું, જેથી તેબી તેઓ આગળ જવા ઉઠયો. તેણે બીજાંઓને

પોતા સાથે આવવા પૂછ્યું, પણ બધાં થાકેલાં તાડીની ઝુમમાં હોવાથી કોઇ બી તેની સાથે આવ્યું નહિ જેથી તે એકલો ગયો. સોરાબે તેને દુરથી આવતાં દીઠો, જેથી તે ખંડીયેરની બીજી બાજુએ જઇને છુપાયો.

કાવસ તાડીની લેહેરમાં ખંડીયેર બાજુએ આવી પુગ્યો અને ધીમે ધીમે ઉપર ચહડવા લાગ્યો. ત્યાંના સ્લોપપર લાલ ચીકણી મટોડી હોવાથી તેના પગલાંનો જરાબી અવાજ થતો નહતો જેથી તે પેલાં ઉપર બેઠેલાંઓની જાણમાં આવ્યા વગર ઉપર ચહયો. તે તેઓની હેઠાણમાં ઘણો નજદીક આવ્યો કે તેને કાંઈ અવાજ આવ્યાથી તે એકદમ ચમકી જઇને ત્યાંજ સ્તબ્ધ થઇને ઉભો. તેને પેલાંઓની ધીમી વાતચિતનો અવાજ આવ્યો હતો, અને તે છૂપી રીતે તેઓની વાત સાંભળે એટલો બધો વહેમી ને કમીનો નહતો, પણ તેને 'વહાલી' કરીને બોલવાનો અવાજ સાફ સંભળાયો, અને આ શબ્દેજ તેના દીલમાં એક તીણી વીજળી રૂપી ધ્રુજરી ફેલાવી દીધી. તે ઉજળો વાગ થઇ તેઓને નહિ સંભળાય તેમ તેઓની પાછળથી ઘણો નજદીક ગયો અને છૂપાઇને તેઓની વાત સાંભળવા લાગ્યો, અને તેણે આ મુજબ સાંભળ્યું:–

'વહાલી,' જાંગીર બોલ્યો, તુંને મળવા અને તારી સાથે એકાંતમાં વાત કરવા મેં હમણા કેટલાં ફાંફાં મારયાં, અને તુંને કેટલી ઇશારત કીધી! પણ તું સમજીજ નહિ. પેલો માણેક જોયો કે ખબર લાયો તે! હા, એ સાધુને મેં બી આજે સવારે હ્યાં આવતાં જોયો હતો. તું કાવસ સાથે બંધ ગાડીમાં બેઠેલી હતી જેથી તુંને કદાચ તે દેખાયો નહિ હોય, પણ હું તો આઇ સાથે ટાંગામાં બેઠેલો હોવાથી અમે તેને બરાબર જોયો. અમારી ગાડી એક ગીચ ઝાડોથી ભરાએલા રસ્તાપરથી પસાર થઈ ગઇ, અને મેં ને આઇએ તેને એક ઝાડ પાછળ સંતાઇને ઉભેલો દીઠો. તેના ખોળામાં એક શાલમાં લપેટેલું છોકરૂં હતું, અને મેં આપણી શાલ તુરત ઓળખી. તેણે અમને ડોળા કકડાવી જોયાં, ને તેની, મારી ને આઇની નજર એક થઇ ગઈ. હું ધાસ્તીથી થરથર ધ્રુજી રહ્યો, અને આઇબી તેની લાલ આંખો જોઈ ડર ખાઈ ગઇ.

અમારી ગાડી ઝપાટામાં તેની બાજુએથી પસાર થઇ ગઇ, અને અમોએ તેને જોઇ ડોકું ફેરવી નાખ્યું. વહાલી! આ આપણું છોકરૂં જો પકડાઇ આવ્યું તો બતંએનો જ સોદો જાણજે! અહા, કાવસ જો એક રોજ વહેલો આવ્યો હતે તો આપણી કમબખ્તી જ થઇ જતે!'

કાવસે ફાટ ફાટ થતી છાતીએ તેઓની આવી બદફેલીભરી વાત સાંભળી, અને તેના કપાલે પસીનાના ટીપાં ધાઇ આવ્યાં; તે ગુસ્સાની ધેણમાં પાણી પાણી થઇ ગયો. એકદમ પેલાંઓ આગળ ધસી જઇ તે પાપીનો ટોટો જ ભચડી નાખવાનો તેને કસદ કીધો, પણ પોતાની આબરૂને લીધે ડર ખાઇ ગયો. તેણે એક પળ વિચાર્યું કે પાંચ લોકમાં તેનું નામ ખરાબ થશે અને તેના નામને બટ્ટો લાગશે; જેથી હાલ તુરત તે આ વાતનો ગમ ખાઇ ગયો, અને ગુસ્સાથી ઉછલી રહેલાં તેનાં ગલાંમાંનાં ગરમ લોહીનો ગોત તે પાછો ગળી ગયો. પેલાં છોકરાં વિષે શું વાત થઇ તે તે હવે સઘળું ચેતી ગયો, અને પોતે વેલાત હતો ત્યારે તેની બૈરીને શું બીમારી લાગુ પડેલી હતી જેબી તે હમણાં જાણી ગયો. તેઓનો સઘળો ભરમ હમણા એક પળમાં તેની આંખ આગળ ખુલી ગયો અને તે તેના ખ્યાલમાં બળી જળી જઇ વિચારના વમળમાં વિંટલાઇ બેપ્રામ જેવો કેટલીક પળ પેલાં ખંડીયેરના સ્લોપપરજ ઉભો રહ્યો.

પેલાંઓની વાતનો અવાજ હવે બંધ થયેલો હતો અને તેઓ પાછાં હેઠે ઉતરવાને ઉઠયાં. તેઓ પેલા સ્લોપપર આવી લાગ્યાં, અને ત્યાં થોડેક દુર તેઓએ કાવસને ઉભેલો દીઠો, કે જે ઉજલો પુણી જેવો થઇ એકી ટગરે હેઠે જોતો હતો; અને તેનું તમામ બદન થરથર ધ્રુજતું હતું.

કાવસ તેના વિચારોમાં એટલોતો લીન થઇ ગયેલો હતો કે પેલાંઓ તેની નજદીક આવી પુગ્યાં તોબી તે સાવધ થયો નહિ. તેનું આખું બદન ગુસ્સાના આવેશમાં થરથર ધ્રુજતું હતું ને તે એકી ટગરે નીચે જોતો વિચારમાં ને વિચારમાં મુછ મરડતો ઉભો હતો. ગુલ તેની આગળ ચરત કરી, દોડી ગઇ અને તેણીએ ધીમેથી તેની ખાંધપર હાથ મુકી પૂછયું:—

'કાવશસા ! શું છે ? એમ નીચે જોઈ ધુજોછ કાંય ? કંઈ સાંપબાંપ જોયો શું ?'

કાવસે પોતાનો ગુસ્સો પોતાના દીલમાંજ સમાવી દેવાનો જીવતોડ પ્રયત્ન કીધો, અને તેની આવી જીવતોડ કોશેશથી તેના બદનની ધ્રુજરીમાં ઓરબી વધારો થયો. તેનું તમામ બદન પવન વેગે થરથર કાંપવા લાગ્યું, અને તેને માથે લોહી ચહડી ગયું. તે બેહોશ થઇ જાંગીરના હાથમાં ચતોપાત સુઇ ગયો. ગુલે મોટો ગભરાટ કરી મુકયો, બીજા માટીડાઓ તેમની મદદે દોડી આવ્યા અને તેને ઉંચકી હેઠે લાવી સેતરંજીપર સુવાડયો. પાણી અને આઇસનો મારો તેના માંથાપર બધાંએ કીધો, તેના નાક આગળ પંખાઓ ચલાવવામાં આવ્યા અને તે થોડીક પળમાં હુશિયાર થયો. તેનો જીવ આઇસેજ બચાવ્યો હતો. તેના સારાં ભાયગે થંડુ પીણું પીવા માટે તેઓ આઇસ લાવેલાં હતાં, કે જે હમણાં તેનો જીવ બચાવવા થકી કામે લાગ્યું.

થોડાજ વખતમાં તે પાછો ટટાર થઇ ગયો, બધાં તેને તેના બેશુદ્ધ થઇ જવાનો સબબ પૂછવા લાગ્યાં, અને તેણે અડાવ્યું કે પેલાં ખંડીયરપર ચહડતાં એક મોટો નાગ તેના પગપરથી પસાર થઇ ગયો, જેથી તે એટલો તો બીધો કે એકદમ તેને ધુમરી આવી ગઇ, અને તાડીની કેફ્બી લાગેલી હોવાથી તે બેહોશ થઈ ગયો.

નાગથી તે બચી ગયો, તે માટે બધાં તેને મુબારકબાદી આપવા લાગ્યાં, અને પછી તાડીના ગ્લાસ ભરી બધાંએ તેની સલામતી ચાહી. તેના બેશુદ્ધ થઇ જવાનો ખરો સબબ તો એકજ જણ જાણતો હતો અને તે આપણો સોરાબ હતો. કાવસને ઉંચકી હેટે લઇ જવામાં આવ્યો કે તે પોતાની ભરાવાની જગ્યામાંથી બહાર નીકળી, નીચે આવી તેઓમાં ભેળાઇ ગયો.

# પ્રકરણ ૨૯ મું.

---

## પચીસ વર્ષે પાછાં તેજ વ્હાણપર !

હવે સાંજના છ વાગ્યાનો વખત થયેલો હતો, જેથી બધાં જવા માટે તૈયાર થઇ ગયાં. હવે તેઓ દરિયાની સહેલગાહે જનાર હતાં કે જે માટે એક ખાસ બોટ ભાડેથી રોકવામાં આવી હતી. કાવસે પોતાની તબિયત ઠીક નથી, એવું બાહાનું કાહાડી ઘરે ચાલી જવા ઘણુંએ મન કીધું, પણ બધાંની બ્હેંસ આગળ તેનું ચાલ્યું નહિ, અને તેઓ સાથેજ જવાની તેનેબી ફરજ પડી.

તેઓ ધીમે ધીમે કીલ્લાના ચોગાનમાંથી બહાર નિકળતાં હતાં. જાંગીર અને આઇ બધાંની પછવાડે ચાલતાં હતાં, અને કાવસ અને ગુલ તેઓની વચમાં હતાં; જ્યારે સોરાબ બધાંની હીલચાલ બાડી નજરે જોતો, તેઓની બાજુમાંથી ગુપચુપ ચાલતો હતો.

ગરીબ બીચારો કાવસ, તે એક બોલબી બોલતો નહતો. ગુલ તેની સાથે વાત કરવાનાં ફાંફાં મારતી, પણ તે તેણીને ઉડાવનારા જવાબ આપતો અને નીચી મુંડીએ ચાલતો હતો. હમણાં તેના ભેજાંમાં એકજ બોલ રમી રહેલો હતો, અને તે કીનો હતો.

આવી રીતે સઘળાં ધીરે ધીરે ચાલતાં હતાં, એવામાં સોરાબે, જાંગીરને આઈ તરફ કાંઈ ઇશારત કરતાં જોયો. તેની ભેદ ભરી ઇશારત હવે તે જાણી ગયેલો હતો, જેથી તેની આ નીશાણુ પારખી કહાડતાં તેને વાર લાગી નહિ. તરતજ જાંગીર, 'એ પેલું ઝાડ શાનું છે ?' એમ બોલી તેણીને એક ઉંચાં વૃક્ષ આગલ લઈ ગયો. તે તેણી સાથે તે તરફ ગયો કે બધાંએ બીજી બાજુના રસ્તામાં વલાણ લીધી, જેથી તેઓ કયાં ગયાં તે તેમને દેખાયાં નહી.

આ રસ્તાપર તેઓ વળ્યાં કે સોરાબ પોતાના ખીસાંમાંથી છરી કાહાડી ત્યાંના એક નીચાં ઝાડપરથી તીરનું લાકડું કાપવા મંડી ગયો, અને જ્યારે બધાંઓ ઝાડોથી ભરેલા બાજુમાના એક બીજા રસ્તામાં વળ્યાં કે તે સાવચેતીથી

ઝાડોની ઘટામાંથી વલાણુ લઇ પેલાંઓ પૂઠે આવી લાગ્યો અને એક ઝાડના થડ પાછળ સંતાઈ, તેઓની વાત સાંભળવા લાગ્યો; અને તેણે આ મુજબ સાંભળ્યું:–

'આઈ!' જાંગીર બોલ્યો, 'પેલો તારો ઘણા વર્ષનો ડટાઈ રહેલો ખુબક ધણિ પાછો ફુટી નીકળેલો દીસે છે! મેં તેને બે ત્રણ વખત જોયોછ અને આજે તેં બી તેને જોયો. હમણાં તેને સાધુનો વેશ લીધોછ અને હું ધારૂંછ કે તે આપણને આવો વેશ લઈ હંફાવવા માગેછ, પણ આપણે તેને ઓળખી કાહાડયોછ. પહેલાં મેં તેને મુંબઈમાં જોયો હતો અને આજે આપણે તેને હ્યાં જોયો. તે હ્યાં આપણી પૂઠે આવ્યો હોય એમ લાગેછ. વળી હ્યાંની ખાડીમાંના આ ભાગાં વહાણુપર બી કોણ જાણે શું ભેદ હોશે? ઘણાંક લોકો રાતને વખતે ત્યાં ફરતા કોઈ સાધુ વિષે બોલતાં સંભળાયછ, અને એ સાધુ પેલા પીરામીડમાંના એમનામહાતનું રૂહ હોય તો કોણ જાણે! બોલ આઈ આપણે એ વહાણુપર જઇએ કે?'

'નહિ! નહિ! જાંગીર,' આઈ દયામણું મ્હોં કરી બોલી, 'આપરે કંઇ બાહાનુ કહાડી હ્યાંથી સટકી જઇએ. હું ખાતરીથી કહુંછ કે આજે આપણે હ્યાં આવતાં જે સાધુને જોયો હતો તે પેલો મુવો મારો ધણીજ છે! અને એ આપણી પૂઠે આવેલો દીસેછ! મુવો પચીસ વર્ષે કયાંથી ફુટી નીકળ્યો?'

'જોઇએ આપણે કાંઈ બાહાનુ કાહાડી હ્યાંથી જતાં રહીએ, પણ જો તેઓ હુજત કરશે તો આપણને સાથે જવુંજ પડશે.'

એટલું બોલી જાંગીર અને આઈ ત્યાંથી ચાલી ગયાં, અને પાછાં પેલાંઓમાં ભેલાઈ ગયાં. તેઓના ગયા પછી સોરાબ પોતાની ભરાવાની જગ્યામાંથી બહાર આવ્યો અને તેઓ પાછળ જોઈ દાંત કચકચાવી મનસે બોલ્યો:–

'ઓ પાપીઓ! લ્યાનત છે તમારીપર! ઓ ચંડાળ! તેં આવીજ રીતે કેટલાં ઘર ભાંજ્યાં હશે! અહા! તારાં પાપોનો ઘડો હવે ભરાઈ ગયોછ, અને જે વખત જાયછ તેમાં તે ફુટી જવાની અણીપર છે. અહા, બાપ મારા વહાલા બાપ! તું પાછો મારેથી કેટલો નજદીક છે અને તોબી હું તુંને મળી શકતો

નથી! પણ હમણાં મને એવી લાગણી થાયછે કે આજેજ રાતે હું તેને મળશ, આજે જ હું તેની ગોડમાં ચંપાવશ.' અને આવા ખુશ મીજાજથી તે તેઓ આગળ આવી પુગ્યો. સઘળાંઓ પોતપોતાની ગાડીમાં ગોઠવઈ ગયાં અને ગાડીઓ કીનારે હંકરાઈ ગઈ.

રસ્તાનો એક ફાંટો આવી લાગતાં જાંગીરે પોતાની ગાડી થોભાવી અને બધી ગાડીઓ ઉભી રહી ગઈ. એ પછી તે બોલવા લાગ્યો કે તેણે અને આઇએ તાડી ઘણી પીધેલી હોવાથી તેઓને ઉલટીની કાણી થતું હતું અને દર્યોમાં તો જરૂર તેઓનો જીવ બગડી આવશે માટે તેઓને ઘરે જવા દેવાં. આને માટે બધાંએ વાંધો લીધો અને એક પછી એક, 'મારીબીં તબિયેત ઠીક નથી,' કરી બધાં ગાંડીમાંથી ઉતરી પડયાં, તેઓ બોલ્યાં કે એક નહિ આવે તો તેઓ બધાંએ નહિ જવું. આથી જાંગીર અને આઇને જવાની ફરજ જ પડી, કેમકે બધાં સંપ કરી ફરી બેઠાં હતાં.

ગરીબ બીચારો કાવસ, હમણાં તે એકલો રહેવા અને ઘરે જવાને કેવું ઇચ્છતો હતો, અને ગાડીમાંથી ઉતરી જવા તેણેબી ઘણાં બહાનાં કીધાં, પણ બધાંઓની હઠ આગળ તેનું કશું વળ્યું નહિ અને તેનેબી જવાની ફરજ જ પડી. તેના મનમાં હમણા કેવા આબડ ગુબડ વિચારો ડોળતા હતા અને તે વિચારોના દબાણમાં હમણાં કેટલો દબાઈ ગયેલો હતો? અહા, થોડીક મીનીટો અગાઉ તે હસતાં રમતાં એક પુતળાં જેવો હતો અને હમણાં તે કેવો બળેલ છાણા જેવો થઈ ગએલો હતો? અહા! ઓરત! ઓરત!

ઓરત જો વફાદાર હતે તો દુનિયામાંની ઘણીક ખરાબીઓ થતી અટકતે. જો કે ઓરતને ફુસ્લાવનાર મરદ છે પણ મરદ કાંઈ બધી જ ઓરતોને ફુસ્લાવવાની હિમ્મત કરી શકતો નથી. ઓરતનાં લક્ષન તે તેણીની આંખ પરથી પારખી કાહાડેછ, અને પછી જ તે તેણીની પૂઠે લાગેછ; અને આનો દોશ મરદોને નહિ પણ ઓરતોને છે. તેણે તો ગમે એટલું કહ્યું સમજાવ્યું, પણ

તેણી શું કામ લલચાઇ? એ સવાલ જોવાનો છે. તો જો કે આ કાંઇ બધી જ સ્ત્રીઓને લાગુ પડતું નથી. કેટલીક સ્ત્રીઓ એવી તો વફાદાર અને પતીવ્રતા સાબીત થઇ ગઇછે કે તેણીઓએ પોતાનું પતીવર્તપણું જાલવવા થકી પોતાના જ નહિ પણ પોતાનાં પ્યારાં બચાંના વટીક જાનના ભોગ આપેલા તવારીખોમાં નોધાયલા છે, કે જે વાંચતાં આપણે તેમના સત ધરમપર આફ્રીન કરિયે છીયે.

બધાં કીનારે આવી પુગ્યાં, અને તેમને માટે ખાસ તૈયાર ઉભેલી સઢવાળી બોટમાં સવાર થઇ ગયાં. સૂર્ય ઘણા વારનો અસ્ત થઇ ગયેલો હતો, અને હવે ધીમે ધીમે અંધારૂં થવા માંડેલું હતું. આજે પુનમ હોવાથી થાલી જેવો ચાંદ પોતાની દુધિયા રોશનીનો ઉજાસ ચોમેર ફેંકવા માટે તૈયાર થઇ રહેલો હતો અને તે ધીમે ધીમે ઉપર ચહડતો હતો.

અહા! કેવી રળિયામણી રાત! કેવો મનહર દેખાવ! કેવો શાંત સમો! તમામ ચરડાં પરડાં વીસામો લેવા પોતપોતના માળાઓમાં ભરાઇ ગયેલાં હતાં, જરાબી અવાજ આવતો નહતો. ફકત તે મોજીલી તોળકીનો હસવાનો અવાજ સમુદરના પાણીના ઉછળતા મોજાઓના અવાજ સાથ ગેલ કરી પવનપર સ્વાર થઇ દુરથી કીનારે ઉભેલા કોઇને સંભલાતો હતો.

તેઓની હોડી ઝડપમાં આગળ વધતી હતી અને જેમ જેમ આગળ વધી તેઓએ ઉત્તર તરફ વલાણ લીધી કે તેઓને પેલું ખરાબે લાઘેલું વહાણ દુરથી દીસ્યું. તેઓ તેની નજદીક અને નજદીક આવતાં ગયાં અને અડધા કલાકમાંતો વહાણ આગળ આવી પુગ્યાં.

વહાણની બાજુમાં જ ઉપર જવા થકી ગામના કોલીઓએ એક પાતિયું લટકાવેલું હતું, કે જે પરથી તેઓની જાતવાળાં રોજ આ વહાણપર પેલી કેબીનમાં ગોઠવેલા પથ્થરના દેવની પુંજા કરવા જતા અને તેને તરહવાર માનતા ચહડાવતાં હતાં. આ પાટિયાંપરથી બધાં ખલાસીઓની મદદ લઇ ઉપર ચહડયાં અને વહાણના તુતકપર આવી પુગ્યાં.

આ વખતે જાંગીર આઇ અને સોરાબના મનમાંથી કેવા ખ્યાલો પસાર થઇ ગયા, અને હવે પછી શું બન્યું તે આપણે બીજાં પ્રકરણમાં જોઇશું.

———:o:———

# પ્રકરણ ૩૦ મું.

## એમનામાહાતનું ૨૯!

જે દિવસે અને જે વખતે વસઇના કિલ્લાના ચોગાણમાં આવો રંગરાગ ભર્યો બનાવ બનયો, તે દિવસે અને તેજ વખતે વસઇના ગામ તરફ આપણે નજર ફેંકિયે. ગામની બહાર આવેલી એક વાડીના ઝાડો હેઠે એક સાધુ વિચારના વમાસણમાં બેઠેલો હતો. તેના ખોળામાં થોડાજ દિવસનુ જન્મેલું એક બાળક ઉંઘતું હતું, અને તેની બાજુમાં તે બાળકને દુધ પાવાની એક કાચની શીશી પડેલી હતી. તે સાધુ એકી ટગરે નીચું જોઇ વારંવાર પોતાના મન સાથ કાંઇ બડબડતો હતો, અને એ મુજબ હમણાં તે પાછો આ મુજબ બડબડયોઃ—

'અહા! આજે પચીસ વર્ષ વહી ગયાં, કે જયારે હું ત્યાં મારા નાના સોરાબને લઇ આવ્યો હતો; અને તેને ત્યાં રહેતાં એક ડોસા ડોસીને હવાલે કીધો હતો. આજેબી હું ત્યાં એક બાળક સાથેજ આવ્યો છું, પણ એ બાલક મારૂં નથી. એ વાલકેશ્વરના ડુંગરપરથી મને થોડાક દિવસની વાતપર રાતે મળ્યું, અને એને ત્યાં કોણ નાખી ગયું હતું? અગર મારી આંખે ભૂલથાપ ખાધી નહિ હોય તો હું ખાતરીથી કહુંછ કે પેલો બદમાસ જાંગીરજ આ બાલકને ત્યાં તજી દેવા આવ્યો હતો; પણ મારી તાજુબી એ છે કે તે જીવતો રેહેવા કેમ પામ્યો? મેં તો તેને પેલાં વ્હાણની કેબીનમાં પૂરી ગુંગલાવી મારી નાંખ્યો હતો? ત્યારે તે ભૂત થઇ જીવતો પાછો કયાંથી આવ્યો?'

'હા! તે એજ હતો. જો કે મેં તેને પચીસ વર્ષ વેર જોયો નહતો પણ તેનો ધિક્કારભર્યો ચેહરો મારાં મગજમાં કોતરાઇ ગયેલો છે, જેથી મેં તેને તુરત ઓળખી કહાડયો હતો. હું તેને જોવાથી અજબ થઇ ગયો અને હજુ

તો હું મારી અજાયેબીમાંથી સાવધ થાઉં એટલામાં તે ત્યાંથી નાહાસી ગયો. પણ એ બરાબર તેજ હતો કે તેને માટે મારે પૂરતી ખાતરી કરવી જોઇએ, અને પેલાં વ્હાણુની કેબીન તપાસવી જોઇએ.'

'ખબર કહાડતાં માલમ પડેછ કે એ વ્હાણુ પચીસ વર્ષ થયાં હજુ ત્યાંની ખાડીમાં એમનું એમજ પડેલું છે, અને જે કોઇ એને ખસેડવાની કે ભાંગી નાંખવાની કોશશ કરેછ તે મરણ પામેછ! વળી, લોકોમાં એમબી બુમ ફેલાયેલી છે કે એ વ્હાણુપર રોજ રાતે એક સાધુ ફરતો દીસેછ! એ કોણ હશે? શું તે માહાતમા એમનામાહાતનું રૂહ હશે? ખરેખર, આ બહુ તાજુબી ભર્યું છે, અને એમ દીસેછ કે આ ભેદનોજ પડદો ખોલવા હું છેક રંગુનવેરથી ત્યાં પાછો આવ્યો છું!'

'અહા! દીકરા! મારા દીકરા! તારી યાદે રાતદીસ મને બેજાર કીધો, અને છેવટ તારો ગમ મને બહુ કારી લાગેલો હોવાથી, છેક રંગુનવેરથી તારે વિષે ખબર કહાડવા હું ત્યાં આવી પુગ્યો; તો માલમ પડયું કે આ વાડીમાં રહેતાં ડોસાં ડોસી તેમજ બેહેરામશા બેરીસ્ટરબી મરણ પામ્યા હતા અને હમણાં તું કયાં હતો, જે વિષે કોઇનેબી ખબર નહતું. હું નાસીપાસ થઇ ગયો અને આખાં મુંબઇમાં ભટકવા લાગ્યો. રાત પડવાથી હું ઉતારાની કોઇ જગ્યા શોધવા લાગ્યો અને વાલકેશ્વરના ડુંગરપર આવી ચઢયો. ત્યાં સાધુઓ હમેશાં ઉતરતા હોવાથી મેંબી ત્યાંજ ત્યાંની તાંકી આગળના એક ઝાડ નીચે ઉતારો લીધો. રાતના મને મારા દીકરાનોજ ખ્યાલ આવ્યા કીધો અને બીલકુલ ઉંઘ આવી નહિ, જેથી હું ભકતી કરવા સમાધીમાં બેઠો.

'ભકતી ખલાસ કરી હજુ તો હું મારી આંખ ખોલુંછ કે મારી નજરે પેલો બદમાસ જાંગીર પડયો. તે મને જોઇ એકદમ ચોંકયો અને ત્યાંથી નાહસી ગયો. એ પછી હું ઉઠયો અને તેની જગ્યા આગળ જતાં મને આ નાનુ બાળક મળ્યું. મેં એને મારા લોટામાંના દુધ સાથે જરા પાણી ભેલી પાયું અને

હુશિયાર કીધું, અને તાજુબીથી વિચાર કરવા લાગ્યો જે મેં ખરેખરા જાંગીરનેજ જોયો હતો કે તેના ભૂતને !'

'હું બહુ હેરત થયો, ને એક વખત પાછો વસઇ આવી આ બાબેની ખોળ કરવાનો વીચાર કીધો. પહેલાં ત્યાં આવતાં મને માલમ પડયું હતું કે એ વ્હાણ હજુ એમનું એમજ ત્યાંની ખાડીમાં પડેલું હતું, જેથી જ્યારે મેં એને જીવતો જોયો, ત્યારે આ વ્હાણમાં એક વખત ફરીથી તપાસ કરવાનો મેં વિચાર કીધો અને એ મુજબ આજે પાછો હું ત્યાં આવી પુગ્યો.'

'અહા, આજે મને એવી લાગણી થાયછ કે હું મારા બેટાને જરૂર મળીશ. વળી થોડા દિવસની વાતપર રાતના તો મને એવો સ્વપનો આવ્યો હતો કે જાણે મારો બેટો મને મળવાની ઇચ્છિા કરતો હતો અને તે પેલો જાદુઇ બોલ 'સેપંજીસરાએ' કરી બોલ્યો હતો ! અને પછી તે અને હું ભેટયા હતા ! હા ! એમ હોવુંજ જોઇએ. અગર તે જીવતો હોય તો આજે તે વીસ વર્ષનો થયો હશે, અને ગયા બેહેરામ રોજેજ તેનું વરસ ગયું હોશે, હા; તેનુ વરસ મને બરાબર યાદ છે. બેહેરામ રોજ ને તેર મહીનો. તેના વરસને દહાડે તેને પેલું મારૂં લખેલું લંબાંણુ કાગળ આપવામાં આવ્યું હશે અને તે તે વાંચી મારી હાલત પર દુ:ખી થયો હશે. જે પછી તેણે મારાં કાગલમાં લખેલો જાદુઇ શબ્દ બોલી મને મલવાની ઇચ્છિા કીધી હશે, અને એ મુજબજ તે મને સ્વપનામાં દેખાયો હશે. ઓ દીકરા ! આવ, આવ, મારી છાતીએ વળગ !'

એટલું બોલી તે ડુસકે ડુસકા રડવા લાગ્યો. જે પછી તેણે પોતાની આંખો નુછી નાંખી, અને પેલું તેના ખોળામાનું બાળક ઉઠેલું હોવાથી પેલી શીશી તેના મ્હોડાંમાં આપી દુધ પાવા લાગ્યો. પછી તેને પાછું સુવાડી દઈ તે ઉઠયો અને તેને લઈ શાંતપણે નીચું જોતો દર્યા કિનારા તરફ જવા લાગ્યો; અને રસ્તામાં ચાલતાં ચાલતાં તે પાછો મન સાથ બડબડયો:—

'એ પાપી જાંગીર અને મારી બૈરી આઇને મેં આજેજ સવારે એક ગાડીમાં બેસી મારી બાજુમાંથીજ પસાર થઈ જતાં સાબુત જોયાં.

હું એક ઝાડના ઓઠામાં ઉભેલો હતો અને તેઓ મારી આગળથી પસાર થઇ ગયાં. અમારી બેઉની આંખ મળી અને મારી બૈરી અને એ બદમાસ ઉજ્લાં વાગ થઇ ગયાં. મેં તેણીને તુરત ઓળખી. જો કે હમણાં તેણી અધોડ થયેલી છે, પણ તેણીનો ચેહેરો મારી યાદમાંથી ગયો નથી. તેઓ કોઇ સાથે ત્યાં મજાહ કરવા ઉતરી પડેલાં દીસેછ. અરે! તેઓ એકજ વખત મને સામાં મળી જાય! તેઓ પરણી ગયેલાં હોય એમ માલમ પડેછ! હવે મને યાદ આવેછ કે પેલાં વ્હાણના તોફાન પછી કીનારે આશરો લેતાં, મારી બૈરી મારા બેટા સોરાબને મુકી નાંસી ગઇ હતી. તેણી એ બદમાસ સાથેજ નાંસી ગયેલી હોવી જોઇએ. નહિ તો રાત પડી બાઇ માણસ એકલી કયાં જાય! તે પેલી કેબીનમાંથી તેના સારાં નસીબે બહાર નીકળવા પામ્યો હશે અને પછી કોઇ હોડકાંમાં બેસી કીનારે આવી પુગી તેણીને શોધી કહાડી તેણી સાથે પાછો ન્હાસવામાં ફતેહમંદ થયો હશે.'

'અફસોસ! મેં આટલો વખત તેને મુવેલો ધાર્યો અને તે મારા કીનામાંથી બચી મોજમજાહ ભોગવવા પામ્યો; કે જ્યારે હું બરમાના બુધીસ્ત મઠમાં એક સાધુ તરીકેની જીંદગી પસાર કરતો હતો. ઓ ખોદા!' તે આસમાન તરફ જોઇ એક હાથ લાંબો કરી બોલ્યો, "તારા ઇનસાફમાં રાસ્તી નથી. શું કામ તું પાપીઓને આ દુનિયામાં મજાહ કરાવે છે? શું કામ તું નેકોને આ દુનિયામાં ઠોકરે મરાવેછ?' એટલું બોલી તેણે પોતાની આંખે હાથ ઢાંકી દીધા, તે રડતો જણાયો; તે પાછો બડબડયો, 'નહિ એમાં ખુદાની ગેરવર્તણુંક નથી, તે પાપીઓને આ દુનિયામાં મજાહ કરાવી પેલી જહાંન માં રીબાવતો હશે, તેમજ નેકો ત્યાં હાડમાર થઇ તે જહાંનમાં સુખી થતા હશે.'

હવે તે બડબડતો મુગો રહ્યો, અને વિચારમાં નીચું જોતો ચાલવા લાગ્યો. આવી રીતે તે કીનારાપર આવી પુગ્યો, તેણે એક બોટ ભાડે કરી તેમાં બેસી ગયો, અને બોટ પેલાં ભાગાં વ્હાણ તરફ હંકરાઇ ગઇ.

હમણાં સાંજ થઇ ચુકેલી હતી, અને જ્યારે જાંગીર અને તેની પારતી આ વ્હાણ તરફ આવવા માટે ઉપડી હતી તેની જરાજ આગળથી તે હમણા

ઉપડયો હતો. તે વિચારમાં બોટની બેઠકપર બેસી એકચીતે પેલાં નાનાં ઉંધમાં પડેલાં બાળક તરફ જોતો હતો અને તેને જોઇ હમણાં તે પાછો બડબડયોઃ—

'આ બાલકની શિકલ બીલકુલ એ બદમાસ જાંગીરના જેવીજ લાગેછે, કે જે એને વાલકેશ્વરના ડુંગરપર ફેંકી ગયો હતો, અને એપરથી એની બદફેલી સાબીત થાયછે. હું ધારૂંછું કે એનીપર કીનો લેવામાં એ બાલકજ મને મદદ કરશે, અને તેથીજ એને મેં મારી પાસે રાખી મેલ્યુંછે. અહા! કીનો કીનો,' તે દાંત કચકચાવી બોલ્યો, 'મને લાગેછે કે આજેજ હું એ બદમાશપર કીનો લેવશ, અને તેથીજ એ મને હ્યાં મલી ગયોછે. મને એમબી લાગેછે કે એ તેના દોસ્તો સાથે આજ ભાગાં વ્હાણપર હમણાં ફરવા આવશે અને હું એને મહોંડમહોડું મળશ.'

હવે તે પાછો ચુપ રહ્યો. બોટ તે વ્હાણ આગળ આવી પુગી, જેથી વ્હાણની બાજુમાં લટકાવેલાં પાટિયાંપરથી તે ઉપર ચહડી ગયો, અને તુતકપર આવી પુગી બડબડયોઃ—

'હા! આજ, આજ તે વ્હાણ! કે જેપર આશરે પચીસ વર્ષની વાતપર મેં એ બદમાસો સાથે મુસાફરી કીધી હતી, સઘળું જેનું તેજ! આટલાં વર્ષ વહેલાં છતાં હ્યાં કાંઇબી ફરક પડેલો દિસતો નથી, બધું જેમનું તેમજ છે.'

તે પાછો ચુપ રહ્યો, ચાંદ હવે પુર બહારમાં દીપી રહેલો હતો અને તેના તેજસ્વી કીરણો તેની સફેદ દહાડીને ચમકાવી તેનો ચેહેરો દીપાવતાં હતાં; અને આ તેની દહાડીનો ચમકાટ તેના ખોળામાં ઉંધતાં બાલક પર પડી તેની છુની આંખપર ચમકારા થઇ તેની ઉંધમાં ખલલ કરતો હતો. અહા! આ વખતનો તેનો દેખાવ દબદબા ભર્યો હતો. જાણે એક પયગમ્બરનો જનમ થયો હોય અને તેને ફરેસ્તો પોતાના ખોળામાં લઇ રમાડતો હોય એવો હમણાનો તેનો દેખાવ હતો. આવી રીતે તે થોડાક વખત આસપાસ જોઇ પેલી કેબીન તરફ ગયો કે જેમાં તેણે પચીસ એક વર્ષની વાતપર જાંગીરને પૂરી દીધો હતો.

તે ત્યાં જઇ પુગ્યો, કેબીનનો દરવાજો બંધ હતો, તેણે તે ખોલ્યો, અને અજાયેબીમાં અકલાઇ ડંગ થઇ ગયો. ચાંદનાં કીરણ કેબીનમાં

ઝાંખા પડતાં હતાં, અને તેણે આ ઝાંખા ઉજાસમાં એક સાધુને અંદર બેઠેલો દીઠો. તેની છાતી ફાટ ફાટ થતી હતી. તે શખસ ધીમેથી ઉઠ્યો અને કેબીન બહાર આવ્યો. ચાંદ પુર તેજમાં તેનાં મ્હોડાં પર પ્રકાશ્યો, અને મંચીએ તેનો ચેહેરો તુરત ઓળખ્યો. 'આ મારા બાપ એમનામાહાત!' કરી બોલી, તે તેને ભેટી પડવા ગયો, પણ તેનું દીલ કશાંને બી અડક્યું નહિ. હવેજ તેણે જાણ્યું કે તે એમનામાહાતનું રૂહ હતું, અને ગેબ થઇ ગયું હતું. તે તાજુબીથી એક પળ હરણફાર થઇ કેબીન બહાર ઉભો જ રહ્યો, તરત જ તેના કાનમાં તેને કાંઇ અવાજ સંભાળાયો તે અવાજ એવો હતો જે 'બેટા! કીનાનો વખત આપી પુગ્યો છે.'

તેણે હેરતથી તેના કાનમાં થતો આ પડઘાનો અવાજ પિછાન્યો, તેને લાગ્યું કે પચીસ વર્ષની વાતપર તેણે માહાતમા એમનામાહાતનો જે અવાજ સાંભળ્યો હતો તેનો જ તે અવાજ લાગતો હતો. તે ફગલાઇને આસપાસ જોવા લાગ્યો, અને તેણે વહાણની ચાલના એક ખુણામાં ઉભેલું એમનામાહાતનું રૂહ પાછું જોયું. તે તેને દેખાઈ હવે સદંતર ગેબ થઇ ગયું.

મંચી પોતાની આંખ ચોળવા લાગ્યો, તેણે પાછું તે તરફ જોયું પણ હવે તેણે કશું દેખાયું નહિ. તે થોડીક પળ તાજુબીથી ઉભો જ રહ્યો, પછી તે ધીમેથી કેબીનમાં દાખલ થયો. ચાંદનો ધીમો ઉજાસ અંદર પડતો હતો અને તેણે તે ઉજાસમાં એક લાલ પથ્થર કેબીનમાં મુકેલો જોયો. આ પથ્થર ગામના કાલીઓએ દેવીનો સીંદુર લગાડેલો મુકેલો હતો અને તેઓ ત્યાં તેની દરરોજ પુંજા કરવા આવતા હતા.

કેબીનમાં દાખલ થઇ તે અંદર તપાસ કરવા લાગ્યો. તે જેવો દાખલ થયો કે પવનના જોરે પાછું કેબીનનુ બારણું બંધ થઈ ગયું, કે જેની તેણે દરકાર કીધી નહિ. કેબીનની એક બારીમાંથી અંદર ચાંદનો ઉજાસ આવતો હતો અને તે ઉજાસમાં તેણે જોયું કે કેબીનની બીજી બાજુએ એક બીજેબી દરવાજો હતો. આથી તે બડબડયો:—

'અહા ! આજ દરવાજામાંથી એ બદમાસ છટકી જવા પામ્યો હશે ! અરે, મને જો ખબર હતે તો આ બાજુએ આવી એનેબી સાંકળ મારતે.' આવી રીતે તે તપાસ કરતો કેબીનમાં જ કેટલોક વાર ઉભો રહ્યો.

———:o:———

## પ્રકરણ ૩૧ મું.

### પાછો નાઠો !

હવે આપણે પાછા પેલી મોજ મજાહ કરવા ઉતરી પડેલી ટોલકીપર આપણું ધ્યાન ફેરવિયે. જેવો તે સાધુયાતો આપણો અસલનો મંચી, પેલી કેબીનમાં દાખલ થયો તેવી જ આ ટોલકી વહાણના તુતકપર આવી પુગી. તુતકપર પગ મુકતાં સોરાબે બાળે ડોળે જાંગીર અને પોતાની મા તરફ જોયું, અને તેણે સાફ જોયું કે બેઉના પગ આ વખતે કંઇક ધ્રુજયા.

તે બીચારાંઓને તેઓની મરજી વિરૂદ્ધ ત્યાં આવવાની ફરજ પડી હતી. તેઓને પચીસ વર્ષપર વહી ગયેલા બનાવો હમણાં પાછા યાદ આવ્યા, કે જે વખતે તેઓ જવાન હતાં, અને હમણાં અધોડ થવા આવ્યાં હતાં. પેલા ટીબેટ તરફના સાધુઓ હમણાં તેઓની નજર આગળ આવી ઉભા, અને તેઓ તેમના ખ્યાલે કમકમ્યાં.

સોરાબના મનમાંથી બી આ વખતે તરેહવાર ખ્યાલો પસાર થઇ ગયા અને તે મનમાં બડબડયો: 'આજ વહાણપર પચીસ વર્ષની વાતપર મારો બાપ હયાં આવ્યો હતો, અને આપરજ તેણે પોતાનો કીનો આ જાંગીરપર લીધો હતો, કે જેમાંથી એ નશીબ સંજોગે બચી ગયો હતો. અહા ! જાણે હમણાં મને એવું થાયછ કે આજ કેબીનમાં એને પાછો પુરી દઇ ગુંગલાવી મારી નાખું !'

'મને એવું લાગેછ કે જાણે હમણાજ હું મારા પિતાને ભેટવાનો હોઉં ! પણ તેવણબી હમણા આ વહાણ જોવા ત્યાં કાં નહિ આવ્યા હોય ? તેવણ ત્યાં વસઇમાંજ છે એ તો મેં જાંગીરના મહોડેથી જાણ્યુંછ, ત્યારે તેવણબી આ

વહાણની ખબર સાંભળી ત્યાં જોવા આવે એ તો દેખીતુંજ છે. અહા, મને એવું લાગેછે કે જાણે હમણાજ તેવણ ત્યાં આવી પુગશે !'

આવા તુરંગો તેના મનમાંથી હમણા પસાર થવા લાગ્યા. એકે એક જણ આ વહાણ વિષેજ વિચાર કરતું હતું, અને એમાં દેખાતા પેલા ભેદ ભર્યા સાધુનોજ ખ્યાલ હમણા બધાંને આવતો હતો. ફકત એકજ જણનું મગજ હમણા જુદે ઠેકાણે ભમતું હતું અને તે કાવસનું હતું.

તેની બૈરીનું ભોપાલું જ્યારથી તેણે જાણ્યું, ત્યારથી તેને આ દુનિયા અકારી થઈ પડેલી હતી, તેબી પોતાની મરજી વિરૂદ્ધ ત્યાં આવ્યો હતો. તે નીચુંજ જોઈ જાંગીરપર પોતાનો કીનો કેમ લેવો તેમજ આ આફતમાંથી પોતાની આબરૂને દાગ લગાડયા વગર કેમ છુટવું જેનો કાંઈ તોર શોધતો હતો અને વિચારમાંને વિચારમાંજ તેઓ સાથે ચાલતો હતો.

તેઓ તુતકપર આવી પુગ્યાં કે પેલા બે માટીડાઓ, કે જેઓએ તાડીની બ્હારમા સરત બકી હતી તેઓ બહાર આવ્યા, અને એકમેકને કહેવા લાગ્યા, 'ચાલ દેખાડ જોઉં ? પેલો તારો સાધુ કયાં મુવો છે?' આનો જવાબ પેલો બીજો આપતો કે, 'જરા ધીરજ તો ધર, આપરે બધાંને જવા દઈ આખીરાત ત્યાં બેસી રહિએ એટલે આપણને બધું માલમ પડશે.

તેઓની આવી હોજાતોજીથી બધાં ખડખડ હસી પડયાં, ને બધાં રાતનો રળિયામણો દેખાવ જોતાં પેલી કેબીન આગળ આવી પુગ્યાં, કે જેમાં સાધુના વેશમાં આપણો મંચી દાખલ થયેલો હતો, અને હજુ તે અંદરજ હતો. તેઓ ત્યાં આવી પુગ્યાં કે એક જણ બોલ્યું, 'જોયું કે ત્યાંજ આય કેબીનમાંજ કોલીઓએ દેવ બેસાડયોછ જો !' આથી તેઓ ત્યાંજ ઉભાં, અને એક જણે બારણું ઉઘાડવાની હીલચાલ કીધી, ત્યારે બીજું બોલ્યું, 'જોજે હં ! અંદર પેલો સાધુબાધુ નહિ હોય !' તેના આવા બોલવાપર બધાં પાછાં હસ્યાં અને પેલાએ કેબીનનું બારણું ખોલી નાખ્યું.

બૈરાંઓની ચીચયારીઓના અવાજથી આખું વહાણ ધમધમી રહ્યું. બધાંએ કેબીનમાં એક સાધુને તેઓ તરફ એકી ટગરે જોતો ઉભેલો દીઠો, અને બધાંએ સામટી એક અવાજે 'ઓ માયરે !' કરી ચીચયારી પાડી. આઇ અને ગુલ બેશુદ્ધ થઈ માટીડાઓના હાથમાં પડયાં, જાંગીર એક ફાળ ખાઈ ઉજલો વાગ થઈ ગયો. મજબુત બાંધાના માટીડાઓબી ડર ખાઈ ગયા.

બધાંની અજાયેબી વચ્ચે સોરાબ, 'ઓ મારા બાવા મંચેરજી !' કરી તે સાધુને ભેટી પડયો. તે સાધુ તેને અજાયેબીથી જોઈ રહ્યો, પછી તેના હાથમાંનું બાલક નીચે મુકી, 'કોણ? મારો બેટો સોરાબ !' કરી તેબી તેને ભેટી પડયો. વળી કાવસ તેઓના ટોળાંમાંથી કેબીનમાં ધસી જઇ, 'ઓ મારા દોસ્ત મંચી !' કરી તે સાધુને ભેટી પડયો, અને તે સાધુ તેને થોડોકવાર જોઇ 'કોણ? મારો જીવજાનનો દોસ્ત કાવસ !' કહી તેનેબી વળગી પડયો.

તે સાધુની આંખમાંથી હવે હર્ષનાં આંસુ વ્હેવા લાગ્યાં, અને તેને રડતો જોઇ બધાંના દિલમાં ગંભીર અસર થઇ. તેઓ આ સઘળો દેખાવ તાજુબીથી જોઇ રહ્યાં, કોઇનીબી કાંઇ બોલવાને છાતી ચાલી નહિ, તેઓ અજાયેબીમાં પુતળાં માફક સ્થીર થઇ ગયાં હતાં.

તેઓની આવી અજાયેબીમાં એક વધુ અજાયેબીભર્યો બનાવ બન્યો. જાંગીર, કે જે આટલો વખત તાજુબીમાં ડંગ થઇ જઇ હેરતથી આ સઘળો દેખાવ જોતો હતો, તે હવે તેઓના ટોળાંમાંથી એકદમ ધસી બહાર આવ્યો, તેણે ગુલ અને આઇના બેશુદ્ધ બદન પોતાની મજબૂત બગલોમાં માર્યાં, અને તેઓ આગળથી જીવ લઇને નાઠો. તે ધસારાબંધ વ્હાણને લટકાવેલાં સ્લોપદાર પાત્યાંપરથી ઉતરી ગયો અને વ્હાણ સાથ બાંધેલી બાજુમાંની બોટમાં કુદી પડયો. તુરત તેણે સઢ ખોલી નાખ્યા અને બોટ સડસડાટ આગળ નીકળી ચાલી.

તે બોટમાં કોઈ નહતું. બૈરાંઓની ચીચયારીથી બોટમાંના સઘળા ખલાસીઓ વ્હાણપર ચહડી આવ્યા હતા, અને તેઓબી આ અજાયેબીભર્યો દેખાવ

જોઇ તાજુબીથી ત્યાંજ ઉભેલા હતા. તેઓએ જાંગીરને કાખમાં મારેલી બે બૈરીઓ સાથે ધસી જતાં જોયો અને તેની શું મકસદ હતી તે તેઓ સમજી શકયા નહિ.

આ બનાવ એવો તો એક આંખના પલકારામાં બની ગયો કે શું બન્યું તેનુંબી કોઇને ભાન રહ્યું નહિ. કેટલેકવારે પેલા સાધુના 'પકડો, પકડો,' કરીને બોલવાથીજ બધાં ચમકી ઉઠયાં, અને માટીડાઓ તેમજ ખલાસીઓ જાંગીર પૂઠે દોડયા, પણ તે પહેલાં તો તે બોટના સઢ ચહડાવી સડસડાટ નીકળી ચુકયો હતો.

તરતજ તે સાધુ પોતા પાસેના બાળકને લઇ કેબીનમાંથી બહાર આવ્યો, બધાંએ તેને પસાર થઇ જવાની જગ્યા કરી આપી; અને બધાં તેની પૂઠે ગયાં. તે ઝડપમાં તુતકના ચોગાણપર આવ્યો અને આસપાસ જોવા લાગ્યો. દુરથી તેણે પેલી બોટ જોઈ, તેણે ચાંદરણાંમાં જાંગીરને પોતાની બૈરી આઇ અને કાવસની બૈરી ગુલ સાથે બેઠેલો દીઠો, અને તે ગુસ્સાથી લાલચોળ થઇ પોકારી ઉઠયોઃ—'ખલાસીઓ! જાઓ, એ બદમાસોને પકડો, જે કોઇ એઓને હમણાંજ પકડશે તેને હું મોટું ઇનામ આપશ, અગર બોટ નહી હોય તો તરીનેબી તેઓ પૂઠે જાઓ.' પણ તેના બોલવાંને કોઇએ મચક નહિ આપી, કેમકે દર્યો હવે ઘણો તોફાની થવા લાગ્યો હતો જેથી કોઇએબી તરીને પેલાંઓ પૂઠે જવાની હિમ્મત કીધી નહિ; કે જેઓ પવનના જોરથી બહુ ઝડપમાં આગળ નીકળી જતાં હતાં.

ગરીબ બીચારો કાવસ, હમણાં તેને કેવી ખેજાલત લાગી હતી! તેણે ધાર્યું કે જે બાબતને તે છુપાવવા માંગતો હતો તે હવે આખરે જાહેર થઇ ગઇ હતી. બધાં હમણાં મહોમાંહે તેનીજ વાત કરતાં હતાં અને અજબ થતાં હતાં કે જાંગીર કાવસની બૈરીને શું કામ ઉઠાવી ગયો હતો!

કાવસે જાંગીરના મ્હોડે પેલા સાધુ અને છોકરાં વિષેની વાત છૂપી રીતે સાંભળી હતી અને હમણાં તે સઘળું ચેતી ગયો હતો. પેલું છોકરૂં કોણના

હાથમાં ગયું હતું તે હવે તેણે જાણ્યું, અને વળી તે તાજુબ થયો કે આ સાધુ બીજો કોઇજ નહિ પણ તેનો પચીસ વર્ષનો જુનો દોસ્તદાર મંચી હતો, કે જેને જાંગીરના કેહેવાથી તે મુવેલો ધારતો હતો, અને જાંગીર એમ કહીને જ તેની ઔરી આઇ સાથે પરણી બેઠો હતો. હવે તેનુ તરકટ બેવડાં રૂપમાં તેની આગળ જાહેર થયું, તે જાણી ગયો કે જાંગીર તેના દોસ્તની ઔરીને નહસાડી લાવી તેણી સાથે પરણ્યો હતો, અને હમણાં તે તેને બેવડા જુસ્સાથી ધિક્કારવા લાગ્યો. પોતાની ઔરીના કરતુકનો ખાનગીમાં નીવેડો લાવવા તે ઇચ્છતો હતો, પણ હવે તે પોતાની મેળેજ જાહેર થઈ ગયું હતું, તેની આબરૂને ધોકો લાગી ચુકયો હતો, જેથી હમણાં બેવડા જુસ્સામાં તે ઝનુની બન્યો, અને તેબી પેલાંઓને પકડવાના ફાંફાં મારવા લાગ્યો.

પણ તેઓનું કશું વળ્યું નહિ. પેલાંઓ નાહાસી ચુકયાં હતાં. તેઓએ બીજી બોટ મંગાવવાનો વિચાર કીધો, પણ તેઓ કિનારેથી ઘણાં દુર હતાં; અને આવે રાતને વખતે ત્યાં બીજી કોઇબી બોટ ફરતી દિસ્તી નહતી. ઘણાંબી ફાંફાં માર્યાં ખલાસીઓએ મદદને માટે બુમોબી પાડી પણ કાંઈ વળ્યું નહિ. આથી બધાંએ ધાર્યું કે તેઓને આજની રાત તે વહાણના તુતકપરજ કાહાડવી પડવાની, અને તેમ જ બન્યું.

જ્યારે કોઇબી ઇલાજ કારગત લાગ્યો નહિ ત્યારે તે સાધુ, તે આપણો બુઢો મંચી નાસીપાસીથી બોલ્યોઃ—

'અફસોસ! વરી પાછો એ બદમાસ મારા પંજામાંથી છટકવા પામ્યો છે! બાનુઓ ને ગ્રહસ્થો!' તે બધાંને જોઈ બોલ્યો, 'તમો બધાં તાજુબ થશો, પણ હું એક પારસીજ છું. મારા મજહબની નીશાની હજુ મેં જાલવી રાખેલી છે, અને તે આ રહી.' એમ કહી તેણે પોતાની જમણી બાજુ ખોલી ત્યાં બાંધેલી કસ્તી દેખાડી. 'હું આ આઇમાયનો ધણી થાઉં, કે જેણીને એ લઇને નહાસી ગયો છે. એ એજ મુજબ આજથી આશરે પચીસ વર્ષની વાતપર મારી ઔરીને લઇને આજ વહાણપર ચહડી બેસી નાહાસી ગયો હતો. હું બી આજ વહાણપર

એની પાછળજ હતા. અમોને સખ્ત તોફાન નડયું અને અમારૂં આ વહાણ તોફાનથી લ્યાં આ કીચલની ખાડીમાં ચીતકી બેઠું. વહાણની કેબીનો પાણીથી ભરાઇ ગઈ હતી, અને હમણા જે કેબીનમાં તમોએ મને જોયો, તેજ કેબીનમાં એ બદમાસને મારી નાંખવાને મેં પુરી દીધો હતો; પણ મને ખબર નહિ કે એ કેબીનને બે દરવાજા હતા કે જેમાંથી એ બચી જવા પામ્યો હતો; અને હમણાંજ એ સઘળું મને માલમ પડયું.

'એ વખતે આ મારો એકપુરો બેટો બેએક વર્ષનો હતો,' તે સોરાબને પેટમાં ચાંપતાં બોલ્યો, 'એ પછી મેં એ મારી પાપી બૈરીની દરકાર કીધી નહિ, અને હું આ મારા બેટાને કેટલાક ભલા માણસોના આશરામાં મુકી લ્યાંથી ઠેઠ બરમા જઈ લ્યાં સાધુ થઈ ગયો. આ અરસામાં એ મારી બૈરી સાથે પરણી અમન ચમનમાં રહ્યો હતો, કે જે વિષે મને ખબર પડી નહતી. બાનુઓ અને ગ્રહસ્થો, હવે એ બાબે લંબાન પીંજન કરી હું તમને કંટાળો આપતો નથી, જે મારા કરમમા બનવાનું હતું તે બન્યું, બનશે અને બનવાનું જ. પણ મારા જુના અને ભલા દોસ્ત કાવસ, તું મને કાંઈ તારે વિષે ખુલાસો કરી જણાવ,' તે કાવસને પાછો ભેટી બોલ્યો.

કાવસની આંખમાંથી હવે ચોધાર આંસુ વહેવા લાગ્યાં, અને તે ડુસ્કે ડુસ્કે રડ્યો. તેના આવા રડમસ દેખાવથી હાજર રહેલાંઓપર બહુ ગંભીર અસર થઇ. તે પોતાની આંખ લુછી બોલ્યો; 'વ્હાલા દોસ્ત મંચી, મારો ખુલાસો બે ત્રણ બોલોમાંજ થઈ જશે. હવે સઘળું જાહેર થઈ મારી આબરૂને બટ્ટો લાગી ચુકયોછ લ્યારે હું કંઈ છૂપાવતો નથી. આ બદમાસ જાંગીર તારી તેમજ મારી બૈરીને ઉઠાવી ગયેલો છે, અને આ તારા હાથમાંનું છોકરૂં તેઓનીજ બદમાશીનુ પરિણામ છે. પણ દોસ્ત તું ઘણે ઘણે વર્ષે મને મળ્યો, અરે! તારી યાદ હું કેવી હરહમેશ કરતો હતો! લ્યાં હાજર રહેલાંઓબી તેની સાબેતી આપશે કે હમણાજ થોડા દિવસની વાતપર મારાં વેલાતથી પાછા ફરવા પછી મને આપવામાં આવેલાં ખાણાપર મેં તુનેજ યાદ કીધો હતો. વ્હાલા દોસ્ત, તું

કયાં હતો ? તું આટલાં વર્ષ **શું** કરતો હતો ? તે મને વિગતવારે જણાવ. તારૂં ગમે એવું દુઃખ સાંભળી હું તુને દિલાસો દેવા ખુશી થવસ.' તે એટલું બોલી તેની ખાંધે હાથ દઈ પાછો રડવા લાગ્યો.

'દોસ્ત કાવસ,' મંચી તેને પાતાવતાં બોલ્યો. 'મારી કાંહાંણી બહુજ શોકાતુર છે, અને ગમે એવાં પથ્થરનાં દિલવાળાંનેબી રડાવે એવી છે, કે જે બોલી હું આ હસ્તી રમતી ટોળકીને ગમમાં ગીરફતાર કરી નાંખવા માંગતો નથી. હું તારી આગલ કોઈ દિવસે બધી માંડીને વાત કરશ.'

તેના આવાં બોલવાથી તે ટોળકીમાં ઘુસ ઘુસ થઈ, અને પછી ખાનસાહેબ બેરામજી વચમાં આવી મંચીને કેહેવા લાગ્યા, 'સાહેબ, અમોએ વિચાર કીધો છે, અને તમારી કાંહાંણી સાંભળવાને ખુશી છીએ. તમો બેલાશક તમારીપર પડેલાં દુઃખો અમને કહો, અને અમો દિલસોજીથી તમારાં દુઃખમાં ભાગ લઈ તમને દિલાસો દઈશું. વળી આજની રાત આપણને આ વહાણપરજ કહાડવી પડશે, અને તમારી વાતથી સોવાઈ જશે.'

આથી સઘળાંઓ વહાણના તુતકપર ચાંદરણામાં ગોળ ફરતાં બેઠાં, અને તેઓની વચમાં મંચી ગોઠવઇને બેઠો. તેણે તેના હાથમાંના બાળકને એક બચાંવાળી બાઇને હવાલે કીધું, કે જેણી તેને ધવરાવતી બેઠી. વહાણના ખારવાઓ કે જેઓ ગૂજરાતી સમજતા હતા, તેવોબી તેની વાત સાંભળવા તેઓથી થોડેક દુર ગોઠવઇને બેઠા.

બાદ મંચીએ પહેલાંથી પોતાની કાંહાંણીની વાત શુરૂ કીધી. તેના જનમથી તે છેક છેવટે તે વહાણપર આવી પુગ્યો ત્યાં વેર તે કશીબી સરહાગત વગર બોલી ગયો. તે કેવી રીતે તીબેટ જવા પામ્યો હતો, અને ત્યાં તેણે જાદુ મંતરનું શું શું જોયું હતું ? તેમજ એમનામાહાત તે કાવસનો બાપ પેસ્તનજી હતો, એ સઘળું તેણે જણાવ્યું; કે જે આપણે તેના સોરાબપર લખેલા હેવાલમાં વાંચી આવ્યા છીએ.

તેણે વાલકેશ્વરના ડુંગરપરથી જાંગીર પાસેથી પેલું છોકરૂં કેવી રીતે મળયું, અને તે ત્યાં શું કામ આવ્યો હતો, વિગેરે વિગેરે સઘળું તે બોલી ગયો. જ્યારે તેણે પોતાની વાર્તા શુરૂ કીધી ત્યારે રાતના આઠ વાગ્યાનો અમલ થયો હતો, અને જ્યારે તેણે તે પૂરી કીધી ત્યારે પાછલી રાતના ચાર વાગ્યા હતા. એટલે તેની વાર્તાને પૂરી થતાં ખાસા આઠ કલાક લાગ્યા.

દરેક દરેક જણે તેની કાંહાંણી તાજુબીથી સાંભળી, પેલા વહાણના ખારવાઓ બી તેની કાંહાંણી સાંભળી હેરત થયા. તેની વાર્તાના દરેક દુઃખી બનાવ પર સઘળાંની આંખ ભીંજાઈ, અને બધાં તેની દયા ખાવા લાગ્યાં. જ્યારે તેની વાત પૂરી થઈ ત્યારે બધાં દુઃખી દિલે તેના તરફ જોવા લાગ્યાં, જેઓનાં હૈયાં નરમ હતાં તેઓ તો ધ્રુસ દઇને રડી પડયાં. તેની કાંહાંણી ખલાસ થતાં એક નરમ હૈયાંનો ખારવોબી રડી પડયો, અને પોતાનાં આંસુ નુછી દચકાં ખાતો બોલ્યો:—'આ પારહાએ બહુ વેઠેલું!'

કાવસબી તેની આ કાંહાંણી સાંભળી ગમમાં ગીરફતાર થઈ ગયો. તેણે જોયું કે તેનો બાપ કે જે તેને નાનો મુકી ઘણા વર્ષોનો ચીન તરફ વેપાર અર્થે ગયો હતો, અને પાછળથી તેનો કશો પતો મળયો નહતો તે મંચીની આ અજાયેબી ભરી વાર્તામાંનો એમનામાહાત હતો, અને તેના મરણ પામ્યાની ખબર સાંભળી તે ગમમાં ગીરફતાર થઈ ગયો.

પાછલી રાતના તેઓએ બાજુએથી પસાર થતું માછીમાર કોલીઓનું એક નાનું વહાણ જોયું. તેઓએ હાંકમારી તેમને બોલાવ્યા, અને મોટું ભાડું આપવા કહી કીનારે લઈ જવા જણાવ્યું. કોલીઓએ તે કબૂલ્યું, સઘળાં બોટમાં બેસી ગયાં અને સહીસલામત કીનારે આવી પુગ્યાં. ત્યાંથી તેઓ ખાનસાહેબ બેરામજીને બંગલે ગયાં, મંચીને બી બધાં બહોંશ કરી લઈ ગયાં.

તે ગમગીન ચેહેરે તેઓ સાથે ગયો. હમણા તેનો ખ્યાલ એજ હતો કે પેલો પાપી તેના સપાટામાંથી વરી છટકી ગયો હતો, અને તેને પાછો કેમ પકડવો તેનાજ તે વિચારમાં હતો. બંગલે આવી પુગતાં તેઓને માલમ પડયું કે

જાંગીર, ગુલ અને આઇ તેઓમાંનું કોઇબી ત્યાં આવ્યું નહતું. આથી તેઓની ખાતરી થઇ કે તેઓ નાહાસીજ ગયેલાં હતાં.

સઘળાં હવે મુંબઇ પાછાં ફરવાની તૈયારીમાં પડયાં, કાવસે મંચીને પોતાનાં કપડાં આપ્યાં અને તે સાધુનો વેશ કાહાડી નાખી પારસી પોશાકમાં સજ થયો. કાવસે પોતાનો જાંગીરપરનો કીનો મંચીને જણાવ્યો અને તેને ઠાર મારવા જુસ્સાથી સોગંદપર સોગંદ ખાઇ બોલ્યો.

ગરીબ બીચારી શીરીન, તેણી પોતાનાં માબાપની બુરી ચાલપર અફ્સોસ કરી ગમમાં ગીરફ્તાર થઇ ગઇ. સોરાબે તેણીને પોતાના બાપ સાથે ઓળખાવી અને તેણે તેણીને પેટમાં ચાંપી. એ પછી તેણીએ સોરાબને, 'ઓ મારા વહાલા ભાઇ!' કરી કોટી કીધી, કેમકે હવે તેણી જાણતી હતી કે તે તેણીનો ભાઇ જ હતો. મંચીએ તેણીને ઘણો દિલાસો દઇ થંડી પાડી, અને તેણીને સધ્યારો આપ્યો.

હવે બધાં સ્ટેશનપર જઇ ત્રેનમાં બેસી ચુકાં, અને મુંબઇ આવ્યાં. સૌ મંચી અને કાવસને દુ:ખી દીલે ભેટી પોતપોતાને ઘરે રવાને થયાં. કાવસ મંચીને પોતા સાથે લઇ ગયો. ઘરે આવી પુગી નોકરોને પૂછતાં માલમ પડયું કે ગુલ, જાંગીર અને આઇ ત્યાં આવ્યાં હતાં અને સઘળો સર સામાન પેક કરી સવારના પહોરમાં કેઠે જતાં રહ્યાં હતાં. સોરાબ અને શિરીને તેઓને ત્યાં જઇને જોયું તો ત્યાંના નોકરોએબી એમ જ કહ્યું. ઘરમાં સઘળું વેરવીખેર પડેલું હતું તેમ જ જર જણસના ખાણાં અને પૈસા તકાબી સફાચટ થઇ ગયેલાં હતાં.

તેઓ કયાં નાઠાં હતાં, એ વિષેની ખબર કહાડવા કાવસ અને મંચી મારતી ગાડીએ દરેક સ્તેશનોપર ગયા. પોતાની આબરૂનો ડર ખાઈ કાવસે એ વિષેની જરાબી ખબર પોલીસમાં આપવા દીધી નહિ, અને પોતે જ એ કામ પાર પાડવા જણાવ્યું. પેહેલાં સુરતમાં જયારે મંચીની ઓરી જાંગીર સાથે નાંસી ગઇ હતી, અને ત્યારે તેના દીલમાં આ દુનિયા અકારી થઇ ગયેલી

હતી, તે જ લાગણી હવે કાવસનેબી થઇ. તે સઘળું કામકાજ ભૂલી જઇ આનો કાનો લેવાને જ તલબગાર થયો.

તેઓ સ્ટેશને સ્ટેશન ભટકયા, પણ કાંઇબી ખબર મળી નહિ. હવે મંચીને એક વિચાર સુજયો. 'તેઓએ દર્યાનો મારગ કેમ નહિ પસંદ કીધો હોય?' તે કાવસને કેહેવા લાગ્યો, 'હા, મને મજબૂત શક છે અને વળી આજે સનીવાર એટલે મેલ ઉપડવાનો દિવસ છે. આપણે પી એન્ડ ઓની ઓફિસમાં ખબર કહાડીયે.'

આ મુજબ તેઓ પી. એન્ડ ઓ. સ્ટીમરની ઓફિસમાં ગયા. ત્યાં તેઓએ ઘણી તપાસ કીધી. જહાંગીરના ચેહેરાનું વર્ણન આપી તેને વિષે જુદા જુદા કલાર્કોને પૂછયું, પણ કોઇએબી તેને વિષે તેઓને ખબર આપી નહિ. તેઓ નાસીપાસ થઇ ત્યાંથી પાછા ફર્યા. હવે શું રસ્તો લેવો તે તેઓને સુઝયા નહિ. ઘણીવાર વિચાર કરી પાછો મંચી જ બોલ્યો:—'તેઓએ કોઇ એજંટ મારફતે ટીકીટ ખરીદી હોય તો કેમ?' આપણે 'થોમસ કુક'ની ઓફિસમાંબી ખબર કહાડીયે.'

આ ઓફિસમાં ખબર કહાડતાં તેઓને ઘણી સારી ખબર મળી. કુંપનીના મેનેજરે કહ્યું કે એક પારસી સવારે દશ વાગે તેવોની ઓફિસમાં આવી 'નેપલસ' માર્ગે 'ન્યુયોર્ક' જવાની ત્રન સેકન્ડ કલાસની ટીકીટો બુક કરાવી ગયો હતો. આ પારસીનું વર્ણનબી તેણે જહાંગીરને મળતું જ આપ્યું, અને તેઓને આખરે પત્તો મળી ગયો.

તેઓ મારતી ગાડીએ પાછા ઘરે આવ્યા, અને હવે શું રસ્તો પકડવો તેનો વિચાર કરવા લાગ્યા. ઘણો વિચાર કરી તેઓએ એવું ઠરાવ્યું કે તે પાપીઓ પૂઠે જવું અને તેઓને પકડી પાડી ઠાર કરવાં. કાવસ ઘણો ગુસ્સામાં આવી બોલ્યો:—

'હું એ પાપીઓને મારે હાથે ઠાર કરશ, અને પછી હું બી આપઘાત કરશ. તે દાદારની હજુરમાં હું એઓને મારે હાથે લઇ જવસ ને ત્યાં ઇનસાફ માંગસ. પણ અફસોસ! મારી પાસે હવે પૈસા રહ્યા નથી. મેં હમણાં જ મારા બે

બંગલા અને કેટલાક શેરો વેચી રૂપિયા પચાસ હજારની રકમ એકઠી કરી મારી તીજોરીમાં મુકેલી હતી, અને તેની હું એક મિલકત લેનાર હતો, કે જેનું સાટાંખત થવાની અણીપર હતું. વસઇથી આવ્યા પછી સારું કરવાનો મારો વિચાર હતો; પણ હમણાં હું જોઉંછ કે મારી બૈરી આ સઘળા પૈસા ઉપરાંત તમામ કીમતી જર જણુસ વગેરે લઇ પેલા બદમાસ સાથે નાહસી ગઇ છે,' અને એમ બોલી તે રડવા લાગ્યો.

મંચીએ તેને થંડો પાડયો, અને પૈસાનો ગમ બિલકુલ નહિ કરવા જણાવ્યું. એ પછી તેણે ઓરડાનું બારણું બંધ કીધું, અને એક ખુરશીપર બેસી તે એક ચિત્તે પૈસા મેળવવાની ઇચ્છા કરવા લાગ્યો; અને પોતાના મનમાં પેલો જાદુઇ બોલ 'સેપંજીસરાએ' કરી બોલ્યો. તુરત તેની બાજુમાંની જમીન પરનો એક પથ્થર હઠી ગયો, અને તેણે અંદરથી મોટી કોહલીઓ ખેંચી કહાડી; કે જેમાં બેંક નોટો ભરેલી હતી. કાવસ આ સઘળું જોઇ તાજુબ થઇ ગયો, અને મંચીએ પેલાં ટીબેત તરફના જાદુમંતર વિષે જે વાત કીધી હતી તેનું ખરાપણું હવે તેને લાગ્યું. તે હર્ષમાં આવી જઇ પોતાના દોસ્તને ભેટી પડયો.

એ પછી તેઓએ શીરીન અને સોરાબ સાથ મસલત કરી આવતે સનીવારના મેલમાં ઉપડી જવાનું ઠરાવ્યું. સોરાબે તેમજ શીરીને તેઓ સાથે જવાની ઘણી ઇચ્છા બતાવી. પણ તેઓએ દિલાસા દઇ તેમને તાહડાં પાડયાં, અને જલદીજ પાછાં આવી મળવાનું વચન આપ્યું. વળી, તેઓની ગેરહાજરીમા જાંગીર તેમજ કાવસના ઘરનો સઘળો કારભાર તેઓને સોંપ્યો. તેમજ કાવસે પોતાના બે નાના બાલક અને મંચીએ તેને પેલું જડેલું બાલક તેઓની સંભાળમાં સોંપ્યાં; કે જેમની સંભાળ માટે કેટલાક વધુ નોકરો રાખવામાં આવ્યા. ટુંકમાં સઘલી ગોઠવણ સંપૂર્ણ કરી તેઓ પોતાને ઉપડવાના દિવસની કાગને ડોળે રાહ જોતા બેઠા.



# પ્રકરણ ૩૨ મું.

## અમેરિકાની અજાએબીઓ.

ગયાં પ્રકરણમાં બની ગયેલા બનાવો પછી સવા મહિના બાદ આપણે આપણી નજર અમેરિકામાં આવેલાં 'ન્યુયોર્ક' શહેર તરફ ફેરવીશું. ત્યાંની 'ફુલતન સ્ત્રીત'ની ગોદીમાં 'એલન લાઇન'ની સ્તીમર 'આયોનીયન' દાખલ થઇ. ઉતારૂઓ સ્તીમરપરથી ધીરે ધીરે ઉતરવા લાગ્યાં, અને તે ઉતારૂઓમા આપણે બે ચેહેરા ઓળખીશું કે જેઓ કોઇજ નહિ પણ આપણા મંચી અને કાવસ હતા. બરાબર એક મહિને તેઓ ન્યુયોર્ક આવી પુગ્યા હતા.

દેશ તેવો વેશ, તેમ બેઉએ હમણા ઈંગ્રેજી પોશાક પેહેરેલા હતા, અને આ વેશમાં તેઓના ગોરા ચેહેરા યુરોપિયન જેવાજ લાગતા હતા. તેઓ બંદરે ઉતર્યા કે એક ભોમ્યો તેઓને આવી મળયો. તેઓએ તેને કોઇ સારાં હોટલમાં લઇ જવા જણાવ્યુ. એક ગાડી બોલાવવામાં આવી, તેમાં સઘળો સામાન ચહડાવવામાં આવ્યો, અને ગાડી ત્રણેને લઈ ઉપડી ગઈ. રસ્તે જતાં મંચીએ તે ભોમ્યાને જાંગીર, આઈ અને ગુલનું વર્ણન આપી તેએ વિષે પૂછ્યું. તેઓની ખુશાલી વચે તે ભોમ્યાએ જણાવ્યું કે આંઠ દિવસની વાતપર નેપલસથી આવેલા મેલમાં તેઓ આવી પુગ્યા હતાં, અને તેજ તેમને 'ગ્રીફ્થ એવિન્યું,' નામના હોટલમાં લઈ ગયો હતો, અને હમણા બી તે તેમને ત્યાંજ લઈ જતો હતો. આથી તેઓ ખુશી થયા, અને ખુશાલી ભર્યા ચહેરાથી શેહેરના મનહર દેખાવો જોવા લાગ્યા.

અહા! અમેરીકા! તને, તારાંમાં વસ્તી જાતને, તેમજ તને હસ્તીમાં લાવનાર કોલંબસને ધન્ય છે! તારાં કરામતી શહેરોમાં એકેકી એવી અજાએબીઓ ભરેલી છે કે જે જોઈ કાળાં માથાંનો માનવી બી શું શું કરી શકે છે તેની અક્કલપર આપણે હેરત થઇએછ! તારી અજાયેબી ભરી શોધોમાં કોઇએબી સરસાઈ કીધી નથી! તારાં શેહેરોમાંના સરવથી ઉંચા મહેલો સાથે કોઇબી દેશ હરીફાઇમાં

ઉતર્યું નથી! તારી દોલત સાથ કોઇનીબી સરખામણી થઇ શકતી નથી! તેમ જ તારા ઉદ્યોગ હુન્નરોપર કોઇબી પ્હોચ્યું નથી. અહા! એ તે દેશ! અને એ તે હુન્નર ઉદ્યોગ! એક એવો દેશ, કે જ્યાં પારકા દેશમાં બનેલી કોઇબી વસ્તુ મેળવી શકાય નહિ, અને દેશમાં જ બનાવેલી ચીજ લેવાની ફરજ પડે. જે માગો તે દેશનુજ બનાવેલું.

પરદેશની કોઇક ચીજો મળે ખરી, પણ ત્યાંની પરદેશથી આયાત થતા માલપરની ભારે જગાતથી એટલું તો મોઘું દામ આપવું પડે કે સસ્તી દેશી ચીજ જ લોકો ખરીદે. ધન્ય! ધન્ય! એ તે દેશનુ બંધારણ અને એ તે દેશનો પૈસો પરદેશ જતો અટકાવવાની યુક્તિ.

ઓ! દેશ બંધુઓ! જરા તો તમારી કુંભકર્ણની ઉંઘમાંથી બેદાર થાઓ! ઓ પૈસાવાળા શેઠીયાઓ! સુતર કાપડની મીલો બાંધવાનુ છોડી દઇ હવે કોઇ બીજા હુન્નર ઉદ્યોગપર જરા તો નજર દોડાવો! અફસોસ! હિન્દીઓ કોઇબી નવા ધંધામાં ઝિપલાવવાનું પસંદ કરતા નથી અને જે બીજા કરતા આવ્યા તેજ કરે છે.

કયાં છે સાધારણ મેચીસનાં કારખાનાં, કે જેપર દેશના લાખો રૂપિયા દર વર્ષે પરદેશ જાય છે? અને તે આપણા પૈસાપર લાખો પરદેશી કુટુંબો પળે છે? કયાં છે બીજી ઘરગતુ વપરાસમાં આવતી ચીજોનાં કારખાનાં, કે જે આપણે દર પળે સેંકડો રૂપિયા ખરચી ખરિદયે છીયે? અફસોસ, એકબી નહિ જડશે, અને આથી દેશની હાલત દીન પ્રતિ દીન નિર્ધન થતી જાય છે.

અગર નવા નવા ઉદ્યોગો દેશમાં શરૂ થાય, તો નવા નવા ધંધાના ખેતરો લોકો માટે ખુલ્લાં થાય તેમ જ દેશનો પૈસો દેશમાં જ વપરાય. ત્યાં તો ઇંગ્રેજી શીખીને મેટ્રીક થાઓ, જે પછી વકીલ, બેરીસ્ટર, દાકતર કે ઇજનેર થાઓ, યાતો કલાર્ક બનો. બસ આટલામાં જ દેશના ધંધા રોજગારોની હદ આવી રહી. વળી, એક જવાનને ત્યાં શિખી શિખીને પોતાના ભેજાંનું ભુસું કરી નાખવુ પડેછ, જ્યારે યુરોપ અમેરિકામાં એમ બનતું નથી. ત્યાં પોતાની જ

ઇંગ્રેજી ભાષા, એટલે સાધારણ કેળવણી લઇ તેઓ જે માગો તે સેંકડા હુન્નર ઉદ્યોગમાં પડે છે, અને ત્યાં આગળ વધી જરદાર થઇ જાય છે.

આ કમતરીન કલમને અમેરિકામાં એક અનુભવ મળ્યો હતો, જે અતરે ટાંકી લેવા વાંચનારની દરગુજર ચાહું છે. 'ન્યુયોર્કના એક હોટલમાં મને એક મોટાં કારખાનાના ઇજનેર સાથે મુલાકાત થઇ, કે જેનો માસીક પગાર પાંચ હજાર દોલર યાને પંદર હજાર રૂપિયાનો હતો. તેણે મારી સાથની વાત-ચિતમાં મને પૂછ્યું કે 'તું કયા મુલકનો?' મેં જવાબ દીધો કે 'મુંબઇનો' એટલે પાછો તેણે મને સવાલ કીધો કે ' મુંબઇ કયાં આવ્યું? આફ્રીકામાં કે?'

હવે પ્રિય વાંચનારાંઓ! એ ઉપરથી વિચાર કરો કે તે આવો બાહોશ ઇજનેર જાણતો નહતો કે મુંબઇ હિન્દુસ્તાનમાં આવેલું હતું. એ ઉપરથી આપણને એ માલમ પડેછે, કે યુરોપ અમેરિકામાં ફક્ત સાધારણ કેળવણી લઇ હુન્નર ઉદ્યોગમાં પડી શકાયછે. જ્યારે હ્યાં તો હીસ્તરી, જ્યોગરાફી, યુક-લીડ, બીજી ભાષા, આલજીબ્રા, એરેથમેટીક વિગેરે વિગેરે પાછળ ભેજું કસી પછી જ કોઇ ધંધો શિખી શકાયછે; કે જ્યારે પેલા શિખનારની ઉમ્મર પચીસ ઉપરની થઇ રહેછે. અફસોસ, બંધુઓ! હજુબી એનો કાંઇ તોડ શોધો અને દેશમાં નવા નવા ઉદ્યોગ હુન્નરો ફેલાવી દેશની નિર્ધનતા ટાળો.

પ્રિય વાંચનારાંઓ! મારી વાર્તાથી અલગ થઇ જઇ મેહેતાજી પેઠે આવી શિખામણના પાઠ આપી દેવા માટે દરગુજર ચાહું છું; પણ મારો જુસ્સો હું થોભાવી શકયો નથી, અને જેથી મારી કલમ આડી ફાટી ગઇ છે.

મંચી અને કાવસ, પેલા ભોમ્યા સાથે મોટા મોટા રસ્તાઓ વટાવી 'બ્રોડ વે' નો ગંજાવર રસ્તો પસાર કરી 'ફીફ્થ એવિન્યુ' હોટલમાં આવી પુગ્યા, અને ત્યાં તેઓએ ઉતારો લીધો. તેઓને ખબર કહાડતાં માલમ પડયું કે જાંગીર, ગુલ અને આઇ સાથે ફરવા ગયેલો હતો, અને હોટલના મેનેજરે વધુ એ જણાવ્યું કે તેઓ તેની પાસે 'બ્રુકલીન બ્રીડજ' વિષે પરપૂછ કરી તે તરફ ફરવા ગયેલાં હતાં.

આથી કાવસ અને મંચીબી ચા પાણી કરી લઇ એક મોતર ગાડીમાં તે તરફ ઉપડી ગયા. અડધેએક કલાકે તેઓ દુનિયામાંના સર્વેથી લાંબા અને પ્હોલા હદસન નદીપરના 'બ્રુકલીન'ના ઝુલતા પુલ ઉપર આવી પુગ્યા, કે જેને ભરતીના પાણીની સપાટીથી ૨૭૨) ફીટ ઉંચા સામ સામે બાંધેલા બે ગંજાવર મીનારાઓ ઉપર ૧૫।।।) ઇંચના દાયામેતરના ચાર તારના ગુંઠલાં દોરડાંઓ ઉપર લટકવવામાં આવેલો હતો. એ પુલ બાંધવા પાછળ રૂ. ૪૫૫૫૮૬૩૪) નો ખરચ થયો હતો અને તે તેર વર્ષે સંપૂર્ણ બંધાઇ રહ્યો હતો. એ પુલ ૫૯૮૯) ફીટ લાંબો અને ૮૫) ફીટ પહોલો હતો, અને તે પરથી માણસોને ચાલવાનો ૧૩) ફીટ પહોલો વચમાં રસ્તો, બે બાજુએ વીજલીક રેલવેની ને ત્રામની બેવડી સડકો, અને તેની બાજુએ ઘોડાગાડીઓને આવજા કરવાના બેવડા રસ્તાઓ હતા.

મંચી અને કાવસ આ ગંજાવર પુલપર આવી પુગ્યા, અને તેનું બાંધકામ જોઇ હેરત થયા; લેકીન હમણા તેઓનું ધ્યાન આ હેરતભર્યા પુલપર લાગેલું નહતું. હમણાતો તેઓ પેલાં બદમાશોને પકડવા માટે આસપાસ જોતા હતા. તેઓ પુલપર આવી ગાડીમાંથી બહાર નીકળ્યા અને પગે ચાલવા લાગ્યા. સાંજ થઇ ગઇ હતી, સૂર્યબી આઠમા ચુંકા હતો, અને તેના ગુમ થતાં તેજસ્વી કીરણો 'હદસન' નદીના રૂપેરી પાણીપર ચમકારા કરી આસપાસ ઝાંખો ઉજાસ ફેલાવતાં હતાં. આ ઝાંખા ઉજાસમાં મંચી અને કાવસે ત્રણ આકારો જોયા, કે જેઓ પુલને એક છેડે દુરથી એક બાજુપર બેઠેલા હતા. તેઓ કોણ હતાં તે તેઓએ તુરત પારખ્યું. તેઓ જંગીર, ગુલ અને આઇ હતાં, અને જો કે હમણા તેઓ ઇંગ્રેજી પોશાકમાં હતાં તોબી મંચી અને કાવસે દુરથી તેમને ઓળખી કહાડયાં.

તેઓ છૂપી રીતે પાછળથી તેઓ આગળ ધીમે ધીમે જવા લાગ્યા, પણ તેઓની આ યુક્તિ વ્યર્થ ગઇ; કેમકે જાંગીરે તેમને દુરથી આવતા દીઠા, અને તે એક છલંગ મારી ઉઠી, ગુલ અને આઇના પાંખડાં પકડી, ત્યાંથી

જીવ લઇને નાંઠા. અંધારૂં હવે થઇ ચુકયું હતું, અને તેઓના નાહાસતા આકારો અંધારામાં ગેપ થઇ જાય તેમ હતું. આથી મંચી અને કાવસબી તેઓ પૂઠે દોડયા; પણ તેઓ ફાવ્યા નહિ. તે લુચ્ચાંઓ ઘણા દુર નીકળી ગયાં હતાં અને હવે તેઓ પુલ વટાવી ચુકયાં હતાં.

મંચી અને કાવસ જુસ્સામાં આવી જઇ એટલા તો જોરથી દોડતા હતા કે તેઓ સામેથી આવતાં માણસોને અથડી પડતાં સેજમાં બચી જતા, અને આ મુજબ તેઓ બેઉ જણા સામેથી ચાલી આવતા કોઇ ગ્રહસ્થને અંધારાંમાં અથડી પડયા; અને ત્રણે જણ ભોંયે પટકાયા. જેમ તેમ તેઓ એકમેકની માફી ચાહતા ઉઠયા, અને મંચીએ સાંજના ઝઝખલાંમાં પેલા અજાણ્યાનો ચેહેરો જોયો. તે ચમકી ઉઠયો! તેને લાગ્યું કે તેણે તેને કેથે જોયો હતો, પણ તે કયાં તે તેને યાદ આવ્યું નહિ.

તોબી તેને એકાએક યાદ આવી ગયું. તેને ખ્યાલ થયો કે તેણે તેને પેલા ટીબેત તરફના પીરામીડમાં જોયો હતો, કે જયાં તેના જેવાજ ચેહેરાનું મુડદું લાવવામાં આવ્યું હતું અને તેના પેલા સાધુ બાપે તેને બાદશાહ સિનયાગો તરીકે ઓળખાવ્યો હતો. વળી, તે મુડદું એમનામાહાતના જાદુથી કેટલીક પળ સુધી સજીવન થયું હતું અને તેણે જણાવ્યું હતું કે તે અમેરિકાના ન્યુયોર્કમાં જનમ લેશે અને તેનું નામ 'કાંકલીન જારડીન' પડશે.

આથી મંચીએ અંચીતો પેલા અજાણ્યા સાહેબને ઉપલું નામ બોલી સવાલ કીધો, અને તે અમેરિકન પોતાનું નામ એક ત્રાહેત શખસ તરફથી બોલાતું સાંભળી હેરત થયો. એ પછી મંચીએ તેને સઘળી બીના કહી, અને ઉમેર્યું કે તે તેની સાથે ખાનગીમાં કાંઇ અગત્યની બાબદ વિષે વાત કરવા માગતો હતો. આથી પેલા અમેરિકને એક ગાડી બોલાવી અને તેઓને પોતાના 'ફીફથ એવિન્યુ'માનાં ઘરમાં લઇ ગયો.

ત્યાં તેણે તેઓ સાથે એક સુફરે ભોજન લીધું. ખાણું ખાધા પછી તે તેઓને એક આરાસ્તે દિવાનખાનાંમાં લઇ ગયો, કે જે ઉંચા ટેસ્તથી શણગારેલું હતું.

તેણે તેઓને બેઠક આપી અને પોતે તેઓ સાંમે ગોઠવઇ બેઠો. જે પછી તેણે મંચીને તે શું કેહેવા માગતો હતો તે કેહેવા ફરમાવ્યું.

મંચીએ પોતાની કાંહાંણી તેની આગળ બોલે બોલ કહી. તે પોતે કોણ હતો, ક્યાં જનમ્યો હતો, કેવી રીતે ટીબેત જઇ લાગ્યો હતો, અને ત્યાં તેણે શું જોયું હતું; તેમ જ ત્યાં તે અમેરીકનના મુડદાંને તેણે પોતાની નજરે જોયું હતું, એ સઘળું તેણે માંડીને તેને કહ્યું, કે જે સઘળું બ્યાન કરતાં રાતની સવાર થઇ. સઘળું વર્ણન કર્યા પછી તેણે મહાત્મા એમનામાહાતના ફરમાવ્યા મુજબ પેલો જાદુઇ બોલ 'સેપંજીસરાએ' તેના કાનમાં કહ્યો; એટલે તે અમેરિકનને સઘળું યાદ આવી ગયું. તે એકદમ ઉઠી, 'ઓ મારા વ્હાલા હીંચી!' એમ ઇંગ્રેજીમાં બોલી મંચીને ભેટી પડયો.

એ પછી તેણે જણાવ્યું કે ટીબેત તરફના આ દેખાવો તેને ઘડી ઘડી સ્વપ્નમાં જોયા હતા. અને તેના તે જ બનાવો તેના મગજમાં ભમતા રહ્યા હતા; તે એટલા વેર કે આ નહિ સમજ પડે એવા બનાવો તેના મગજમાં શું કામ ભમ્યા કરતા હતા, જે વિષે તેને સમજ પડતું નહિ, અને તે આ ખ્યાલો કહાડી નાખવાને ફોકટનો પ્રયત્ન કરતો; પણ તેને આ ખ્યાલો આવ્યા જ કીધા, અને છેવટે કંટાળી તેણે ટીબેત તરફ ફરી આવવાને મુસાફરી કરવાનો વિચાર કીધો હતો.

જે દિવસે મંચી અને કાવસ એતેફાકથી તેને મળ્યા, તેની એક દિવસ આગમજ તેને એવો સ્વપ્નો જોયો હતો કે જાણે કોઇ તેને ટીબેતના જંગલોમાં કરગરીને બોલાવતું હોય, અને વળી તેણે ત્યાંના જંગલોમાં પડેલું તેનું મુડદું બી સ્વપ્નામાં જોયું હતું. આથી તે દિવસે સવારે ઉઠી તે બહુ શોકાતુર થઇ ગયલો હતો, અને જલદીજ ટીબેત તરફ મુસાફરીએ જવાનો તેણે પક્કો ઠરાવ કીધો હતો.

ત્યારે આ અમેરિકન યા તો એક હજાર વર્ષપરનો ઇજીપ્તનો બાદશાહ 'સિનીયાગો' કે જે તેના હાલના જન્મમાં અમેરિકાનો એક સૌથી પૈસાવાળો

કરોડપતિ હતો, અને જેનું નામ 'મી૦ કાંકલીન જારડીન' કરી હતું, તે આ બીનાથી અને મંચીના હેવાલથી બહુ તાજુબ થયો, અને અમેરિકનોના ચટપટીયા ખવાસ મુજબ, જલદી જ આ બાબેની શોધ કરવા તે તત્પર થયો.

સવારના ચા પાણી કરી મંચી અને કાવસ તેને તેઓના હોટલમાં લઇ આવ્યા; તે તેમને એતેફાકથી મળી ગયો જેની ગડબડમાં તેઓ નાહાસ્તા જાંગીરને તો ભૂલી જ ગયા હતા. હોટલમાં ખબર કહાડતાં માલમ પડયું કે જાંગીર તેની સાથની બેઉ ઐારીઓને લઇ પાછો કેથે જતો રહેલો હતો, કે જેની તેઓ આશા જ રાખતા હતા. તેઓએ તેના વિષે ખુબ શોધખોળ ચલાવી અને છેવટ એક સ્ટીમર કુંપનીમાંથી તેનો પતો મળ્યો. તેણે 'નેપલ્સ' જવા માટે ત્રણ ટીકીટો ખરીદેલી હતી અને તેજ રાતે ઉપડી ગયેલા મેલમાં તે તે તરફ ઉપડી ગયો હતો.

બીજો મેલ ઉપડવાને આઠ દિવસનો વિલંબ હતો, જેથી તેઓ તે દિવસની રાહ જોતા થોભ્યા. એ અરસામાં કાંકલીને તેઓને બધે ફેરવ્યા. ત્યાંનો ૧૧ માઇલ લાંબો અને ૩ માઇલ પહોલો બગીચો 'સેન્ટ્રલ પાર્ક' જોઇ તેઓ તાજુબ થયા, તેમ જ ત્યાંના આસમાનસે લાગી રહેલા ગંજાવર મેહેલો જોઇ તેઓએ હેરતની આંચકી ખાધી.

ફરવા હરવામાં આઠ દિવસ નીકળી જતાં વાર લાગ્યો નહિ, અને તેઓને ઉપડવાનો દિવસ આવી લાગ્યો. કાંકલીને પોતાની સઘળી તૈયારીઓ કરી રાખી હતી, જેથી તેઓ સ્ટીમરને ઠરવેલે દિને ન્યુયોર્કથી ઇતાલીના નેપલસ શેહેર તરફ ઉપડી ગયા. જેમ જેમ સ્તીમર બારાંમાથી બહાર નીકળતી ગઇ તેમ તેમ તેઓ ન્યુયોર્ક બંદરનો દુરથી દેખાતો મનહર દેખાવ જોઇ હેરત થયા. તેઓ 'બેડલો આઇલંડ' નામના ટાપુ આગળથી પસાર થઇ ગયા, કે જે ટાપુપર, 'લીબરટી' યાને છુટાપણાની દેવીનું ગંજાવર પુતળું મુકેલું હતું, કે જે પુતળું તેની ૧૫૫ ફીટની ઉંચી બેઠક મળી ૩૦૬) ફીટ ઉંચું હતું. તે એક ઓરતનું પુતળું હતું અને તેના ઉંચા એક હાથમાં વીજલીક મશાલ પકડાવેલી હતી.

# પ્રકરણ ૩૩ મું.

:o:

## વિસુવિયસનો બળતો પાહાડ !

સ્ટીમર ધીરે ધીરે 'હડસન' નદી ઓળંગી એટલાન્તીક મહાસાગરમાં દાખલ થઈ, અને બાર દિવસનો દરીયો દોહવી નેપલસ ખાતે આવી પુગી. મંચી, કાવસ, અને કોંકલીન બંદરે ગયા, જ્યાંથી એક હોટલમાં તેઓએ ઉતારો લીધો; અને તાજુબી ભર્યું તો એ હતું કે વરી પાછો આજ હોટલમાં જાંગીર, આઇ અને ગુલેબી ઉતારો લીધેલો હતો, કે જે તેમને ખબર કહાડતાં માલમ પડયું; અને આ મુજબ તે પાપીઓ તાજુબી ભરેલી રીતે પાછાં પોતાની મેળે તેઓના પંજામાં સપડયાં, કેમકે તેઓના પાપનો ઘડો હવે ઉભરાઇ ગયેલો હતો.

આઇ, કાવસની બૈરી ગુલનો જાંગીર સાથનો સંબંધ જાણી અદેખી પડી નહતી. 'આવ ભાઇ હરખા ને આપણે બેઉ સરખા,' તેમ તે બેઉ પાપીઓ મળી ગયાં હતાં, અને જ્યાં જાંગીર લઇ જાય ત્યાં જતાં હતાં; અને તેના કહેવા મુજબ નાહસવા શિવાય હવે તેઓનો છુટકો નહતો. તેઓની પુઠ શિકારીઓ લાગી ચુકયા હતા અને તેઓની ચુંગાળમાં ફસી ઇનસાફની દેવડીએ ચહડવાની, યાતો તેઓના હાથે ઠાર થઇ જવાની તેઓને હરઘડીએ ફાળ પડતી હતી.

જે વખતે મંચી કાવસ અને કોંકલીન, હોટલમાં આવી પુગ્યા, કે તેઓને હોટલની એક બારીયેથી જાંગીરે હોટલ આગળ ઉતરતાં જોયા, અને તેણે પાછી ધાસ્તી ખાધી. તુરત તે, તેમ જ ગુલ ને આઇ તૈયાર થઇ ગયાં, અને તેઓને લઇને તે હોટલને પાછલે બારથી નાઠો.

જેવી મંચીની ટોળકી હોટલમાં આવી પુગી કે તેના નાહાસવાની તેઓને ખબર પડી, અને તેઓબી સામાન ત્યાંજ પડતો નાખી તેઓ પુઠે દોડયા.

દુરથી તેઓને પેલાંઓના નાહસ્તાં આકારો દેખાયા અને તેઓબી જીવ લઇને તેમની પુઠ ગયા. જાંગીર, ગુલ અને આઇ સાથે એક ભાડુતી ગાડીમાં

કુદી પડયો, અને મંચીની ટોળકીબી એક ગાડીમાં બેસી મારતી ગાડીએ તેની પુંઠે ગઇ. જાંગીરની ગાડી જેટલી ઝડપે દોડતી હતી. તેટલી જ ઝડપે મંચીનીબી ગાડી દોડતી હતી. તે કયાં જવા માંગતો હતો, તે મંચીની ટોળકીને સમજ પડતું નહિ.

જાંગીરની ગાડી પુર ઝડપથી દોડી નેપલસ શેહેર બહાર ૧૧) માઇલ દુર આવેલા 'વિસુવિયસ'ના બળતા પહાડની તળેટી આગળ આવી લાગી ઉભી, અને તે, આઇ અને ગુલ સાથે એક છલાંગ મારી હેઠે ઉતરી પડયો. તેણે ગાડીવાનને આગમજથી જ ભાડું આપ્યું હશે, કેમકે તે જરાબી થોભ્યો નહિ, ને એકદમ પહાડપર જતી દોરડાંથી ખેંચાતી એક ત્રામમાં તેઓ સાથે બેસી ગયો.

તેની મકસદ શું હતી તે મંચીની ટોળકી પારખી શકી નહિ, પણ તેની હીલચાલ ઉપરથી સાફ માલમ પડતું હતું કે તે તેઓને આમ તેમ ભટકાવી કાંઇ ગોતું ખવડાવી નહાસી જવા ઇચ્છતો હતો કે જે તક તેઓના સાવચેતીથી પુંઠે લાગ્યાથી તેને મળતી ન હતી.

મંચીની ટોળકીબી પહાડ હેઠે આવી પુગી, પહાડપર જતી એક બીજી ત્રામમાં બેશી ગઇ. આ પહાડ ૧૮૪૦) માં ફાટયો હતો અને તે વખતે તેમાંથી નીકળેલા 'લાવા' અને ગંધકના પથ્થરો હજુ ત્યાં ઢગલાબંધ પડેલા હતા. આ 'લાવા' નામનો રસ લોખંડના સુકાઇ ગયેલા રસ જેવો લાગતો હતો, અને જ્યારે પહાડ ફાટે, ત્યારે તેના 'ક્રેતર' યાને મ્હોડાંમાંથી આ રસ ફુંફાડા મારતો ફીણુ ફીણુ થઇ ગરમ ખલખલતો બહાર નીકળી ઉભરાઇ જાય, અને પછી પહાડની બાજુમાંથી તેની નદીઓની નદીઓ થઇ વહી જાય, અને આસપાસના ગાંમડાંઓની ખરાબી કરે.

તેમજ તેના મ્હોડાંમાથી સંખ્યાબંધ ગંધકના પથ્થરો કડાકા કરી હજારો ફીટ ઉંચે સળગતા સળગતા ઉડે અને તમામ આસપાસના શેહેરમાં આગ ફેલાવે. ઉપરાંત વળી આબી થોડું હોય તેમ, તેના મ્હોડાંમાંથી બળેલી રાખનો સુસવાટો હવામાં હજારો ફીટ ઉંચે ઉડી તમામ આકાશ કાળું શાહી કરી આખાં

શહેરમાં અંધકાર ફેલાવી મુકે. આવો આ ખાનેખરાબ પહાડ કે જેની રાખમાં 'પોમપઇ,' 'હરકયુલેનિયમ,' અને 'સ્ટેબિયા' શહેરો સદાના દટાઇ ગયાં હતાં, ત્યાં તેઓ બદમાશ જાંગીરની પૂઠે જવા લાગ્યા.

આશરે અડધેએક કલાકે દોરડાંથી ખેંચાતી વીજલીક ટ્રામ પહાડના મથાલાંપર આવી પુગી, અને જાંગીર તેમ જ ગુલ ને આઇ તેમાંથી કુદી પડ્યાં. તેઓ ત્યાંની ઊની રાખમાંથી દોડયાં, કે જેના ત્યાં ઢગ થઇ રહેલા હતા. તેઓ 'ક્રેતર' યાને પહાડના મુખ આગળ જતાં હતાં, અને ત્યાં શું કામ જતાં હતાં તે મંચીની ટોળકીને સમજ પડતું નહિ.

તેઓબી તેઓ પુઠે દોડયા. ઊની રાખમાંથી પસાર થઇ જવાની જાંગીરની મકસદ એ હોય કે જેથી મંચીની ટોળકી હારી ખાઇ આગળ વધી શકે નહિ; પણ તેઓબી હવે જીવપર આવી ગયા હતા, અને આની દરકાર કર્યા વગર જોશબંધ તેઓ પુઠે ધસી જતા હતા.

જાંગીર હવે પહાડના મો આગળ બહુ નજદીક આવી પુગ્યો, કે જેમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા. આ તકનો લાભ લઇ મંચી તે મોટાં બાકાંની બીજી બાજુએથી જઇ જાંગીરની સામો થઇ ગયો અને તે તથા આઇ અને ગુલ સ્તબ્ધ થઇને ઉભાં. તેઓની પછવાડે કાવસ અને કોંકલીન ઉભેલા હતા અને હવે નાહાસવાનો રસ્તો ન હતો. બાજુમાં પહાડનું બળતું મુખ હતું, અને બધી બાજુએથી રસ્તો ઘેરાઇ ગયેલો હતો. તેઓ શરમીંદગીથી નીચું જોતાં ઉભાં, અને આ તકનો લાભ લઇ મંચી ખળભળાટથી જુસ્સાભેર બોલ્યો, અને કોંકલીન સમજી શકે તે માટે તે આ વખતે ઇંગરેજીમાં બોલ્યો:—

'ઓ ઠગારા! તારાં પાપી કરતુકો આખરે તુને, ને આ તારી દાકણોને આ પાહાડના ડરામણા દોજખ આગળ લાવ્યાં છે, કે જેમાં તમો હમણા દોજખની મજાહ ચાખવા ફના થનાર છો. હા, અમો ત્રણે જણ તમોને એમાં જ હોમાવી દેશું, અને ત્યારે જ તમોને અમને પહોંચાડેલાં દુ:ખનો ખ્યાલ આવશે.'

તે આટલું બોલી રહ્યો કે એકાએક પાહાડના મુખમાંથી વધુ ધુમાડાના ગેટાગોટા નીકળવા લાગ્યા. વખત મધ્યાન બપોરનો હતો અને હમણા બાર વાગ્યા હતા. ધુમાડો ધીમે ધીમે એટલો તો નીકળવા લાગ્યો કે તેના ચોમેર પંથરાવાથી થોડા જ વખતમાં આકાશબી કાળું સાહી થવા લાગ્યું, અને શાહેરમાં ઓચીંતો અંધકાર ફેલાઇ જવાથી શાહેરનું તમામ લોક ધાસ્તી ખાઇ જઇ દુરથી આ ધુમાડાના ગોટેગોટા જોવા લાગ્યું; અને સૌ કોઇ હેબતથી ધારવા લાગ્યું કે પહાડ ફાટવાની તૈયારી કરતો હતો.

પહાડની એક બાજુપરની 'ઓબઝરવેતરી'માંના ધરતીકંપ માપક યંત્રમાં ફેરફાર થવા લાગ્યો; અને તેનો 'પ્રોફેસર' ગભરાટમા બહાર ધસી આવી બુમ પાડી લોકોને ચેતાવતો પહાડની હેઠે ધસી ગયો, અને બુમો પાડી કેહેવા લાગ્યો કે પહાડ થોડા જ વખતમાં ફાટનાર હતો.

પાહાડપરથી ઉતરી પડવા માટે નીચેના લોકો મંચી અને તેની ટોળકીને બુમો પાડી કેહેવા લાગ્યાં, અને બધાં શાહેરની દુર નહાસવા લાગ્યાં. ધુમાડાના ગોટેગોટા વધતા જ ગયા. જાંગીરે નાહાસવાની કોશેસ કીધી પણ મંચીએ તેને મજબૂત ધરી રાખ્યો.

હવે કાલો ધુમાડો નીકળતો બંધ થઇ બાફના જેવો સફેદ નીકળવા લાગ્યો, અને આ સફેદ ધુમાડામાં તેઓએ એક લાંબી સફેદ દહાડીવાળા બુઢા જપ જેવા માણસના આકારને પાહાડના પેટામાંથી નીકળતો દીઠો, કે જેણે તમામ શુદ્ધ સફેદ પગ સુધીનો લાંબો વાગો પહેરેલો હતો. તે પાહાડના મ્હોંમાંથી નીકળી અદ્ધર હવામાં દેખાયો, અને તેની આસપાસનો ધુમાડો હટી જતાં મંચી, જાંગીર અને આઇએ તેને માહાતમા એમનામાહાત તરીકે તુરત ઓળખ્યો.

તેઓ તેને જોઇ અજાયેબીમા દંગ થઇ ગયાં અને આ મોજેજો શું હતો તે જોવા થકી કાવસ, કોંકલીન અને ગુલ આંખ ફાડી જોવા લાગ્યાં. એમનામા-હાતનું રૂહ તેમને એકચીતે જોવા લાગ્યું, હવે ધુમાડો ફીકો થવા લાગ્યો, અને છેવટ તે બાફના આકારમા સફેદ રંગનો થઇ ગેબ થઇ ગયો. કોઇ કાંઇ બોલ્યું

નહિ, પણ તરત જ માહાતમાં એમનામાહાતના રૂહનું મ્હોડું ખુલતું જણાયું, અને તે આ મુજબ ઇંગ્રેજીમાં બોલ્યું:—

'ઓ મારા વહાલા બેટા હીંચી! તે હમણાના મંચી! તેમ જ ઓ મારા વહાલા દોસ્ત બાદશાહ સિનયાગો! તે હમણાના કરોડપતી કોંકલીન! તેમજ ઓ મારા આ ભવના બેટા કાવસ! હું તમોને તે જંહાનથી અતરે મળવા આવેલો છું. ઓ મારા દીકરા કાવસ! હું તારો આ ભવનો બાપ પેસ્તનજી છું, કે જે ઘણાંક વર્ષનો ભરૂચથી ચીન જતો રહ્યો હતો, અને તેનો પતો મળ્યો નહતો. હું કયાં હતો તે વિષે તુંને આ મારા પેલે ભવના દીકરા હીંચીએ જણાવ્યું હશે. ઓ કાવસ! તારી બૈરી ગુલ, તે કોઇ જ નહિ પણ આગલા ભવની બાદશાહ સિનયાગોની વડી બેટી યાલી છે. તે ભવમાં એણી તે વખતના હલાકુ તે આ હમણાના જાંગીર સાથે પ્યારમાં પડી પરણી હતી, જે પછી જાગીર, આગલા હીંચી તે હમણાના આ મંચીની બૈરી જાંમી તે આ આઇમાયને લઇને નાહાશી ગયો હતો. તે ભવમાં એને બેઉ સાથે પ્યાર કીધો હતો અને હમણાંબી એણે તેમ જ કીધું. એક હજાર વર્ષ પછી એને એનાં ખરાં રૂપમાં પાછો અવતાર લીધો, પણ પાછો એ બદફેલીમાં પડ્યો, અને પાછાં એણે જાંમી અને યાલીને ફસાવ્યાં.'

હમણા એઓ આ પહાડના બાતરમાં ફના થનાર છે. એઓ હવે જાનવરી રૂપ અખત્યાર કરશે. બીજાં એક હજાર વર્ષ પછી એઓ પાછાં એઓના અસલ રૂપમાં જનમશે, પાછી એઓની ઇમાનતની કસોટી ફરીથી શરૂ થશે, અને તેમાં જો એઓ પાછાં અસલ જેવાં જ નીકળશે તો પછી એઓનો દેવ દરૂજો અને દાકણોનો અવતાર થશે. ઓ મારાં વહાલાંઓ! આખીર સલામ! મારી પ્રબલ ઇચ્છાને જોરે જ એ પાપીઓ ઇહાં ઘસડાઇ આવ્યાં છે, અને એઓને શિક્ષા કરવા જ મેં એઓને ઇહાં બોલાવ્યાં છે.'

'થોડાંક વર્ષની વાતપર એક ઇનસાન, કે જેનું નામ 'ફ્રાસ્ત' કરી હતું, કે જેણે પોતાનો આત્મા સેતાનને વેચ્યાથી તેનોબી ઇહાં જ ચાર થયો હતો;

અને હજુબી તે આ પહાડના ભીતરમાં અમર કાયા લઇ એક કંગાલ દેવના રૂપમાં સબડે છે. આ માણુસ વિષે તમોએ મહાન લખનાર 'રેનોલ્ડસ' ની 'ફોસ્ત' નામની કથામાં વાંચ્યું હશે, કે જે બોલેબોલ સાચ્યું છે. મારા વહાલાઓ! હવે હું રજા ચાહું છું. બીજાં એક હજાર વર્ષ પછી હું પાછો જનમશ, હું પેલા પીરામીડમાં પાછો જવશ ને તમો બધાંને પાછાં તેડશ. ઓ મારા બેટા હીંચી! તું આ મારા હમણાના બેટા કાવસને તેમજ મારા દોસ્ત બાદશાહ સિનયાગોને તે પીરામીડમાં લઇ જજે અને એઓને સઘળું દેખાડી વાકેફ કરજે. હવે હું રજા ચાહું છું, ઓ વહાલાંઓ! હું મારાં બેહેસ્તના ફરેસ્તા પાસે પાંચ મીનીટ બહાર જવાની રજા લઇ હ્યાં આવ્યો છું, અને હવે વખત થઇ ગયો છે. હું રજા ચાહું છ, ઓ વહાલાઓ! છેલ્લી સલામ! આ પાપીઓને હું દોજખમાં પહોંચાડતો જાઊંછ!'

તે પોતાનું બોલવું પુરૂં કરી રહ્યો, કે તેણે એક એવી તો તિક્ષ્ણ નજર જાંગીર, આઇ અને ગુલપર ફેંકી કે તેઓ થરથર ધ્રુજવા લાગ્યાં. એ પછી એકાએક તેઓની આંખ પોતાની મેળે બંધ થઇ ગઇ, અને તેઓ જાણે કોઇ તેઓને ઘસડી જતું હોય તેમ ધીમે ધીમે પેલા પહાડના મુખ આગળ જવા લાગ્યાં. તેઓ તેની છેક કીનારે આવી પુગ્યાં, એક પગલું વધારે, અને તેઓ ચીચયારીઓ પાડી પાહાડના બોમા ગબડી પડયાં! તેઓ અંદર પડયાં, કે માહાતમા એમનામાહાતના મ્હોડાંમાંથી ખડખડ હસવાનો અવાજ આવ્યો અને તે મંચી, કાવસ, અને કોંકલીન તરફ એક છેલ્લી પ્યાર ભરી નજર ફેંકી હવામાં ગેબ થઇ ગયો.

આ સઘળા બનાવે મંચી કાવસ અને કોંકલીનપર બહુ ગંભીર અસર કીધી, અને તેઓ એક પળ દીગમૂઢ થઇ દાચું વકાસ્તા ત્યાં અજાયેબીમાં ઉભા જ રહ્યા. એ પછી ત્રણે જણુ ગુડણ મરડી પડયા અને ત્યાં સેજડો કીધો.

મહાતમા એમનામાહાતનું રૂહ ઇંગ્રેજીમાં બોલ્યું હતું જેથી કોંકલીન પણ તેનો ખુલાસો સમજી ચુકયો હતો, અને હમણા કોંકલીન તે પેલે ભવના બાદશાહ

સિનયાગોનો અવતાર ઇંગ્રેજનો હોવાથી એમનામાહાતનુ રૂપ ઇંગ્રેજીમાજ બોલ્યું હતું; કે જેથી તે સમજી શકે.

એ પછી તેઓ ગંભીર ચેહરે પાછા તે પાહાડપરથી નીચે આવ્યા, અને લોકો તેઓને જીવતા પાછા ફરેલા જોઇ, તેમજ પાહાડમાંથી નીકળતો ધુમાડોબી બંધ થઇ ગયેલો જોઇ ખુશાલીના અવાજો કરવા લાગ્યાં.

## પ્રકરણ ૩૪ મું.

## એમનામાહાતની કથાનું ઇંગ્રેજીમાં પુસ્તક.

તેઓ પોતાના હોટલમા પાછા ફર્યા. ત્યાં થોડાક દિવસ ગુજાર્યા બાદ, તેઓ ત્યાંથી ઉપડતી એક સ્ટીમરમાં ચીન તરફ ઉપડી ગયા, અને ત્યાંથી ઉંટપર મુસાફરી કરતા પેલું જંગલી જાનવરોથી ભરેલું ટીબેતનું જંગલ પસાર કરી પેલા પીરામીડ તરફ આવી પુગ્યા. તેઓને તે જંગલમાંના ફાડી ખાનારાં જાનવરો બહુ મળ્યાં હતાં, પણ મંચી પેલો જાદુઇ બોલ 'સેપંજીસરાએ' જાણતો હોવાથી તે તેઓને દુર કરી શકયો, અને જેથી તેઓને તે જંગલ પસાર કરવામાં કશાબી હરકત નડી નહી.

એ પછી મંચી, કાવસ અને કોંકલીનને તે પીરામીડમા લઇ ગયો અને ત્યાંની સઘળી કરામાતો તેઓને દેખાડી. કોંકલીન પોતા સાથે કેમેરા લાવેલો હતો જેથી તેણે ત્યાંના સઘળા ફોટો ઉતારી લીધા, તેમજ પોતા સાથની નોંધ પોથીમાં તેણે જરાકે જરાક નોંધ કરી લીધી.

ત્યાંની એક પથ્થરની પેટીમા પોતાનું મુદદું જોઇ તે બહુ તાજુબ થયો, તેમજ ત્યાંના મુડદાંથી ભરેલા મ્હોલ્લાના મ્હોલ્લા જોઇ તે અજાયેબીમા દંગ થઇ ગયો. વલી તે પીરામીડની બાજુમાનું પેલું પથ્થર થઇ ગયેલું શાહેર જોઇનેબી તે હેરત રહ્યો હતો.

સઘળું જોઇ જાઇ તેમજ ત્યાંના નકશા અને ફોટો ઉતારી લઇ તેઓ ત્યાંથી પાછા ઉપડયા, અને પાછા ચીન આવી ત્યાંથી તેઓ ઇજીપ્ત તરફ ઉપડી ગયા.

મંચી પોતાના જાદુના જોરે જ્યારે જોઇએ ત્યારે અને ગમે તેટલા પૈસા ઉપ-જાવતો હતો, જેથી તેઓને ઘણી સવલતા થતી હતી.

ઇજીપ્ત આવી પુગી તેઓ એબીલોનના દતાઇ ગયેલાં શહેર તરફ ઉપડી ગયા અને ત્યાં તેઓએ શોધખોળો ચલાવી. ઘણા ભીતરના જંગલોમા જતાં તેઓએ પેલું એક હજાર વર્ષપર સીતલાની મરકીથી ફના થઇ ગયેલું શેહેર જેમનું તેમ હયાત જોયુ, કે જેની નોંધ ટીબેત તરફના પેલા પીરામીડમાના ગંજાવર પોથામા કરેલી હતી.

તેઓ આ જોઇ બહુ તાજુબ થયા. જે માફક તે પોથામાં આને વિષે લખેલું હતું તેજ માફક હમણા તેઓએ જોયું. દરેક ઘરો, કે મ્હોલ્લાઓ, કે ખુલ્લાં મેદાનો, મુવેલાં માણસોના સુકઇ ગયેલાં શરીરોથી ભરેલા હતા. હજુ તેઓમા જરાબી ફરક પડેલો હોય એમ લાગતું હતું નહિ, અને જાણે હજારો વર્ષપર ડરીને ત્યાંથી નાહાસી ગયેલાં જંગલી જાણવરોબી ત્યાં પાછાં આવ્યાં ન હતાં; જેથી તેઓના શરીરો એમના એમ કોહી સુકઇ ગયેલાં હતાં; અને હજુ પેલા કીડાઓથી ત્યાંના મ્હોલ્લે મ્હોલ્લા ઉભરાઇ ગયેલા હતા.

તેઓ ત્યાંથી ઝડપમાં પાછા ફર્યા કેમકે ઘણો ખરાબ કોહયો વાસ આવતો હતો. કોંકલીને ત્યાંનાબી દરેક ફોટો તેમજ નોંધો કરી લીધી હતી.

આ સઘળું જોઇ તેઓ ત્યાંથી પાછા ફર્યા. કોંકલીને હવે પોતાને વતન પાછા ફરવાની ઇચ્છા બતાવી, તેમજ મંચી અને કાવસ પાછા મુંબઇ જવા તત્પર થઇ રહ્યા. આથી તેઓ 'પોર્ટ સઇદ' આવી ત્યાંથી છુટા પડયા; કોંક-લીન ન્યુયોર્ક જતી એક સ્ટીમરમાં પાછો પોતાને વતન ગયો તેમજ મંચી અને કાવસ મુંબઇ આવી પુગ્યા.

કોંકલીને પોતાને વતન જઇ એક વર્ષ બાદ, 'એમનામાહાત, તે એક હજાર વર્ષ પછી એક પારસી તરીકે પાછો જન્મેલો એબીલોનનો મહાન બાદ-શાહ, અને તેની દિલકશ કાંહાંણી,' એવે નામનું ઇંગ્રેજીમાં એક પુસ્તક પ્રગટ કીધું, અને આ પુસ્તકે આખી દુનિયામાં હોહોકાર મચાવી મેલ્યો. આ પુસ્તકમાં તે પોતે કોણ હતો, તે તેણે ખુલ્લું જણાવેલું હતું, તેમજ તેની, મંચી, અને તેની બૈરી આઇ, તેમજ કાવસ, ગુલ, અને જાંગીરની સબીઓ પ્રગટ કીધેલી

હતી; ઉપરાંત તેઓ અસલ રૂપમા કોણ કોણ હતાં તેબી જણાવેલું હતું. કાવસે પોતાના બાપ પેસ્તનજી તે, આગલા ભવના એમનામાહાતનીબી સબી તેનાપર મોકલાવી હતી કે જે તેણે પુસ્તકના પહેલાં પાનાપર છપાવેલી હતી.

તેના આ પુસ્તકે દેશ દેશમાં ધુમરાન ફેલાવી મુક્યું, અને આ બાબત સરકારના કાને ગઇ કે જેણે એક મોટું લશકર ભેગું કરી તેની સરદારી એક બાહોશ યોધાને આપી પેલા પીરામીડ તરફ ખોળ કરવા રવાને કીધું, કે જેઓ જીવતા કે મુવેલા પાછા ફર્યાજ નહિ. કોંકલીને એ પીરામીડ તરફના જાનવરોની હસ્તી વિષે તેના પુસ્તકમા સાફ લખેલું હતું, અને ત્યાં નહિ જવાની તાકીદ કીધેલી હતી, કે જેને મચક આપ્યા વગર સરકારે આ લશકર ત્યાં મોકલ્યું, અને એકે એક લસ્કરીઓ ફાડી ખાનારાં જાનવરોના ભોગ થઇ પડયા.

આ પછી તે પીરામીડ તરફ જવાની કોઇયેબી હિમ્મત કીધી નહિ, અને હજુબી ત્યાં કોઇબી જવા પામશે નહિ. આજથી બીજાં એક હજાર વર્ષ પછી માહાતમા બાદશાહ એમનામાહાત પાછો જનમી પોતેજ ત્યાં પાછો જવા પામશે, અને ત્યાં જઇ તે જાદુના જોરે પાછો પોતાના સાથીઓને ત્યાં બોલાવશે; અને પછી પોતાનો જાદુઇ અભિયાસ પાછો આગળ ચલાવશે. તે અમરગીનું એજમત શોધી કહાડી દુનિયાના લોકોને તે એજમતી પાણી પીવડાવશે, કે જેથી એકે એક ઇનસાન અમ્મર કાયાનુ થઇ જશે. તથાસ્તુ.

એ પછી કાવસ અને મંચીએ એક એકની સાથે રહી બહુ સુખી જીંદગી પસાર કીધી. મંચીએ પોતાના જાદુના જોરે લાખોની રકમ ઉપજાવી તેનો એક હાથે વેપાર કરી તેનો ચાર્જ પોતાના બેટા સોરાબને આપ્યો, અને તેને મોટે ઘેર પરણાવી આપ્યો, તે બાલબચાંથી સુખી થયો. શીરીનનેબી તેણે મોટે ઘેર પરણાવી આપી, અને લગનની રીતમાં પચાસ લાખનું પલ્લું એનાએત કીધું.

મંચીએ બધી મલી પચાસ કરોડની સખાવત કીધી. લોકો તાજુબ થયાં કે તે આટલો બધો પૈસો કયાંથી લાવ્યો હશે! સરકારે તેને બેરોનેટ બનાવ્યો, અને તેને લોકલોકમાં માન મળયું. જીંદગીના છેડા તુલીક તે પોતાના જુના દોસ્ત કાવસને ભૂલ્યો નહિ, અને પોતાના જાદુના જોરે બીસ્યાર પૈસો ઉપજાવી તેણે

તેને બી આપ્યો, અને કાવસેબી બેશુમાર પોતાને નામે સખાવત કીધી. તેનેબા બેરોનેટનો ખેતાબ મળયો, અને આ બે શેઠિયાઓએ પોતાની સખાવતોથી તમામ દુનિયા ધ્રુજાવી.

કાવસ અને મંચીએ નેવું વર્ષની ઉમ્મર ભોગવી, અને બેઉ સાથેજ નાતવાનીથી મરણ પામ્યા. તાજુબી ભર્યું તો એ હતું કે તેઓની ઉમ્મર એકજ સરખી, તેમજ તેઓના વર્ષોબી એકજ દહાડે પડતાં હતાં. તેમજ તેઓ એકજ દહાડે, એકજ કલાકે, અને એકજ પળે સાથે મરણ પામ્યા હતા. તમામ મુંબઇના શેહેરીઓ તેમની પાયદસ્તે ગયા, કુલ્લે એક લાખ આદમી, શું જાત કે પરજાત તેમને છેલ્લું માન આપવા છેક ડુંગર સુધી ગયું, અને આવી રીતે જેમ હમેશાં બને છે તેમ સખાવત તેમજ હાતમ દીલનો તેઓને ઉંચો બદલો મળયો.

તેઓ મરણ પામ્યા કે તમામ દુનિયામાં તાર સમાચાર ફરી વળયા કે અમેરીકાનો મહાન કરોડપતી કોંકલીન મરણ પામ્યો હતો; અને લોકોએ તાજુબીથી જોયું કે જે દિવસે મંચી અને કાવસ મરણ પામ્યા તેજ દિવસે અને વખતે કોંકલીનબી અમેરિકામા ગુજર્યો.

આ ત્રણે મહાન નરોએ સાથે સંપ કરી એવો મનસુબો કીધો હતો કે તેઓની મરણની છેલ્લી ઘડીએ તેઓએ એક હજાર વર્ષ પછી પાછા તેઓનાજ અવતારમા પેદા પડવાની ઇચ્છા કરવી, અને તે મુજબ તેઓએ એવી ઇચ્છા કીધી હતી. હવે તેઓ પાછા પેદા પડશે કે નહિ તે હવે પછી એક હજાર વર્ષપર થનારાં લોકોને માલમ પડશે, અને અગર આ પુસ્તક જો કોઇની પાસે સલામત રહેવા પામ્યું હશે, તો તેઓ પોતપોતાની હકીકત જાણી એક બીજાંને ઓળખશે; માટે પ્રિય વાંચનારાંઓ! મેહેરબાની કરી આ પુસ્તક પેઢી દર પેઢી જાળવી રાખવું.

